THE CORONATION YEAR.

સચિત્ર માસિક.

# શ્રીભક્ત.

પુસ્તક ૮ મુ.
અંક ૧ લો.
આષાઢી પૂર્ણિમા.
૧૯૬૭.

તંત્રી. જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત.
સુરત.





શ્રીરાધાકૃષ્ણ.

અધિપતિ અને પ્રકાશક.
જમિયતરામ લક્ષ્મીરામ પંડિત.
અમદાવાદ.

એજન્ટસ.
મેશર્સ જં પંડિત અને કંપની
મુંબાઈ

Cover Printed by 'Lakshmi Art Byculla

# राज्याभिषेक निमित्त अभिनंदन.

આપણા લોકપ્રિય શહેનશાહ નામદાર પાંચમા જ્યૉર્જ

અને

તેમનાં સહધર્મચારિણી મહારાણી

વિક્ટોરીઆ મેરીને

રાજ્યાભિષેકના મંગળ પ્રસંગ નિમિત્ત **શ્રીભક્ત** પત્ર પોતાના અંતઃકરણની ઉંડી લાગણી પૂર્વક અભિનંદન સમર્પે છે અને પરમાત્મા પ્રતિ નમ્ર પ્રાર્થના કરે છે કેઃ—

પરમાત્મા અમારા શહેનશાહ નામદાર **પાંચમા જ્યૉર્જ** અને મહારાણી **વિક્ટોરીઆ મેરીને** સર્વ પ્રકારના વિજય સાથે દીર્ઘયુશ અર્પો.

વિશ્વના સર્વ સામર્થ્યો અને સાધનોના ભંડાર તેમના માટે કૃપા કરી ખુલ્લા મૂકો અને તેમનામાં રહેલા સર્વોત્તમ ગુણો એટલા તો વિકાસને પામો કે તેઓ **નામદાર** પોતાની પ્રિય પ્રજાનું યથેચ્છ લાલન પાલન કરે અને તેમનામાં ઉત્તમ માનુષી તથા દૈવી સદ્દગુણો અને સામર્થ્યો પ્રકટાવવામાં અને તેમની અભિવૃદ્ધિ કરવામાં વિજયી થાય.

**શ્રીભક્ત** પુનઃ પુનઃ યાચના કરે છે કે જે જે ઉત્તમ અને સુંદર છે તે સર્વ હે પ્રભો! આપ અમારા વત્સલ રાજકર્તાને પ્રાપ્ત કરાવો? અસ્તુ.

આ આનંદના અને મંગલ પ્રસંગના સ્મરણાર્થે **શ્રીભક્ત** પોતાના આઠમા વર્ષને The Coronation Year ધી **કોરોનેશન ઈઅર** એ નામ આપે છે.

## પ્રસંગ પરત્વે નામદાર શહેનશાહે કરેલાં

### ભાષણોમાંથી થોડાંક અવતરણો.

લીવરપુલની નૌકાવિષયક શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ સમક્ષ; "વીશ વર્ષના દરીઆના અનુભવ પછી, તમારી સમક્ષ ત્રણ બાબતો મૂકવાને હું હિંમત ધરૂં છું. તે ત્રણ બાબતો ઉપર તમે બરાબર ધ્યાન આપશો તો ભવિષ્યમાં તમારી જીંદગીમાં તમને વિજય પ્રાપ્ત થયા વગર રહેશે નહિ. તે ત્રણ બાબતો આ છે. ૧. પ્રમાણિકપણું. ૨ આજ્ઞાધારકપણું, અને ૩. ઉત્સાહ. પ્રમાણિકપણાથી તમારા હાથ નીચેના માણસો તમારા ઉપર ભરોંસો રાખશે, આજ્ઞાધારકપણાથી તમારા ઉપરીઓ તમારા ઉપર ભરોંસો રાખશે અને ઉત્સાહથી તમે તમારી ફરજો બરાબર બજાવીશકશો."

પ્રિન્સઓફ વેલ્સ તરીકે હિન્દુસ્તાનની મુસાફરી પુરી થતાં પાછા ફરતી વખતે; "આ વિશાળ અને અદ્‌ભુત ભૂમિના જુદા જુદા ભાગમાં વસતા મારા બીજા મિત્રોને હું ખાત્રી પૂર્વક કહું છું કે પ્રેમ અને ઉપકારની લાગણી સાથે અમે આ કિનારો છોડીએ છીએ. અમે હિંદુસ્તાન જોયું છે........અને જેટલું જોયું છે તેટલાથી અમારા મનમાં વધુ જોવાની ઈચ્છા થશે,અને જ્ઞાતિ અને ધર્મના ભેદ વગર અમારી સમગ્ર પ્રજાના હિત તરફ અમે અમારૂં દીલ લગાડીશું."

વિલાયત પહોંચ્યા પછી ગીલ્ડહોલ ખાતેના ભાષણ સમયે; "ધૈર્યતા, નીખાલસપણું, રાજ્યભક્તિ અને ધર્મ પરાયણતા જે હિંદુસ્તાનના લોકોના મુખ્ય લક્ષણો છે તેનો મને અનુભવ મળ્યો છે. આપણા રાજ્યના શુદ્ધ ન્યાય અને નેકી ઉપર તેમને પૂર્ણ વિશ્વાસ છે. મેં જેજે જોયું છે અને સાંભળ્યું છે, તે ઉપરથી કહ્યા વગર ચાલતું નથી, કે હજુ પણ વધારે દીલસોજી બતાવવામાં આવે તો હિન્દુસ્તાનમાં રાજ્ય કરવાનું કામ વધારે સહેલું થશે. હું જણાવવાની હિંમત ધરૂં છું કે, આવી દીલસોજીનો હિંદી પ્રજા તરફથી સ્વાભાવિક પ્રત્યુત્તર મળયા વગર રહેશે નહિ."

---

શ્રી સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ.




पुस्तक ८ मुं.] संवत् १९६७. आषाड, शुक्ल पक्ष १५. [अंक १.

# श्री इष्टदर्शनप्राप्त वृत्तिना उद्गार.

શ્રીયુત ગોવર્ધન. એલ્ફિન્સ્ટન કોલેજ—મુંબાઈ.

પદ.—( વાલમજી વહેલા વળજોરે—એ રાગ. )

નિજ નયને નરહરિ ન્યાળુ રે, નેહ ધરીને,
ભય, ભ્રાંતિ, ભેદ ન ભાળુ રે, નાથ વરીને,
ગિરિવર જેમ ગગન નિહાળે સ્થિરતાથી તાપ સહીને,
ગુરુવર ન્યાળુ દુઃખ દહીને રે— નેહ૦
સરિતા જેમ સ્નેહ ધરીને નિજનાથ ઉદધિને મળતી,
મુજ મતિ ઇશે તેમ ગળતી રે— નેહ૦
વેલી વૃક્ષે વિંટાતાં આશ્રયથી પુષ્ટજ થાતી,
વૃત્તિ તેમ ઇષ્ટને સ્હાતી રે— નેહ૦
બીજક એકજ ફળ ઝાઝાં ઉપજાવે જેમ પ્રયત્ને,
રાચું તેવા પ્રભુ યત્ને રે— નેહ૦
પૃથ્વી, અપ, તેજને વાયુ ધાતાં જેમ લીન આકાશે,
લીન થાઉં ઇશ પ્રકાશે રે— નેહ૦

---

# वर्षारंभ.

( લેખક. જ. લ. પંડિત. )

मन्द्रषालाना कर्त्ता—મુંબાઈ.

સર્વત્ર આનંદ આનંદ વ્યાપી રહ્યો છે. તમારામાં અમારામાં અને આપણી આસપાસ સર્વત્ર આનંદ આનંદ થઇ રહ્યો છે. ઉંચે આકાશ પ્રતિ દૃષ્ટિ સ્થાપો કે નીચે ભૂમિતલને નીહાળો, આઠે દિશા પ્રતિ જુઓ કે તમારા પોતાના ઉંડાણમાં નજર નાખો, તમારા પોતાના અભ્યંતરને તપાસો, સર્વત્ર આનંદ આનંદ અને આનંદ જ પ્રતીત થાય છે.

આટલો બધો આનંદ શાથી થાય છે?

સખત ગ્રીષ્મ ઋતુના તાપથી વર્ષારંભ વિશ્વને મુક્ત કરે છે. સામયિક પવનો આકાશમાં અહિં તહિં ફુંફાડા મારે છે અને તે હિમગિરિનાં શીતળ શિખરો ઉપરના ઠંડા વાતાવરણ સાથે અથડાય છે. વાયુમાં રહેલું જલ શીતળ વાતાવરણના સંબંધમાં આવતાં તેનાં વાદળો બંધાય છે. આ વાદળાંને પવન આખા ભારતવર્ષમાં ફેલાવે છે અને વર્ષાનો આરંભ થાય છે.

કોઇ રાજાધિરાજની સ્વારી પધારતી હોય તેમ દિશાઓની પેલી પારથી ધીમી ધીમી મેઘગર્જના સંભળાય છે. ક્વચિત્ ક્વચિત્ વિદ્યુતલતા આકાશ માર્ગમાં ચમકે છે અને વર્ષાદનો છંટકાવ શરૂ થાય છે, ધીમે ધીમે વર્ષાદ વધે છે. નેવાંમાંથી જલની ધારાઓ પડે છે. શેરીઓ અને પોળના રસ્તાઓ પર પાણીના પ્રવાહો વેહવા માંડે છે. અને જો ગામની-નગરની બહાર જઇએ તો આપણને આપણાં ગામ કે નગર જલના સમુદ્રમાં તરતાં માલમ પડે છે.

ગામ કે નગરની બહાર ખેતરો પ્રતિ દૃષ્ટિ નાખીશું તો તે સઘળાં જલમાં ડુબી જતાં નજરે આવશે અને ખેતરોની વાડો તથા નાનાં મોટાં ઝાડો વર્ષાદને લીધે મોટાં મોટાં મોતી ટપકાવતાં આપણને જણાશે.

થોડા જ કલાક વહી ગયા પછી સઘળાં જ ખેતરોમાં ઘાસ વગેરેના સુંદર કોમળ અંકુરો બહાર ડોકીયાં કરતા માલમ પડે છે. ખેડૂતો હળ જોડે છે અને આખા વિશ્વના પોષણને અર્થે કૃષીકર્મ આરંભે છે. થોડા જ સમયમાં બધાં જ ક્ષેત્રો નાના પ્રકારના છોડવાઓના લીલા છમ ગાલીચાથી ઢંકાઇ જાય છે, અને આપણા હર્ષનો પાર જ રહેતો નથી.

નવા વર્ષ માટે જે સમયે નાના પ્રકારનાં અન્ન વગેરે પકવવાનો આરંભ થાય છે તેજ ખરેખરો વર્ષારંભ છે, અને આ વર્ષારંભ વર્ષાના આરંભ સાથે થતો જોઇ કયા સહૃદય અંતઃકરણને અધિક આનંદ ન થાય?

શરદ, હેમંત કે શિશિર, વસંત કે ગ્રીષ્મ, ગમે તે ઋતુ લો, પણ તે ઋતુનાં સર્વ

સુખોનો આરંભ વર્ષાઋતુમાં થાય છે. નાના પ્રકારના ભોજ્ય પદાર્થો માટે, શરીર રક્ષણનાં વસ્ત્રો માટે અને વિવિધ પ્રકારનાં વૈભવોનાં સુખો માટે કૃષીકર્મનો આરંભ આ વર્ષાઋતુમાં જ થાય છે.

જેમ શરીરના પોષણ અને રક્ષણ માટે પદાર્થો તૈયાર કરવાનો આરંભ વર્ષાઋતુમાં થાય છે, તેમ શરીર અને મનને પવિત્ર કરવાની ધાર્મિક ક્રિયાઓ પણ બહુધા વર્ષાઋતુમાં કરવામાં આવે છે. શિયાળા કે ઉન્હાળામાં ધાર્મિક ક્રિયાઓ, વ્રતો, ઉપવાસો જેટલા કરવામાં આવે છે તે કરતાં ચાતુર્માસમાં અધિક પ્રમાણમાં કરવામાં આવે છે.

જગતમાં ઉત્પન્ન થવાની ક્રિયા ચાતુર્માસમાં અત્યંત વેગ વડે ચાલે છે. વર્ષાદનાં ફોરાં પડતાં જ જમીનમાં રહેલી ગરમી અને જલની શીતલતા ભૂમિમાંના બીજકોમાં રહેલી ક્રિયાશક્તિને વેગ અર્પે છે અને થોડા જ કલાકોમાં બીજકો અંકુરો કાડે છે.

જેવી રીતે બાહ્ય સૃષ્ટિમાં ગરમ સામયિક પવનો અને હિમગિરિ ઉપરના શીતલ વાયુનો સંબંધ થવાથી વાતાવરણમાં વાદળ બંધાય છે અને વર્ષાદ વર્ષે છે તથા જમીનમાંની ગરમી અને વર્ષાદના જલની શીતલતાનો સંબંધ થતાં ભૂમિમાં રહેલાં બીજકો અંકુર કાડે છે,તેમજ આંતર સૃષ્ટિમાં પણ બને છે. અંતઃકરણની સામગ્રી આ ઋતુમાં વિલક્ષણ બલોથી ક્રિયા કરે છે. અને નાના પ્રકારની ઉત્તમ સૂક્ષ્મ સૃષ્ટિઓ મન વાટિકામાં અંકુરો કાડવા માંડે છે.

આપણાં ધર્મ શાસ્ત્રો અને પુરાણો ભિન્ન ભિન્ન પ્રકારે આ સત્યને પ્રકટ કરે છે. આ સત્યને હજારો વર્ષથી આપણી પ્રજા સમજતી આવી છે. કોઇપણ સંપ્રદાય કે પંથ લો અને તમને જણાશે કે તેમના અનુયાયીઓ આ સત્યને જાણે અજાણે પણ અનુસરે છે. વર્ષના બીજા ભાગ કરતાં ચાતુર્માસમાં અધિક પ્રમાણમાં ધર્મક્રિયાઓ કરે છે, અને તેનાં ઉંચાં પરિણામો તેઓ ભોગવે પણ છે.

ગ્રીષ્મ ઋતુમાં તાપથી તપેલી જમીન પર વર્ષાદનું શીતલ જળ પડવાથી ભૂમિમાં રહેલાં બીજકો અંકુર કાડે છે. એ વાર્તા સત્ય છે પણ મનમાં રહેલી સામગ્રીને અંકુર કાડવા વેગ અર્પનાર હેતુ કયો છે તે સમજવું જોઇએ.

મનુષ્ય માત્રના અંતઃકરણમાં નાના પ્રકારની ઇચ્છાઓ ઉદ્ભવ કરે છે. કોઇ અંતઃકરણોમાં ધર્મ વિષયક ઇચ્છા થાય છે, તો કોઇ અંતઃકરણમાં અર્થ વિષયક ઇચ્છા પ્રકટે છે. કોઈ અંતઃકરણ કામ વિષયક ઇચ્છાઓ કરે છે, તો કોઇ અંતઃકરણમાં મોક્ષ વિષયક ઇચ્છાઓ પ્રકટયાં કરે છે. કોઇને સ્ત્રી પુત્રની ઇચ્છા હોય છે તો કોઇને ધનવાન્ થવાની ઇચ્છા હોય છે. કોઇને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે તો કોઇના અંતઃકરણમાં દુઃખ માત્રથી મુક્ત થવાની ઇચ્છા પણ પ્રવર્તતી હોય છે.

આ નાના પ્રકારની ઇચ્છાઓ મનુષ્યના અંતઃકરણમાં રહેલી સામગ્રી સૂચવે છે. જ્યાં સુધી ઇપ્સિતાર્થ પ્રાપ્ત થયો હોતો નથી ત્યાં સુધી અંતઃકરણમાં એક પ્રકારનો પરિતાપ ચાલૂ જ રહે છે. આ પરિતાપ એ મનભૂમિમાં રહેલી ઉષ્ણતા છે, અને ઇચ્છાઓને તૃપ્ત કરાવનાર ઉપાયો એ શીતલતા છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ અથવા પુત્રદારેષણા, વિત્તેષણા અને લોકેષણા સિદ્ધ કરાવનાર ઉપાયો શાસ્ત્રોમાં વર્ણવેલા છે. આ શાસ્ત્રોના બોધને—રહસ્યને પ્રાપ્ત કરાવવા શ્રી સદ્ગુરૂ ભગવાન કૃપા વર્ષાદ વર્ષાવે છે. આ કૃપા—વારીની શીતલતા અંતઃકરણનાં બીજકોને સ્પર્શ કરે છે કે તે અંકુરને કાડે છે અને બલવાન વેગથી ક્રિયા કરવા માંડે છે.

આ આંતર બલવાન ક્રિયાઓ આંતર સૂક્ષ્મ સૃષ્ટિઓને રચવામાં હેતુભુત થાય છે અને સમય જતાં તેજ સૂક્ષ્મ સૃષ્ટિઓ સ્થૂલ ભૂમિમાં પ્રકટતાં બાહ્ય ભોગોને પ્રાપ્ત કરાવે છે. ચારે પુરુષાર્થની પ્રાપ્તિ કરાવે છે. અને ત્રણે ઇષણાની તૃપ્તિ સધાવે છે.

પણ મન ભૂમિમાં રહેલાં સર્વ બીજકો અંકુર કહાડે તેથી વાસ્તવ સુખ પ્રકટતું નથી. જમીનમાં રહેલાં હજાર પ્રકારનાં બીજકો અંકુર કાડે છે તેને કુશળ કૃષીકાર સાવધાનતાથી ખેડી નાખે છે અને તેમાં જેવા પાકની તે ઇચ્છા રાખતો હોય છે તેવાં જ બીજકો વાવી પોતાના ઇષ્ટાર્થને સિદ્ધ કરે છે. તેમ જ સુખ સાધકો મનભૂમિમાં પ્રતીત થતી સર્વ ઇચ્છાઓને ન રાખતાં માત્ર સુખના હેતુઓને સિદ્ધ કરાવનાર બીજકોને જ ઉગાડે છે અને પોતાના ઇષ્ટાર્થને પ્રાપ્ત કરે છે.

વાસ્તવ સુખને પ્રકટાવનાર કઈ ઇચ્છાઓ છે અને હાનિને નિપજાવનાર કઇ ઇચ્છાઓ છે, તેનો યથાર્થ બોધ શ્રી સદ્ગુરૂ ભગવાન્ આપે છે. આ બોધ તેઓ સુખેચ્છકને શ્રુતિ વાણીવડે આપે છે અથવા તો તેના અંતઃકરણમાં અંતર્યામિરૂપે રહી સ્ફુરાવે છે અને તેના હિતને ઉત્તમ પ્રકારે સધાવે છે.

આપણે જોઇએ છીએ કે સ્થૂલ સૃષ્ટિમાં જે નાના પ્રકારના સુખ—ભોગો પ્રતીત થાય છે તે સર્વનો આરંભ આપણી સૂક્ષ્મ મનભૂમિમાં પ્રથમ થયો હોય છે. બહાર ખેતરોમાં વાવેલા પાકનું રક્ષણ કૃષીકાર કદાચ કોઇ અંશે કરી શકે છે, પણ મનુષ્ય પોતાના મનના આંતર પ્રદેશમાં રચાતા સુખના પદાર્થોનું રક્ષણ કરવા અશક્ત છે. અને તેથી તેના રક્ષણને અર્થે જેમની સત્તા સ્થૂળ, સૂક્ષ્મ સર્વત્ર ચાલતી હોય છે તેમને શરણે જવું જોઇએ. રચવાની ક્રિયા જે સત્તાવડે થાય છે તેને આપણાં શાસ્ત્રો શ્રી બ્રહ્મા ભગવાન્ કહે છે, રચાયલા પદાર્થને પોષણ આપનાર અને વૃદ્ધિ પ્રાપ્ત કરાવનાર સત્તાને શ્રી વિષ્ણુ ભગવાન્ કહે છે અને તેમને રક્ષનાર અને વિશુદ્ધ રાખનાર સત્તાને શ્રી શંકર ભગવાન્ કહે છે. માટે આપણા સૂક્ષ્મમાં રચાતા ઉત્તમ સુખ—ભોગોની સર્વોત્તમ રચના માટે, તેમના પોષણ અને સંવર્ધનને માટે અને તેમના રક્ષણ અર્થે આપણે શ્રી બ્રહ્મા, શ્રી વિષ્ણુ અને શ્રી શંકર ભગવાનને શરણે જવું જોઇએ.

અને આપણાં શાસ્ત્રો યથાર્થ જ કહે છે કે **સદ્ગુરુથી કોઇ અધિક નથી. શ્રીગુરુ એ જ બ્રહ્મા છે, એ જ વિષ્ણુ છે અને એ જ શંકર છે;** માટે ચાલો આપણે સર્વે તેમને શરણે જઇએ. તેમનું યથાવિધિ અત્યંત પ્રેમથી યજન-પૂજન કરીએ.

સર્વ ઋતુઓને સુખમય કરનાર વર્ષાઋતુ અને સર્વ સુખોને પ્રકટાવનાર, તેમાં નિરંતર વૃદ્ધિ કરનાર શ્રી સદ્ગુરૂ ભગવાનના પૂજનનો આષાઢી પૂર્ણિમા-શ્રીગુરૂપૂર્ણિમા જેવો અ-

## વર્ષારંભ



**શ્રીભકત**ના આભ્યાંતર સ્વરૂપમાં ઉત્તમતા પ્રકટાવનાર કયું કારણ છે? જે સત્પુરૂષો તથા સન્નારીઓ **શ્રીભકત**માં આવતા વિચારોને પ્રેમથી સેવે છે અને તે પ્રમાણે પોતાનાં આચરણ કરે છે, તેમને આ પ્રશ્નનું ઉત્તર અત્યંત સરળ છે.

પરમાત્મામાં સંપૂર્ણ નિષ્ઠા રાખી, શ્રી સદ્‌ગુરૂ ભગવાન તથા સત્શાસ્ત્રોના બોધપર ભક્તિ-પૂર્ણ દૃષ્ટિ રાખી, જે નિયમે આખા વિશ્વમાં રચના થાય છે, તેમાં અભિવૃદ્ધિ થાય છે અને વિકાસ અનુભવાય છે તે નિયમને અનુસરવામાં પ્રમાદ ન સેવતાં વિરલ પ્રયત્ન સેવવાથી શ્રીભકત આજે અપૂર્વ સ્વરૂપમાં આપણી દૃષ્ટિ સમીપમાં દર્શન આપે છે.

ત્યંત પુણ્ય દિવસ આપણને વર્ષારંભમાંજ પ્રાપ્ત થાય છે. એ વિચાર ખરેખર આપણા અંતઃકરણને આનંદથી ભરી નાખે છે.

આ સર્વ સુખનાં કારણોને વેગ અર્પનાર પુણ્ય દિવસે શ્રીભક્ત પોતાના નવીન વર્ષનો આરંભ કરે છે. તે જેમ શ્રીભક્તને અત્યંત આનંદ પ્રકટાવે છે, તેમ જ તેના પરિચયને સેવનાર સદ્ભાગી સ્ત્રી પુરૂષોના અંતઃકરણમાં પણ તે તેવા જ આનંદને પ્રકટાવે છે.

અંતર અને બહાર ક્રિયાશક્તિ અત્યંત વેગને ધારણ કરી રહી છે. વળી ક્ષણે ક્ષણે તે વેગમાં અભિવૃદ્ધિ કરે છે અને ઉંચાં અને અધિક ઉંચા પરિણામો પ્રકટાવે છે. આ વેગો જ્યાંસુધી સૂક્ષ્મમાં ચાલી રહ્યા હોય છે ત્યાંસુધી બાહ્ય દૃષ્ટિને પ્રતીત થાય એવું કંઇ જ હોતું નથી, પણ પરમાત્માના મહાન અનુગ્રહથી જ્યારે તે વેગોનાં પરિણામો સ્થૂલ આકારને ધારણ કરે છે ત્યારે તેને સામાન્ય દૃષ્ટિ પણ જોઇ શકે છે અને તેના સત્યને સ્વીકારે છે.

શ્રીભક્ત પોતાના અને અન્યના અભ્યુદય અર્થે આંતર વેગોને પ્રાપ્ત હોઇ, ગત સાત વર્ષોથી સત્પ્રયત્ન સેવી લેખક અને વાચક એમ ઉભયનાં હિત સાધે છે એ આપણે જાણીએ છીએ. તે પ્રથમ વર્ષ કરતાં દ્વિતીય વર્ષે અને દ્વિતીય કરતાં તૃતીય વર્ષે એમ ક્રમે ક્રમે અધિક અધિક હિત સાધવા માટે અધિક અધિક સત્પ્રયત્ન સેવે છે એ પણ આપણે જાણીએ છીએ અને તેના અંતરના ઉચ્ચ આશયને લીધે અને તે આશય પ્રમાણે તેના ઉચ્ચતર પ્રયત્નને લીધે આજે તે આપણી સમક્ષમાં આપણે કલ્પના પણ કરી ન હોય તેવા સુંદર રૂપમાં તે આપણને દર્શન આપે છે.

આ નવીન રૂપમાં આઠમા વર્ષનો પ્રથમ અંક આપણી દૃષ્ટિ સમીપ આવતાં શું આપણને સાનંદાશ્ચર્ય નથી થતો ? સુંદર આર્ટ પેપરપર શ્રીવિષ્ણુ ભગવાન્ અને શ્રી ધ્રુવકુમારના અપૂર્વ ચિત્રવાળા પુંઠાને જોતાં જ મુખપર સહસા આનંદની લાલી ચડી આવે છે. પાનું ફેરવતાં ઉંચા સુંદર કાગળપર સારા અક્ષરોથી છાપેલા ઉત્તમ લેખો દૃષ્ટિએ પડે છે. અપૂર્વ રસમય અને બોધમય સુંદર નવલકથા તેમાં ચિત્તાકર્ષક ચિત્રો અને અન્ય ઉત્તમ વિષયો તથા અન્ય સુંદર ચિત્રો જોઇ આપણા આનંદમાં વધારો થાય છે,

આહાહા ! બાહ્ય સ્વરૂપ કેવું રમણીય છે ! જેટલું બાહ્ય સ્વરૂપ રમણીય છે તે કરતાં તેનું આંતર સ્વરૂપ અધિક રમણીય છે ! તેના પ્રત્યેક લેખને પ્રિય વાચક પ્રેમથી-ઉત્સાહથી વાંચો. તેમાં સમાવેલા વિચારોને—બોધને તમારાં અંતઃકરણમાં ધારણ કરો. જ્યારે જ્યારે બોલવાના પ્રસંગો પ્રાપ્ત થાય ત્યારે ત્યારે તે વિચારોને પુનઃ પુનઃ પ્રેમથી અને ઉત્સાહથી વાણીવડે પ્રકટાવો. પરમાત્માના અનુગ્રહથી તમારા અંતરમાં પુષ્કળ સામગ્રી જાગ્રત થાઓ અને તમે પોતે પણ આ વિચારોના સંબંધમાં આવી અધિક હિતના વિચારોને પ્રકટાવો. તમારા આચારને તમારા વિચાર પ્રમાણેજ ઉત્તમ કરો, અને ઉંચાં ઉંચાં સત્યોને પ્રકટાવનાર અને અનુભવનાર બનો.

શ્રીભક્તના બાહ્યાંતર સ્વરૂપમાં ઉત્તમતા પ્રકટાવનાર કયું કારણ છે ! જે સત્પુરૂષો તથા સન્નારીઓ શ્રીભક્તમાં આવતા વિચારોને પ્રેમથી સેવે છે અને તે પ્રમાણે પોતાનાં આચરણ કરે છે, તેમને આ પ્રશ્નનું ઉત્તર અત્યંત સરળ છે.

પરમાત્મામાં સંપૂર્ણ નિષ્ઠા રાખી, શ્રીસદ્ગુરૂ ભગવાન્ તથા સચ્છાસ્ત્રોના બોધપર ભક્તિપૂર્ણ દૃષ્ટિ રાખી, જે નિયમે આખા વિશ્વમાં રચના થાય છે, તેમાં અભિવૃદ્ધિ થાય છે અને

વિકાસ અનુભવાય છે તે નિયમને અનુસરવામાં પ્રમાદ ન સેવતાં વિશેષ પ્રયત્ન સેવવાથી શ્રીભક્ત આજે અપૂર્વ સ્વરૂપમાં આપણી દષ્ટિ સમીપમાં દર્શન આપે છે.

તે જ પ્રમાણે જેઓ શ્રીભક્તના ઉત્તમ વિચારોને ધારણ કરી સત્પ્રયત્નમાં યોજાઈ ચૂક્યા છે, તેમના આંતર્બાહ્ય સ્વરૂપમાં પણ તેવીજ ઉત્તમતા પ્રકટ્યા વગર રહી નથી. જ્યાં બાહ્ય દષ્ટિને સમજાય તેટલી ઉત્તમતા પ્રતીત ન થાય ત્યાં પણ ઉત્તમતા પ્રકટવાની ક્રિયા વેગથી ચાલી રહેલી છે અને જો પ્રેમથી—ઉત્સાહથી અને આગ્રહથી શ્રીભક્તનો પુણ્ય સંબંધ આપણે ચાલૂ રાખીએ છીએ તો થોડાજ સમયમાં આપણામાં ઉત્તમતા પ્રકટ્યા વગર રહે તેમ નથી,

માટે પ્રિય વાચક ! તમને, તમારા સર્વ સંબંધીઓને, અને મિત્રોને અમારી સાથે જ શ્રીભક્તનો સંબંધ સેવવાને આમંત્રણ કરવામાં આવે છે. જેમ ગત સાત વર્ષથી શ્રીભક્ત અભિવૃદ્ધિ તથા વિકાસને અનુભવે છે અને ભવિષ્યમાં અધિક વૃદ્ધિ અને વિકાસને પ્રાપ્ત થશે, તેજ પ્રમાણે આપણે પણ અભિવૃદ્ધિને અને વિકાસને અવશ્ય પ્રાપ્ત થઇશું.

શ્રીભક્તના સત્પ્રયત્નને સહાય અર્પવી એ આપણું લેખક, વાચક સર્વનું કર્તવ્ય છે. એ કર્તવ્ય આપણે કરીએ છીએ તો શ્રીભક્ત પ્રત્યેની આપણે આપણી સાચી લાગણી સિદ્ધ કરીએ છીએ. શ્રીભક્તની અભિવૃદ્ધિ અને વિકાસ જેમ તેના પોતાના સત્પ્રયત્નપર .આધાર રાખે છે તેમજ આપણે કે જેઓ શ્રીભક્તની સાથેજ અભિવૃદ્ધિ અને વિકાસની અભિલાષા રાખીએ છીએ તેમનાપર પણ આધાર રાખે છે. પ્રત્યેક વાચક આ અનુપમ માસિકનાં થોડાં ગ્રાહકો અવશ્ય વધારી આપશે એવી આશા રાખવામાં આવે છે.

આ નવીન વર્ષ જેમ તમને અમને અભિવૃદ્ધિ અને વિકાસને અર્પે છે તેમ તે પરમાત્માની કૃપાથી ચર અચર સર્વને પણ અભિવૃદ્ધિ અને વિકાસને પ્રાપ્ત કરાવનાર થાઓ!!

હરિઃ ઓમ્ તત્સત્ ॥

---

## મોટરકારનો કૂદકો.

( લેખક. શ્રીયુત ચુનીલાલ વિઠ્ઠલ.—મુંબાઈ. )

મી. જી. વીલ્કીન્સને ૨૭૩ હૉર્સ પાવરની મોટર ઇસ્ટરના તહેવારોમાં ચુક્લેન્ડસની શરતમાં નિમેલી જગ્યા છોડી એકદમ સીધીજ હાંકી દીધી. તે મોટરનો કલચનો સ્ક્રુ સજ્જડ થઈ ગયો હતો અને તેથી ડાબી બાજુએ વળવાને બદલે તે સીધી ચાલી ગઇ. મોટર એક કલાકમાં ૯૦ માઇલની ઝડપે ગાડાના ચીલામાં ચાલી ગઇ હતી. આ ચીલાની બીજી બાજુએ \/ આવા આકારની એક ખાઇ હતી અને તેની ઉપરની પહોળાઇ લગભગ ૪૦ ચાળીસ ફુટ હતી. આ મોટરની આ વખતની ઝડપ એટલી તો હતી કે તે એક ખાઇ તેમજ એક લોખંડી ઉંચા ગજને ઉપરથી ઓળંગી ગઇ અને સામે કીનારે પડી. મી. વીલ્કીન્સન મોટરમાંથી ઉછળીને નીચે રેતીમાં પડ્યા હતા અને એમની ખોપરીનું નીચેનું એક હાડકું તુટી ગયું હતું. આ શરત જોવાને ૨૦૦૦૦ વીશ હજાર માણસ એકઠું થએલું હતું.

---

# भक्ति-रसमां भींजातुं मन -पंखी.

જ. લ. પંડિત મુંબાઈ.

( ભૂલે ભલભલા ભૂલેરે. એ રાહ. )

ઝૂલે રસભરી ઝૂલેરે, (૨)
વાદળી ગગન મંડલે ઝૂલે, (૨)
જગત ઘનઘોર દિશામાં ડૂલે. ઝૂલે.

ઘન ગર્જનમાં મધુરા શબ્દે, કરે મયૂર ટૌકાર,
ચાતક-મનડું થનથન નાચે, (૨) હૈયે હરખ અપાર. ઝૂલે.
મન-પંખીડું ઉડી આકાશે, વાદલ જલમાં નહાય,
ગ્રીષ્મતણા તડકે ત્રાસેલું, (૨) રસબસ રસે ભીંજાય. ઝૂલે.
શ્રદ્ધા વાદળી, હૃદય ગગનમાં, જીવન જગત ભણાય,
મન પંખીડું પ્રેમ આશ[1]માં (૨) ભક્તિ રસે ભીંજાય. ઝૂલે.

---

# हिन्द देवीनो परम विजय.

લેખક. જ. લ. પંડિત.

મંદ્રાક્રાંતાના કર્ત્તા—મુંબાઈ.

**હિન્દ દેવી! ભક્તની, દાતારની, વીર પુરુષોની જનેતા!** આપનો સર્વત્ર વિજય છે. ભૂતકાલમાં પૃથ્વી પરની સર્વ પ્રજાઓ આપના પ્રતિ આશાની દષ્ટિથી જોતી હતી. વર્તમાનમાં રત્નમાં જેમ કોહીનૂર તેમ રાજ્યમાં ભરતખંડ સર્વને સન્માન આપવા યોગ્ય ગણાય છે અને ભવિષ્યમાં પણ આપના ઉજ્વલ યશ દશે દિશામાં અનુપ ગવાશે.

આપના અને આપની વહાલી પ્રજાના અભ્યુદયનાં સુચિહ્નો હવે પ્રત્યક્ષ થવા લાગ્યાં છે. પૂર્વે જે વડે આપ વિજયને પ્રાપ્ત કરતાં હતાં તે સર્વ હેતુઓ હવે દષ્ટિ સમીપ પ્રત્યક્ષ થતા જાય છે. અમારો અભ્યુદય, અમારો ઉત્કર્ષ, અમારાં સુખો, અમારા આનંદો એ સર્વ અમારા તમારા પ્રત્યેના ભક્તિભાવને આભારી છે. જે કાળે અમારો આપના પ્રતિનો ભક્તિભાવ અને પ્રેમ અમર્યાદપણાને પામ્યો હતો, તે સમયે અમારી પ્રજાના વિજયઘોષ દિગંત પર્યંત ગાજી રહ્યા હતા.

આપના પ્રતિનો અમારો ભક્તિ ભાવ એટલે શું? આપના પ્રતિનો અમારો પ્રેમ એટલે શું? પ્રિયતમ માતા! જે જે વિષય પ્રતિ આપનો ભક્તિભાવ અને પ્રેમ છે તે તે વિ-

---

૧. આશા-દિશા.

યમાં અમારાં નિઃસિમ ભક્તિ અને પ્રેમ હોવાં એજ અમારી આપના પ્રતિની ભક્તિ અને પ્રેમ છે.

આપ પોતાના ઉત્તમાંગમાં હિમગિરિ અને ગગન તલને સ્પર્શ કરતાં અને બરફથી ઢંકાયલાં વિરલ શિખરોને ધારણ કરો છે અને તે વડે અમને સૂચવો છો કે પ્રત્યેક આપના ઉપાસકે પોતાના ઉત્તમાંગમાં–મગજમાં સર્વોત્તમ–સર્વથી ઉંચા શાન્ત વિચારોને ધારણ કરવા. હિમાલયનાં શિખરો પૃથ્વી પરના સર્વ પર્વતોના શિખરોમાં સર્વથી ઉંચાં છે. તેમ હિંદવાસીએ પણ પોતાના મગજમાં સૌથી ઉંચા અને શાન્ત વિચારને જ સેવવા જોઇએ. હિમગિરિમાંથી સિન્ધુ વગેરે પંચ નદીઓ અને ગંગા, યમુના, સાંપુ વગેરે મોટી વિશાળ નદીઓ વહે છે અને સમુદ્રને મળતા સુધી માર્ગમાં આવતા સર્વ પ્રદેશને ફલદ બનાવે છે, જે પ્રદેશ હજારો અને લાખો ખાંડી અનાજ પકવે છે અને કરોડો માણસને ખોરાક પુરો પાડે છે.

તેજ પ્રમાણે આપના ઉપાસકે સર્વોત્તમ વિચારોને સર્વત્ર ફેલાવીને તે વડે સર્વ પ્રજાઓનાં મગજને અધિક ફળદ બનાવવાં ઘટે છે. જે મગજો ઉત્તમતાને પ્રાપ્ત થઇ આખા વિશ્વમાં મનુષ્ય જાતિને અત્યંત ઉપકૃત બનશે.

આપના વિશાળ દેશમાં શીતકટિબંધ જેવું વાતાવરણ નથી એમ નથી. આપણો મોટો ભાગ સમશિતોષ્ણકટિબંધમાં આવેલો છે, ત્યારે થોડો ઉષ્ણકટિબંધમાં પણ છે, અને તેથી આપણા દેશમાં સર્વ કટિબંધોમાં ઉત્પન્ન થતી વનસ્પતિ, પક્ષીઓ, પશુઓ, અને મનુષ્યોને હવાપાણી ઘણે અંશે માફક આવે છે. અત્રે જુદા જુદા પ્રકારનાં હવામાન હોવાથી ભિન્ન ભિન્ન પ્રકૃતિને તે માફક આવે છે. જે પરિણામો અન્યત્ર ઉપજાવી શકાય તેમ છે તે સર્વ પરિણામો અત્ર વિજય સાથે પ્રકટાવી શકાય છે,

આમ હોવાથી આખી પૃથ્વીપર જે જે પદાર્થોની જરૂર છે; તે પદાર્થો ઉત્પન્ન કરવા સારૂ જે જે સામગ્રીની જરૂર છે; તે સામગ્રી પ્રાપ્ત કરવા જે જે જ્ઞાનની જરૂર છે, તે સર્વ આપના પુત્રોએ હવે પોતાનામાં પ્રકટ થએલાં જોવાં જોઇએ. અત્યંત આનંદની વાર્તા છે કે આ સર્વનો આરંભ થઇ ચૂકયો છે.

જેઓ સંકુચિત વિચારના હોય છે, તે મહાન કાર્ય માટે અનધિકારી છે. આપના પુત્રો વિશાળ દૃષ્ટિવાળા છે અને મહાન કાર્યો માટે સંપૂર્ણ અધિકારી છે. મહાન કાર્યોને માટે જે જે આંતર વેગોની અપેક્ષા હતી, તે સર્વ વેગો પ્રાપ્ત થઇ ચૂકયા છે અને પરમાત્માના અનુગ્રહથી તે સામાન્ય દૃષ્ટિને પણ ન સમજાય તેમ રહે તેમ નથી.

મનુષ્ય જાતિને અન્નવસ્ત્રની પ્રથમ જરૂર છે. અને આ જરૂરીયાત માતાજી આપ પૂર્વથી પુરી પાડતાં આવ્યાં છો. હા એ વાર્તા સત્ય છે કે અનાવૃષ્ટિને લીધે અથવા જમીનમાંથી રસકસ ઓછો થઇ જવાને લીધે અથવા ખેડુતોની સ્થિતિ દયાપાત્ર નિરાધાર થઇ પડવાને લીધે કે ગમે તે કારણથી અનાજનો પાક પ્રમાણમાં ઓછો થાય છે. પણ હિન્દ સરકારની ઉદાર રાજનીતિથી, સ્થપાયલી ખેતીવાડી ખાતાની યોજનાઓથી પ્રાપ્ત થતા કૃષીકર્મના અભ્યાસવડે પ્રજામાં ખેતીવાડીનું સશાસ્ત્ર પ્રયોગ સિદ્ધ જ્ઞાન પ્રસારને પામતું જાય છે. ખેડૂતોની સ્થિતિ સુધારવાને માટે વળી રાજા તથા પ્રજા તરફથી ઉપાયો લેવાય છે. તેનાં અનુકૂલ પરિણામો આવવાની આશા રાખવામાં આવે છે. તેથી દીર્ઘ સમય જતા પૂરે

શ્રી ભક્ત______



હિન્દ દેવી.

भारत जीवन प्रेस मुंबई.

પરમાત્માની કૃપાથી આપણાં ખેતીવાડી પૂર્વના જેવાંજ આબાદ થશે. અથવા તે કરતાં પણ અધિક ફલપ્રદ નિવડશે.

બીજું આપણો મીલ ઉદ્યોગ ખીલતો જાય છે. પ્રતિવર્ષ નવાં નવાં કારખાનાં ઉઘડે છે અને પૂર્વ કરતાં અધિક પ્રમાણમાં વિજય મળવાનાં સર્વ ચિહ્નો પ્રતીત થાય છે. વ્યાપારમાં પણ આપણા દેશીઓ હવે અધિક અધિક સાહસિક થતા જાય છે. દેશ પરદેશ ખેડે છે. જુદી જુદી પ્રજાઓ સાથે ભેળાય છે અને તેમની સાથે પરસ્પરના લાભો સાચવી વ્યાપારને વધારે છે.

નાના પ્રકારની કળાઓ અને હુન્નરની સંસ્થાઓ આખા દેશમાં ઠામેઠામ ઉઘાડવામાં આવે છે અને જેમ જેમ સમય વહેતો જાય છે તેમ તેમ તેમાં અભિવૃદ્ધિ કરવામાં આવે છે. આ હુન્નર કળાની સંસ્થાઓ જનસેવામાં અગત્યનો ભાગ ભજવે છે. પરમાત્માની કૃપાથી આ હુન્નર કળાની સંસ્થાઓ દેશકલ્યાણના અને જનકલ્યાણનાં સર્વોત્તમ સાધનો પૂરાં પાડશે.

સમુદ્રમાર્ગે દેશ પરદેશ યાત્રા અર્થે જવા માટે આપણાજ લોકોએ સ્ટીમ કંપનીઓ ઉભી કરી છે. આ સાહસનો આરંભ છે, પણ સમય જતાં તે પોતાના કામની મર્યાદાને વધારશે અને જનસેવામાં ઉપયોગી ભાગ ભજવશે.

આપણા દેશની ખેતી સર્વોત્તમ કળાને પ્રાપ્ત થાઓ! વ્યાપાર રોજગાર ઉત્તમતાને પ્રાપ્ત કરો! મીલ ઉદ્યોગનો સૂર્ય સર્વત્ર વિજયનાં કિરણો ફેલાવો! કળા અને હુન્નરો આખા દેશને–જનસમુદાયને સુખનાં સાધનો પુરાં પાડો! મોટી મોટી સમુદ્ર પર્યટન કરનારી સ્ટીમરોની કંપનીઓને અપૂર્વ સ્થાન પ્રાપ્ત થાઓ! પણ તેની સાથેજ આ સર્વ પ્રકારના ઉત્કર્ષનાં સર્વોત્તમ પરિણામો પ્રકટાવવા સારૂ અમારા દેશના વિચારો સર્વથી અધિક ઉદારતા અને વિશાળતાને પ્રાપ્ત થાઓ!

જ્યાં સુધી વિચારો સંકુચિત રહે છે ત્યાંસુધી માણસ આપસ્વાર્થી બન્યો રહે છે. વિચારો વિશાળ થવા માંડે છે કે મનુષ્ય પોતાના સાચા સ્વાર્થને સમજતો થાય છે. પોતાનો સ્વાર્થ બીજાનું હિત સાધવાથી જેટલો ઉત્તમ પ્રકારે સધાય છે તેટલો અન્ય રીતે સધાતો નથી. આ વાર્તા વિશાળપણાને પ્રાપ્ત થએલા વિચારને અજાણી રહેતી નથી.

સર્વપ્રતિ સમભાવ સેવનાર, કુંટુંબભાવ સેવનાર, આત્મભાવ સેવનાર વિચારશ્રેણી સર્વત્ર પુજાવા યોગ્ય છે. પ્રિયમાતાજી! અમારા દેશની સાંપત્તિક સ્થિતિ કદાચ પાછળ હઠી છે, હુન્નર ઉદ્યોગમાં અમારો દેશ પાછળ છે. અન્ય વ્યવહારને ઉત્કર્ષ અર્પનાર વિદ્યાઓ અને કળાઓથી અમારો દેશ અજ્ઞાત છે. પણ ધર્મ વિચારને માટે તો આપની કૃપાથી હજુ તે પોતાનું સર્વોત્તમ સ્થાન જાળવી રહ્યો છે. આ અમારા ધર્મવિચાર અને અમારી અધ્યાત્મવિદ્યાના વિચાર પુનઃ સર્વ પ્રકારના ઉત્કર્ષને અવસ્ય પ્રાપ્ત કરાવશે.

હિમાલયમાં આવેલા કૈલાસ શિખરપરથી અમારી અધ્યાત્મ વિદ્યાના અધ્યાત્મદેવતા શ્રી શંકર ભગવાનની પરમ પવિત્ર મૂર્તિ અમારા આખા દેશપર વિજય પુષ્પની વૃષ્ટિ કરે છે. આ વિજય પુષ્પના સ્પર્શથી તથા સુવાસથી અમારો આખો દેશ પુનઃ અધ્યાત્મવિદ્યાની જાગ્રતિમાં આવ્યો છે અને પશ્ચિમ તરફથી ગરુડપર બેસી આવતા શ્રી વિષ્ણુભગવાન અમારા દેશને વિદ્યા હુન્નર પ્રસારવા કર્મયોગનો બોધ આપે છે, અને પ્રકાશને રેડે છે.

પ્રિયવાચક ! આપણા શાસ્ત્રોમાં રાજાને શ્રીવિષ્ણુ ભગવાનના અવતાર રૂપે વર્ણવે છે. હાલના આપણા રાજાધિરાજ નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમા છે. તેમને ગત જુન ૨૨ સને ૧૯૧૧ ના પુણ્ય દિવસે લંડન શહેરમાં અપૂર્વ શોભા અને દબદબા સાથે રાજ્યાભિષેક કરવામાં આવ્યો છે. તે આપણા પ્રતિ અત્યંત પ્રેમ રાખે છે. આ પ્રેમને પ્રકટપણે પ્રદર્શીત કરવા આ વર્ષમાં તેઓ કૃપા કરી આપણી ભૂમિપર પોતાનાં વિજયપ્રદ ચરણ સ્થાપવાના છે. અને હિન્દમાં કદી પણ અનુભવમાં નહિ આવેલી તેવી શોભા તથા દબદબા સાથે નામદાર શહેનશાહને છાજતા માન સાથે તેમનો દીલ્હીમાં રાજ્યાભિષેક થવાનો છે. આ પ્રસંગને માટે આપણી હિન્દમાતા અને હિન્દનાં સર્વ સંતાનો એકત્ર થઇ આપણા મહારાજાને અભિનંદન અર્પવા અત્યંત આતુર છે.

અંગ્રેજી શહેનશાહત સ્થપાયા પછી હિન્દમાં નામદાર શહેનશાહને રાજ્યાભિષેક કરવાની ક્રિયા આ પ્રથમજ થવાની છે. **રાજાના વિજયમાં રાજ્યનો વિજય છે. નામદાર શાહેનશાહ જ્યાર્જ પાંચમાના વિજયમાં હિન્દવીનો પરમ વિજય છે.** પરમાત્માની કૃપાથી આ પ્રસંગથી રાજા અને પ્રજામાં વત્સલતા અને રાજભક્તિનાં મૂળ અત્યંત ઉંડાં સ્થપાઓ અને તે અત્યંત અભિવૃદ્ધિને પ્રાપ્ત કરો ! અસ્તુ.

---

## શ્રદ્ધા લતા.

( લેખક. જ. લ. પંડિત. )

સદ્ગુણમાળાના કર્તા. મુંબઈ.

( એ.... રજનિ શરદની રળીઆમણીરે. એ રાહ. )

એ.... શ્રદ્ધા લતા સુખ દાયીનીરે,
અહા ! ખીલી અમારાં ઉરમાં;
અપૂર્વ અહા !! ખીલી અમારાં ઉરમાં.
એ....વિલાતાં દૃષ્ટિ અજ્ઞાનનીરે,
ઝીલું સચ્ચિતિ સાગર પૂરમાં;
અમો તો ઝીલું સચ્ચિતિ સાગર પૂરમાં. એ.... શ્રદ્ધા.
એ.... વધે જીવન વેલી ચોપાસ,
હૃદય વિલસે ને પામે ઉલ્લાસ; ( ૨ )
જીવન પુષ્પ દે સુવાસ, ( ૨ )
ખીલી અમારાં ઉરમાં;
અપૂર્વ અહા!! ખીલી અમારાં ઉરમાં. એ.... શ્રદ્ધા.
શ્રદ્ધા કલ્પલતા તણાં, સુખડાં કથ્યાં ન જાય,
અનુભવિ સાધક શૂરકો, અંતરમાં હરખાય. એ... શ્રદ્ધા.

---



# विकासक्रम.

( લેખક. શ્રીયુત દુર્ગેશ્વરભાઈ. સીટી માજીસ્ટ્રેટ, સુરત. )

( અનુસંધાન ગતવર્ષ અંક ૧૦, પૃષ્ટ ૧૬૯ ).

સહજ શંકા થશે કે ફળની સાથેનો સંગ કરવાની આ મનાઇ કરેલી છે તો પછી કર્મ કર્યાં તોપણ શું ને નહીં કર્યાં તોપણ શું ? આ શંકા થવી યોગ્ય જ છે. પણ તેમાં માત્ર સમજ ફેર છે. જેવી રીતે પ્રથમ મંત્રમાં तेन त्यक्तेन भुंजीथाः તેનો ત્યાગ કરતા તેને ભોગવો, તેનો અનુભવ કરો, એવું યથાપ્રાપ્ત ભોગોની અપેક્ષાથી કહ્યું છે, તે જ રીતે આ સ્થાને યથાપ્રાપ્ત કર્મ કરવાનાં આવે તેના સંબંધે કહેલું છે. જેમ ભોગોને ભોગવવાની મનાઇ નથી કરી, પણ આસક્તિરહિતપણે ભોગવવાનું કહેલું છે, તેજ પ્રમાણે ફળમાં આસક્તિ રહિતપણે અત્ર કર્મ કરવાનું કહ્યું છે. ત્યાગ ભોગ કે કર્મનો નથી કહ્યો, પણ માત્ર આસક્તિનો કહેલો છે. આ અર્થ સૂચવતાં બહુ જ ચાતુર્યથી અર્જુનને " **धनंजय** " એ નામવડે સંબોધેલો છે. એમ નથી કહ્યું કે આ ક્રિયા નિષ્ફળ છે પણ તેનું ફળ તો નિર્મિત થઇને મળી ચૂક્યું છે. ધન એટલે જેના વડે શ્રેયસ્‌ની પ્રાપ્તિ થાય છે તેના ઉપર તું વિજયને મેળવી ચૂકેલો છે. તે તો તારી કર્મરૂપ આજ્ઞાને અધીન છે જ. માટે જેમ અગ્નિ પ્રકટ રૂપે ભડભડાટ પ્રકાશતો હોય ત્યાં ઉષ્ણતા કે અજવાળું હશે કે કેમ તેવો નેત્ર બંધ હોય છતાં પણ વિચાર સરખો નથી કરાતો, પણ તે તો અવશ્ય હોય જ છે, તેમ તારી સંપૂર્ણ ઇચ્છા તથા સ્વતંત્રતાથી જ્યાં ક્રિયા નિયમનમાં રહીને ચાલી રહેલી છે ત્યાં ફળો પણ યોગ્ય સમયે ચાલુજ રહેશે, એટલે તે સંબંધમાં કાંઇ જ ચિંતન કરવાનું રહેતું નથી.

આ રીતે અકર્મ એટલે જડતાનો ત્યાગ કરતાં તમોગુણ નામના પ્રકૃતિના ગુણને દબાવીને તથા સિદ્ધિ અસિદ્ધિ–લાભહાનિરૂપે દેખાતાં ફળોના વિચારરૂપ વિક્ષેપનો ત્યાગ કરતાં રજોગુણ નામના પ્રકૃતિના ગુણને દબાવતાં પૂર્ણ પ્રસંનતા તથા સામર્થ્ય નામના સત્વગુણનો વિકાસ નિરંતર કર્મયોગદ્વારા વધે જવાનો. આ સ્થિતિને શ્રીમુખે વર્ણવતાં શ્રી કૃષ્ણ ભગવાન્ કહે છે કે "

रागद्वेष वियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ॥
आत्मवश्यै विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥
प्रसादे सर्व दुःखानां हानिरस्योपजायते ॥
प्रसन्न चेत सोह्याशु बुद्धिः पर्यव तिष्ठते ॥ ६५ ॥

આમાં પ્રસંનતા-પ્રસાદ જેને કહેલો છે એ સ્થિતિ સત્વબળઉપર તરી આવતી અનુભવાય છે, ને એજ આપણો વિકસિત અધિકાર છે. ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં રાગ-દ્વેષરૂપે બંધન શ્રૃંખલાથી બંધાઇ નહીં રહેતાં સ્વતંત્ર મનરૂપ પોતાના પતિસહિત તે ઉદ્યાનમાં વિચરે છે ને નિરંતર અધિક અધિક નિરામયતા તથા સામર્થ્યનો સંચય કરતી અનુભવાય છે. એ અનુકૂળતારૂપ અનુભવ તેને જ પ્રસંનતા નામે ઓળખીએ છીએ, અને વિક્ષેપ તથા જડતા દૂર થએલાં હોવાથી આ પ્રસંનતા સત-ચિદ્-આનંદરૂપ ખરા સમુદ્રમાં આપણને વિલાવી નાંખતી અનંત વિકાસને પામતી કેટલી ત્વરાથી પ્રયાણ કરશે તેનો ખ્યાલ સરખો પણ મ્હોટા વિદ્વાનોને પણ આવવાનો સંભવ નથી. દુઃખ માત્રને નિવૃત્ત કરવાનો-અજરામરત્વાદિરૂપે સુખમાત્રને નિરંતર આપણા જ કરી રાખવાનો આ આનંદનો અનુભવ એ એક જ માર્ગ છે. એ પ્રસંનતા એટલા બધા વેગમાં શુદ્ધ તથા પવિત્ર થઇને અંતઃકરણમાં વહેવા માંડે છે કે આપણને તેની લાગણી આપણા અસ્થિ માત્રમાં ગલગલીઆંરૂપે અનુભવાય છે. લોહી જે આપણી નસોમાં વહે છે તેનો મૂળ આરંભ અસ્થિમાંથી થએલો છે એવું કહેવાય છે. લોહી જે રસાયની ડોકટરો જુવે છે તે જીવન રસવાળું હોતું નથી. કારણ કે શરીરની બહાર નીકળતાં હવા સાથે સંબંધમાં આવીને વિકારને પામેલું તે હોય છે. જીવનમય લોહીમાં જીવનરસનો પ્રવાહ હોય છે તે હાડકાંમાંથી જ નિકળીને તેમાં ભળે છે ત્યાં સુધી જીવન તથા આરોગ્ય ટકે છે. હાડકામાંથી નિકળતો જે-ફોસફરસ વાયુ પ્રકાશવાળો દેખાય છે તે એ વિકાર પામેલા જીવનરસની પ્રતીતિ છે. હાડકાં જીવતા શરીરના અંગરૂપે જ્યાં સુધી જીવતાં હોય છે ત્યાં સુધી તે ફોસફરસ નામનો બહાર દેખાતો પ્રકાશમય વાયુ નહીં પણ જીવનરૂપે અનુભવાતો પ્રાણરૂપ પદાર્થ તે છે ને તેનો પ્રવાહ લોહીમાં નિરંતર ભેગો થઇને જીવનની પ્રતીતિ કરાવી રહે છે. હાડકામાંના આ સામર્થ્યનું પોષણ કરી રાખનાર તત્વ માત્ર અંતઃકરણમાં અનુભવાતી ઉપર કહેલી પ્રસંનતાની સ્થિતિ છે. ઇર્ષ્યા-રાગ-દ્વેષ-લોભ-ક્રોધ આદિ વિક્રિયાઓ આ પ્રસંનતાના પ્રવાહને મલીન કરે છે અથવા બાળી મુકે છે અને તે દ્વારા હાડકાંમાંથી ઝરતા રસને ખુટાડી મૂકે છે, તેથી મૃત્યુ અથવાતો વ્યાધિનો અનુભવ થાય છે ને પ્રસંનતાવિના તેને દૂર કરવાનો બીજો કોઇ પણ ઇલાજ હોઇ જ શકતો નથી.

આ રીતે પ્રસંનતાને નિરંતર જાળવતા તથા તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરતા પૂર્ણ આયુ-ષ્યને ભોગવવાની ઇચ્છા સતત જાગ્રત રાખવી.

આ શરીર એ જ આત્મતત્વને પોતાની પ્રતીતિ કરાવવાનું સાધન છે. આ પ્રતિતી ભોગ અને કર્મ એ બે રૂપે થઇ રહી છે. તેમાં પ્રથમના મંત્રવડે ભોગની વ્યવસ્થા કેવા પ્રકારે કરવી તે કહ્યું. ભોગમાત્ર મર્યાદિત હોવાથી તેને ભોગવતાં તેમનો તો અંત આવવાનો અને તેમ થાય તો વિકાસક્રમ જે આત્મતત્વ સતત કરી રહેલું છે તે બંધ પડીને આત્મતત્વ અનાત્મતત્વને ધારણ કરે તેવો અવસર આવવાનો તેમ થવું એ આત્મતત્વનો સ્વભાવ નથી, તેથી થાય જ નહીં. ન થાય તો નવીન ભોગોના પણ અનંત સંભવો હોવા જ જોઇએ અને તેમ છે તો તેમના સંભવઅર્થેકર્મ હોવાંજ જોઇએ. એમ હોવાથી કર્મનામનો વ્યતિકર આત્મતત્વના સ્વભાવરૂપ હોવાથી તેની વ્યવસ્થા આવશ્યક છે જ ને તે વ્યવસ્થાને આ બીજા મંત્રમાં કહીને આત્મતત્વના ન અટકે તેવા સ્વરૂપને કહી બતાવ્યું.

આ વિકાસક્રમ આત્મતત્વનો સ્વભાવ. સ્વ એટલે પોતાનો જ. અન્યત્વરૂપે હોય તેવા કોઈ ઉપાધીનો ભાવ નથી. એમ હોવાથી જે જે વિચાર ઉચ્ચાર કે આચારનું પરિણામ એ ભાવને દૂર કરવા તથા તેવો અભાવ કરવારૂપે પ્રતીત થાય છે તે મહાન્ મહોટામાં મોટું, પાપ છે. આ વિકાસ અનવચ્છિન્નપણે વધારે જ જવાનો હોય છે અને કદી પણ અટકાવવાનો સંકલ્પ સરખો પણ કરવાનો નથી.

આ રીતે આનંદ એ સ્થિતિ પ્રાપ્તવ્ય હોવાથી એ સ્થિતિનો પ્રતિબંધ કરનાર જે જે સ્થિતિઓ જણાય તથા જે જે વડે તેવી પ્રતિબંધક સ્થિતિઓ પ્રાપ્ત થએલી જણાય તેનોજ માત્ર ત્યાગ કરવાનો છે. આપણા હૃદય કમલમાં પરમતત્વ અંગુષ્ઠમાત્રરૂપે વિરાજી રહેલું છે ને શરીરરૂપ પિંડ બ્રહ્માંડનું નિયમન કરી રહેલું છે તેજ આપણું સાચું સ્વરૂપ છે. તેમાંથી નિકળતા નાદને શ્રવણ કરવામાટે સંયમને સાધીને તત્ર ચિત્તવૃત્તિનો પ્રવાહ વધારતાં જવાનો છે. એમ કરવાથી શ્રીઅંતર્યામિ પરમાત્માના નાદનું શ્રવણ થશે. આ નાદ કહે છે કે જે જે વડે આપણને એવું ભાન થાય છે કે હું અલ્પ એટલે સંકુચિત છું, હું અલ્પજ્ઞ છું, હું અલ્પશક્ત છું, હું પરતંત્ર છું, તે તે સર્વ વિચાર ઊચ્ચાર તથા આચારને દૂર કરવામાં નિર્ભય પ્રવૃત્તિ કરવાની છે. એથી ઉલટું જેના જેના વડે એવું ભાન દબાતું જાય અને તેને સ્થાને નવીન ભાન થાય કે હું વિભુ છું. હું સર્વજ્ઞ છું. હું સર્વશક્ત છું તથા હું સ્વ એટલે પોતાના જ ઉપર આધાર રાખનાર એવો સ્વતંત્ર છું. તેવાજ આચાર વિચાર તથા ઊચ્ચારનું સેવન સ્થાપવાનું છે. એમ થતાં પ્રજ્ઞા નામનું સામર્થ્ય સ્થિર થાય છે અને પ્રસંનતામાં વિકાસ વધે જાય છે.

આ વિશ્વને ઇશ્વરકૃત સૃષ્ટિ કહેલી છે. **एकोहं बहुस्याम्** ॥ એ સંકલ્પવડે પોતે ઉપાદાન કારણરૂપે બનીને પોતાનામાંથી જ પોતે નિમિત્ત કારણ બનીને આ સૃષ્ટિની ઉત્પત્તિ કરેલી કહેલી છે. આપણે પણ એ ઇશ્વર કૃત સૃષ્ટિની આબેહુબ નકલ બનાવી શકીએ એવું છે; તેનો અનુભવ મનુષ્યમાત્રને છે. જે વ્યતિકરને સ્વપ્ન એવું નામ આપીએ છીએ, તેમાં આ પ્રતીત થતી સૃષ્ટિનો જ અનુભવ કરતા હોઈએ એવો ભ્રમ થઇ જાય છે, કારણ કે બંને વચ્ચે એટલું બધું સામ્ય છે. પણ ઝીણો વિચાર કરતાં આપણી સ્વપ્ન સૃષ્ટિ સ્વતંત્ર નિરાળીજ છે એવી ખાત્રી થાય છે.

સ્વપ્નમાં अ સુરતમાં રાત્રિએ અમુક ઘરમાં સુતો છે. તેને સ્વપ્ન આવે છે કે બપોરનો સમય છે ને મુંબાઇમાં અમુક સ્થાને ब સાથે તે અમુક કાર્ય કરે છે, જાગૃત થતાં જણાય છે કે अ નું શરીર સ્વપ્ન સમયે સુરતમાંજ હતું. રાત્રિજ હતી. તે સુરતના ઘરમાંજ શરીર પોતાના બીછાના ઉપર હતું. મુંબાઇમાં તેમાં દેખાએલા સ્થાને તે શરીર નહોતું. ત્યાં તે સમય બપોરનો સમય નહોતો. તેમજ ब પણ ત્યાં તે સમયે નહોતો અને अ નો તથા ब નો સંયોગ તે સમયે તે સ્થાને નહોતો થયો. ब તથા अ ના ઘરનાં મનુષ્યો પોતાના સ્વાનુભવથી ખાત્રી કરી આપે છે. આમ હોવાથી अ નામના મનુષ્યે ઇશ્વરકૃત સૃષ્ટિમાં પ્રતીત થતા પોતાના શરીરની નકલ, મુંબાઇની નકલ, સૂર્યાદિ મધ્યાહ્ન કાળનું ભાન કરાવનાર ચિહ્નોની તથા તત્રસ્થ મકાનો આદિની નકલ ब આદિ મનુષ્યાદિની ...

સામાન્ય તત્વ માત્ર એકજ સ તું પોતાનું હું એકલુંજ સરખી રીતે વ્યાપેલું હોય છે. એ-કલા સ એ બીજા કોઈ પણ ઉપાદાન આદિની સહાયવિના આ સૃષ્ટિરચી છે. ॥ શિવોઽહમ્ ॥ નો ભાવાર્થ આ સ્થાને સ્પષ્ટ થાય છે. જે જે સાધનો ઈશ્વર પાસે છે તે સર્વ અ ની પાસે હતાં એમ સિદ્ધ થાય છે. ઈશ્વરમાં આત્મ તત્વની પ્રતા નામની કળા પૂર્ણ વિકાસને પામીને સ્થિર થઇ છે તેથી તેમની સૃષ્ટિ સ્થિરરૂપે પ્રતીત થાય છે. આપણે એ સ્થિરતાના ક્રમમાં છીએ તેથી તે સ્થિરતાનાં પ્રમાણમાં આપણી સૃષ્ટિની સ્પષ્ટતા તથા સ્થિરતા પ્રતીત થાય છે.

સંકલ્પ સૃષ્ટિ તથા મનોરાજ્ય તથા કલ્પનારૂપે જેને ઓળખીએ છીએ તેની વ્યવસ્થા પણ આ પ્રમાણે જ સમજાય છે.

પણ શંકા કરાય છે કે સ્વપ્ન તથા કલ્પના તો મિથ્યા છે. આ શા માટે કહેલું છે તેનું તાત્પર્ય નહિ સમજતાં એ તો નરશૃંગવત્ અભાવરૂપ છે એ પ્રમાણે કોઇ ભ્રમણામાં પડે છે. પણ શ્રુતિ ભગવતી ચોખ્ખું કહે છે કે ॥ **सदेवासीत्** ॥ એકલું ભાવરૂપ તત્વજ વ્યતિકર માત્રની પૂર્વે હતું. તો આ સ્વપ્ન તથા કલ્પનામાં અનુભવાતા વ્યતિકરોનું કારણ ભાવરૂપ તત્વ એકલુંજ હોઈ શકે અને તે વ્યક્તિરૂપે પ્રતીત થતો વિકસિત આત્માજ છે. શૂન્ય તો તે હોયજ નહીં. કારણ શૂન્યમાંથી એ પ્રકારના વ્યતિકરનું ભાન થવાનો સંભવ હોય તો નરશૃંગવડે જમીન ખોદાઇ શકવી જોઇએ. મરૂજળ અથવા તો ઝાંઝવાનાં જળવડે પગ તથા કપડાં ભીનાં થઇ જવાં જોઇએ. વંધ્યાના પુત્રોવડે સૈન્ય ખડાં થવાં જોઇએ તથા આકાશ નગરીમાંથી પુષ્પની વૃષ્ટિ થવી જોઇએ. એમ થતુંજ નથી, તો પછી ભાવરૂપ પદાર્થવડેજ આ સૃષ્ટિઓ થઇને તેમાં ઓગળી જવી જોઇએ. તે સ્વરૂપ આપણું સ્વ એટલે પોતાનું રૂપ છે. એને આપણે આપણી ઇચ્છાનુ સાર વિકાસને પમાડતા આનંદમસ્ત રહેવું અને તે રીતે ઈશ્વરમાં રહેલા વિભુત્વ, સર્વજ્ઞત્વ, સર્વ શક્તિમત્વ તથા સ્વતંત્રતનું ભાન આપણામાં થવું એ જ પ્રાપ્તવ્ય થાય છે. એ જ આનંદની પરાકાષ્ઠા છે. એ જ અજરામરત્વનો સાચો અનુભવ છે. એજ પૂર્ણ શાંતિ તથા પ્રસંન્નતા છે. એજ પરમ મુક્તિ છે. જ્યાં સુધી તેની પ્રાપ્તિ થઇ નથી ત્યાં સુધી તે પ્રાપ્ત કરવાના એકજ સાચા સાધનરૂપ આ શરીરનેજ ધારણ કરી રાખવાની તથા તેના વધતો વધાન થતા વિકાસોને અનુરૂપ તથા અનુકૂળ પડે તેવા વિકાસો નિરંતર કર્યા કરવાના છે. તેમ કરવા માટે જે જે પદાર્થો જાઇએ તે આપણામાંજ છે ને તેમનો અનુભવપૂર્વક ઉપયોગ આપણેજ કરી શકીએ એમ છે અને કર્યાં વિના ચાલે તેમ નથીજ.

॥ मनोवै ब्रह्म ॥ मनएव मनुष्याणां कारणं बंध मोक्षयोः ॥

મનજ બ્રહ્મ છે. મનજ મનુષ્યોના બંધન એટલે પરતંત્રતા તથા મોક્ષ એટલે સ્વતંત્રતાનું કારણ છે. મનવડેજ અંતઃકરણમાં આનંદ અથવા આનંદ નહીં તેવા વિકારો બંધાય છે. હાલ જેમ પરતંત્રતાના અનુભવો વડે તે પ્રકારના વિચાર દ્રવ્યને અંતઃકરણમાં પ્રસરાવીને જીવનરસને કહોવરાવી કે સૂકાવી નાંખવામાં એ મન મચી રહેલું છે, તેજ રીતે તેજ મન પોતાની દિશા બદલતાં જીવનરસની વૃદ્ધિ કરવામાટે આનંદરસનો ઉભરો આણી શકે છે. આનંદ રસનો કાંઇક વિચાર બંધાય તેમાટે પ્રથમનો ઉપર સ્વપ્નાદિ વ્યતિકરોવડે નિશ્ચય કરવો કે

આખું આવું જગત્ બનાવવાની સામગ્રી તથા સામર્થ્ય આપણાંમાં છે. વિજ્ઞાન દૃષ્ટિથી જોતાં આ સામગ્રી જે જે સ્વરૂપે પ્રતીત થાય છે તેના સ્થૂલ અને સૂક્ષ્મ એવા એક બીજાની અપેક્ષાથી વિભાગ પાડીને સમજાય છે. આ બંને સ્થિતિયોના છેડાવચલો વિકાસ માર્ગ સમજવા માટે તેને કોઇ સંગીન પ્રવાહી તથા વાયુ એ રૂપે સમજે છે. પ્રવાહી પૂર્વની મધ્ય જેવી સ્થિતિને કોઇ ચોથી સમજે છે. કોઇ વળી એ વિકાસને ૭ ભાગે સમજે છે, એટલે ૧. સંગીન, ૨, સત્વમય એટલે પ્રવાહી. ૩, દૃષ્ટિ ગોચરવાયુ જેમકે ધૂપ આદિ કરતાં જણાય છે તે. ૪, વાયુ જેનો સ્પર્શ માત્રથી અનુભવ ત્વચાને થાય છે તે. ૫, ઇશ્વર અને ૬ કારણદ્રવ્ય. આ સ્થિતિયો ઉત્તરોત્તરની અપેક્ષાથી પૂર્વપૂર્વની સ્થૂલ છે ને પૂર્વપૂર્વની અપેક્ષાથી ઉત્તર ઉત્તરની સૂક્ષ્મ છે. આ રીતની વ્યવસ્થા કરનાર સૂર્યની ગરમીનાં કિરણોની અસર છે ને તેથી સૂર્યની પ્રત્યક્ષ નિકટતમ પ્રદેશમાંની સ્થિતિ કારણ દ્રવ્યરૂપે સૂક્ષ્મતાની સીમા છે. તે રીતે આપણા દેહ બ્રહ્માંડમાં આપણું આત્મદ્રવ્ય આપણા આત્માની નિકટના પ્રદેશમાં છે તે સૂક્ષ્મતાની સીમાને ધારણ કરે છે. તે દ્રવ્યમાંજ આ જગતરૂપે પ્રતીત થવાનું સામર્થ્ય છે અને સ્વપ્નાદિ અવસ્થામાં આપણે તે દ્રવ્યનોજ અનાયાસે ઉપયોગ કરીએ છીએ, છતાં બુદ્ધિ તથા મનની અત્યંત અસ્થિરતા તથા મલિનતાને લીધે તેનું આપણને ભાન હોતું નથી. આપણી ઇચ્છાનુસાર આ પદાર્થના ઉપયોગો કરવાના જ છે. અને તેમાટે યથાયોગ્ય ક્રિયાઓ કરવાની કહેલીજ છે.

ઉપર પ્રમાણે આત્મતત્વનો પ્રતીતિ વિકાસ થવાની ક્રિયા મોહ અથવા શોકને વશ થઈને જે અટકાવે છે તેની સ્થિતિને હવે શ્રી શ્રુતિ ભગવતી વર્ણવે છે કેઃ—

॥ असूर्यानाम ते लोका अंधेन तमसावृताः ॥
॥ तांस्ते प्रेत्याभिगच्छंतियेके चात्महनोजनाः ॥

અપૂર્ણ.

---

## चितिस्पर्शप्राप्तवृत्तिना आनंदोद्गार.

( લેખક જ. લ. પરિત. )

भद्रबालाना कर्त्ता. મુંબાઈ.

( લાગી લગન મને તારી. એ રાહ. )

લાગી સુરત સુખકારી, હો મનવા, લાગી સુરત સુખકારી.
સુરત સુખકારી ( ૩ ) હો મનવા.
હરખથી જાઉં વારી વારી. હો મનવાં વિહારી.
હો મનવા.
સુરત સંધાતાં હું ચિતિપતિ પામી,
આનંદે રહુ જામી, નિષ્કામી પદપરે હું વિરામી,
હો મનવા.

---

॥ ॐ ॥

# धर्म क्यां छे ? धर्मपुस्तकोमां के धर्म पालनाराओमां !

( લેખક. પંડિત ફતેહચંદ કર્પુરચંદ લાલન. )

લંડન તા. ૨૯—૫—૧૧.

પ્રોફેસર રામમૂર્તિ અમેરિકામાં ભાષણ આપતી વખતે કહેતા હતા કે જેવી આંખને પ્રકાશની જરૂર છે, જેવી ફેફસાંને હવાની અગત્ય છે, જેવી શરીરને અન્નની આવશ્યકતા છે, તેવી આત્માને ધર્મની છે. આત્માના પ્રાણ આ દૃષ્ટિએ જોતાં ધર્મ છે. જે જીવને ધર્મ નથી, તે જીવતો નથી અને જે આત્માને ધર્મ છે, તે અમર છે. પરંતુ જેમ સ્વયંભુરમણ સમુદ્રને પાણીની તૃષા લાગી અને ઘણાં ઘણાં ફાંફાં માર્યાં પરંતુ ત્રણે લોકમાં ક્યાંય પાણી મળ્યું નહિ. તેમ ઘણા જીવો મનુષ્ય હોવા છતાં—અમરપણાની તૃષાવાળા હોવા છતાં, શાશ્વત જીવનની શોધ ક્યાં કરવી તેની માહિતી વિના ફાંફાં માર્યાં કરે છે.

કેટલાંક લોકો ધર્મ પુસ્તકોમાં ધર્મને ખોળે છે. લેખક કહે છે કે અમુક દિવસે દરિયામાં પાણીની ભરતી કેટલી છે, પાણી કેટલું ઉંચે ચડેલ છે, એ જણાવનારું પંચાગમાં કેટલું પાણી છે ? તે નીચોવતાં તેજ વખતે જણાઇ આવે છે. મીઠાઇનાં નામ લખેલ (Meno) મેનોમાં મીઠાઇનો કેટલો સ્વાદ આવે છે, તે તેમના અનુભવીને માહિતિ છે. કેરીનું નામ સાંભળતાં જેના મૂખમાં પાણી આવે છે, તેવો આપણો જનેશ છે. પરંતુ ખરેખરૂં પાણી તો પંચાગ વાંચી દરીએ જનારને મળે છે, ખરો સ્વાદ તો આંબાને જોનારને નહિં પણ ચાખનારને, અને (Meno) મેનો વાંચનારને નહિં પરંતુ મેનોમાં લખેલ વસ્તુમાંથી પોતાને જોઇતો કંસાર મંગાવી ચાખનારને ખબર પડે છે. તેજ પ્રમાણે ઘણા લોકો એમ સમજે છે કે ધર્મ પુસ્તકોમાં છે. તેથી ઘણા ધર્મગુરૂ આદિ વિદ્વાનો પણ પુસ્તકરૂપી કોથળાને પોતાના મગજમાં ઠાલવે છે. અને જેમ કેટલાક વિદ્યાર્થીઓ પરીક્ષામાં પોતાનું ભરેલું મગજ પ્રશ્નપત્રોમાં ઠાલવે છે. તેમ શ્રી ધર્મગુરૂઓ પોતાના મગજમાંથી બીજાના જ્ઞાનને પોતાની જીભની પરનાળ લગાડી પોતાના મગજમાંથી શ્રોતાઓના મગજમાં ઠાલવી દે છે. પરંતુ જેમ પુસ્તકોમાં ધર્મ નથી તેમ પેલા મસ્તકમાં પુસ્તકો વહન કરનારમાં પણ ધર્મ નથી, તેમ જેમાં તે ઠલવે છે તેમાં પણ ધર્મ આવતો નથી. આ પ્રમાણે હાલની મનુષ્ય જાતનો મોટો ભાગ ધર્મરૂપ માલ જાણે એક વખારમાંથી બીજી વખારમાં લઇ જવાનો હોય તેમ પુસ્તકોની ગાંસડીઓમાં ભરી એક દેશથી બીજા દેશમાં, એક સૈકામાંથી બીજા સૈકામાં, એક વક્તામાંથી બીજા શ્રોતાઓમાં પહોંચાડવામાં આવે છે. પરંતુ જેમ

દરિયાની ભરતીની સ્થિતિ જણાવનાર પંચાંગમાં પાણી નથી, તેમ આવા મગજમાં ભરેલા કાથળામાં ધર્મ નથી.

ત્યારે ધર્મ ક્યાં છે? મનુષ્યના ચારિત્રમાં-મનુષ્યના વર્તનમાં-મનુષ્યના આત્મામાં.

એક સદાચારી શુદ્ધ વર્તનવાનને બોલતા સાંભળવાથી આપણા કર્ણરૂપી પ્રણાલીકામાં થઇ ધર્મ આપણા અંતરમાં પ્રવેશ કરે છે. આમ સદ્વર્તનશાળી મહાત્માની આપણા પર દૃષ્ટિ થતાં, તેમની આંખમાંથી ઝરતાં અમીનાં ઝરણાં આપણી આંખમાં પ્રવેશ કરી અંતરમાં ધર્મને તાણી લાવે છે. એક શુદ્ધ ચારિત્રશાળી મહાશયની ક્રિયા જોઇ આપણે તે પ્રમાણે ક્રિયા કરતાં આપણામાં ધર્મરૂપી જીવનનો અનુભવ કરીએ છીએ.

જુઓ એક કર્તવ્યપરાયણ ( Nelson ) નેલ્સન વડે આખું ઇંગ્લાંડ કેવું કર્તવ્યપરાયણ દેખાય છે! એક પ્લેટો જેને નથી સ્ત્રી કે નથી છોકરાં છતાં યૂરોપમાં થતા બધા ફિલસુફો તેના પુત્ર પુત્રીઓ છે. એની કોણ ના પાડે છે? એક સોક્રેટીસ સાથે રહેનાર તેમના શિષ્યો બધા જાણે નાના સોક્રેટીસ હોય તેવા થઇ પડે છે. અર્થાત્ પેગંબર મહમદવડે બધા મહમદીઓ, એક વિષ્ણુવડે બધા વૈષ્ણવો, એક શંકરવડે બધા શાંકરો, એક જિન-ભગવાન્ વડે બધા જૈનો, એક ક્રાઇસ્ટવડે બધા ક્રિશ્ચિયનો, આ બધા શાથી થયા? તે મહાપુરૂષના વચનોથી નહિં, તેમના પુસ્તકોથી નહિં, પરંતુ તેઓના વર્તનમાં વ્યાપક તેમના શુદ્ધ ચારિત્રથી. તેમના વચનો જ નહિં પરંતુ એમના વચનરૂપ મંદિરમાં તેઓ પોતે સાક્ષત્ ધર્મરૂપે હોય છે, અને એ ધર્મનાં દર્શન કરનાર માણસ પોતે ધર્મ પામે છે. જેમ એક મોટા જળાશયનું જળ નાના સરોવરમાં પ્રવેશે છે, તેમ આવા મહાત્માના શુદ્ધ ચારિત્રરૂપી જળ અથવા તેમના સ્વરૂપમાં રહેલો ધર્મ પોતે બીજામાં પ્રવેશી તેને ધર્મી બનાવે છે.

લોકો આજે વિદ્વાનોને વખાણે છે, કારણ કે તેમના મગજમાં ઘણા પુસ્તકોરૂપી કાથળા સમાય છે. પરંતુ વિદ્વાનનો અહીં નિષેધ કરવાનો આશય નથી. આશય તો તેમની કિંમત તેમના આચારવિના હવે આ વિચારયુગમાં નથી એ સમજાવવાનો છે. પાણીની ભરતી જાણવાનું સાધન જે પંચાગ તે પાણી નથી, માત્ર અહીં આના જ તેમની કિંમત છે. રત્નાગરજેની નથી.

તેજ પ્રમાણે ધર્મ પુસ્તકોમાં બોલી જનારા રેનોગ્રાફોની કિંમત પણ વધારે નથી. જે માણસને જોતાં આપણે તે માણસને પણ ભૂલી માત્ર સાક્ષાત્ ધર્મને દેખીયે ત્યારે તેની અમૂલ્ય કિંમત થાય છે. તેમનું બોલવું જ સ્તોત્રરૂપ હોય છે. તેમનાં વચન સૂત્ર હોય છે. તેમના આચાર પુજન હોય છે. તેમના વિચાર ધ્યાન હોય છે. માટે ધર્મ ગુરુઓ, તમારા આચારને વિશુદ્ધ, વિશુદ્ધતર અને વિશુદ્ધતમ કરો. અને શ્રોતાઓની પાસે પેહેલાં પુસ્તકોમાંના લેખો વંચાવો, બોલાવો એટલે હજારો અંશે વિજયો સત્વર થશે. હજારો મહાત્મા થઇ શાસનનો ઉદ્ધાર કરશો.

# दैवी सामर्थ्य अथवा योगबळ.

લેખક. શ્રી જયકૃષ્ણદાસ ગંગાદાસ ભક્ત.—સુરત.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૧૫૪ થી. )

## પ્રકરણ ચોથું.

### આંતર મનની અદ્ભુત સ્મરણશક્તિ.

મનુષ્ય માત્રમાં બે મન છે વા મનની બે કળા છે. એ વિષે પૂર્વ પ્રકરણોમાં સૂચવ્યું છે.

આંતર મન જ્યારે જાગ્રત્ થાય છે—બાહ્ય મન જ્યારે શાંત પડી જાય છે, બાહ્ય જગત્‌ના વિષયોનું ભાન જ્યારે દુર્બળ પડી જાય છે, ત્યારે પૂર્વના—ઘણા કાળપૂર્વના સર્વ વૃત્તાંતોનું સ્મરણ તાજું થાય છે. જે જે પ્રસંગો બનેલા હોય તે સર્વ પ્રસંગો મનપર દ્રઢપણે સંસ્કૃત થાય છે, અને આંતર મનની પ્રબળ પૂર્ણકળાના પ્રમાણમાં એ સર્વ સ્મૃતિમાં આરૂઢ થાય છે. અંતર્મુખ અવસ્થા વા આંતર મનની જાગ્રતકળા જેમ ઉચ્ચ, જેમ દ્રઢ, જેમ એકાગ્ર તેમ સ્મૃતિ તેજસ્વી, નિર્મળ અને નિઃશંક હોય છે.

આ સંબંધમાં સરવિલ્યમ હેમિલ્ટન પોતાના અધ્યાત્મવિદ્યાના વ્યાખ્યાનોમાં જણાવે છે કે આ અદ્ભુત જ્ઞાન એ ગુપ્ત સ્મૃતિ છે. એ વિદ્વાન્ પુરુષ લખે છે કેઃ—

મનમાં જ્ઞાનના આખા ભંડાર ભરેલા છે. આપણી બહિર્મુખ અવસ્થાકાળે આ ભંડાર વિસ્મૃતિપટમાં રહે છે. પણ ગાંડપણ, જ્વરમાં જણાતી અભાન અવસ્થા, સ્વપ્ન જાગ્રત્ દશામાં, તેમજ કેટલાક ટુંટીયા જેવા રોગકાળે આ ગુપ્ત ભંડાર બહાર નીકળી આવે છે. એવા પણ પ્રસંગો બને છે કે આખી ભાષાનાં વાક્યો હારબંધ સ્મૃતિમાં આરૂઢ થાય છે. જે ભાષાનું જ્ઞાન બાહ્ય મનની જાગ્રત્ કળાકાળે બીલકુલ સિદ્ધ ન કીધું હોય, તેવી અગમ્ય ભાષાના જ્ઞાનનો ભંડાર પણ ઉઘડી આવે છે.

આજ વિદ્વાન્ સરવિલ્યમ હેમિલ્ટને એક પ્રસિદ્ધ અમેરિકન ડૉક્ટર રશનાં વચનો પણ પોતાના વિચારોની પુષ્ટિમાં જણાવ્યાં છે.

ડૉક્ટર રશ કહે છે કેઃ—' પ્રત્યેક દેશમાં જગતનું ભાન ભૂલીને વહેતા અને ગાંડા ગણાતા મનુષ્યોની બુદ્ધિનાં અદ્ભુત સ્વરૂપો હોય છે. આ અવસ્થામાં વિલક્ષણ સંભાષણ સામર્થ્ય અને કાવ્ય, સંગીત તેમજ ચિત્રકળામાં વિલક્ષણ કુશળતા જણાયાં છે. સને ૧૮૧૦ ના વર્ષમાં એક ગૃહસ્થની હું અમારી હોસ્પિટલમાં દવા કરતો હતો. એ ગૃહસ્થ દર રવિવારે હોસ્પિટલના કંપાઉંડમાં જે ભાષણો આપતો હતો, તેથી સર્વને આશ્ચર્ય ઉત્પન્ન થતું હતું. એક સ્ત્રીને હું દવા આપતો હતો. તેને પ્રસુતિ પછી કંઈક ગાંડપણનું ચિહ્ન જણાયું. એ સમયમાં એ સ્ત્રીએ પોતાનાં બનાવેલાં સંગીતો એવાં તો મધુર વાણીમાં ગાયાં કે હું જ્યારે જ્યારે તે સ્ત્રીને જોતો ત્યારે ત્યારે મોહપાશ થતો. પૂર્વના કોઈ પણ સમયે તે સ્ત્રીમાં આવી અદ્ભુત

પ્રતિભાશક્તિ, કવિત્વ વા સંગીતકૌશલ જણાયાં ન હતાં. ગાંડપણકાળે ચિત્રકળાનું કુશળપણું જેમનામાં પ્રકટેલું એવા બે દૃષ્ટાંતો મારા લક્ષમાં આવ્યાં છે.

કોઇ વખતે ગાંડા મનુષ્યોમાં જ્ઞાનનું અતીવ અદ્‌ભુત પુનર્જીવન દૃષ્ટિએ પડે છે. અર્થાત્ કંઈ કાળનું જુના સમયનું નિગૂઢ જ્ઞાન નીસરી આવે છે. તેઓ પૂર્વના પ્રસંગોને ઉત્તમ પ્રકારે વર્ણવે છે—પૂર્વની એટલે પ્રાચીન અથવા અર્વાચીન ભાષાઓનું જ્ઞાન પ્રકટ કરે છે, પુસ્તકોમાંથી વાક્યોનાં વાક્યો મુખે બોલે છે અને એ પ્રમાણે તેમની સભાન સાવધાન અવસ્થામાં જેનું જ્ઞાન બીલકુલ ન જણાયું હોય એવું જ્ઞાન પ્રકટ કરે છે!

ડોક્ટર **રશ**નાં આ વચનો છે. ડોક્ટર **રશ** તેમજ તેનાં વચનને જણાવનાર **સરવિલ્યમ હેમિલ્ટન** જે કાળે થઇ ગયા તે કાળે વિદ્વાન્ પુરુષોને અંતર્મુખ અવસ્થાનું વા જગત્‌ના અભાનવાળી અવસ્થાનું જ્ઞાન બીલકુલ ન હતું. હિપ્નોટિઝમ અથવા આ ભારતવર્ષની યોગવિદ્યાનું સ્વરૂપ એ પશ્ચિમના વિદ્વાનોને તે કાળે જાણવામાં ન હતું. આ કાળે પશ્ચિમના વિદ્વાનો એમ તો માને છે કે અનેક કારણોથી મનુષ્યોને બાહ્ય જગત્‌નું અભાન પ્રકટે છે. સ્ત્રી, પુત્ર, માતા, પિતા, ગૃહ, જ્ઞાતિજનો વગેરે સર્વ સંસારનો સંબંધ છૂટે, અને દેહનું પણ ભાન ન રહે એવી અવસ્થા પ્રકટે છે. વ્યાધિથી વા કોઇ પણ સાચી દિશાના પ્રયત્નથી બાહ્ય મનને કેવળ સુપ્ત કરી નખાય અને આંતર મનને જાગ્રત્ કરાય તો અવશ્ય જે જ્ઞાન, સામર્થ્યનો અનુભવ થાય છે તે અત્યંત અલૌકિક, ઉચ્ચ અને પ્રતાપી હોય છે. પશ્ચિમની પ્રજા માને છે કે જ્ઞાનતંતુઓ વા મસ્તિષ્કમાં જણાતા રોગો તેમજ જ્વરકાળે અનુભવાતી કેટલીક સ્થિતિઓથી બાહ્ય મન કેવળ શાંત પડી જાય છે અને આંતર મન અત્યંત જાગ્રત થાય છે. અને તે સમયે જ્ઞાનની દૈવી કળા પ્રકટે છે. આ દેશના વિદ્વાનો માને છે કે અંતર્મુખ અવસ્થા સિદ્ધ કરવાથી અત્યંત અદ્‌ભુત જ્ઞાન પ્રકટે છે. અનેક આવરણો તુટે છે. ચિત્તની મલિન તામસી જડ અવસ્થા શમે છે. તેજસ્વી સાત્ત્વિક અવસ્થા પ્રકટે છે. અને તે સમયે ભૂત કાળનું નિરાવરણ જ્ઞાન પ્રકટે છે.

ઉપર કહી ગયેલા સર **વિલ્યમ હેમિલ્ટ**ને આંતર મનની અદ્‌ભુત સ્મરણશક્તિ સંબંધમાં, એક અમેરિકન વિદ્વાન્ લેખક મિ. ફ્લિન્ટનાં પણ નીચે પ્રકારનાં વચનો આપ્યાં છે. આ અમેરિકન પાદરીએ Recollections of the Valley of the Mississippi એ નામનો લેખ લખ્યો છે. તેમાંથી અવતરણ આપ્યું છે.

મિ. ફ્લિન્ટ લખે છે કેઃ—પ્રત્યેક રોગી પોતાની બાબતને અદ્‌ભુત જેવી માને એ સ્વાભાવિક છે. મારા સર્વ ડાક્ટરો મારા વ્યાધિના પ્રસંગને અદ્‌ભુતજ માનતા હતા. મને જે મંદવાડ થયેલો તેના પરિણામો નોંધવા બીજા મનુષ્યોને દરકાર હોતી નથી, પણ મને એ સંબંધમાં ખાસ સાવધાન રહેવા સૂચન થયું છે, તેથી હું મારા એ વ્યાધિસમયના અનુભવો પ્રજાસમક્ષ મૂકીશ. મારા મત પ્રમાણે આવા રોગના ખાસ કષ્ટ પ્રસંગે જે જે ચિન્હો, લાગણીઓ વગેરે પ્રકટે તે પુરેપુરા લક્ષમાં રાખવાં જરૂરનાં છે. મને પુર્વે જ્વર આવેલો તે ઘણા દિવસ રહેલો. પણ હું દરરોજ જ્વરમાંથી ઉઠતો તથા કપડાં પણ પહેરતો. પ્રથમ દિવસના જ્વરથી મને દુર્બળતા બહુ જણાયલી, બે દિવસ લગી દુર્બળતા રહી અને ત્રીજે દિવસે ચિત્તની અવ્યવસ્થાનાં લક્ષણો જણાયાં...............એ દિવસે હું મારા મિત્રાને

પણ ઓળખી શકતો નહીં. આ સમયે જ્યારે મારું ચિત્ત મિત્ર વગેરેને પણ ઓળખવા ભાનવાળું રહ્યું નહીં, ત્યારે મારી સ્મરણશક્તિ સામાન્યતઃ ઉચ્ચ અને મહત્ત્વ સામર્થ્યવાળી જણાયલી તે કરતાં અત્યંત બલવતી માલમ પડી અને જે ભિન્ન ભિન્ન ભાષાઓનું મને જ્ઞાન હતું તેનાં વાક્યો ને વાક્યો હું પુરેપુરાં ભૂલ વગર બોલી જતો. એક પણ શબ્દ ચૂકતો નહીં. એ સમયે એક કાવ્યનો ફકરો જરા પણ સ્ખલન વગર બોલી ગયલો. અને એજ કાવ્યની પંક્તિઓ જ્યારે મારી તબીયત સુધરી ત્યારે મારાથી બોલાયલી નહીં.

અર્થાત્ મિ. ફ્લિંટનું ચિત્ત બાહ્ય મનના સંબંધ માત્રથી રહિત થયું ત્યારે આંતર મન પોતાનું કાર્ય અતીવ ઉત્તમ બજાવતું હતું. તે સમયે અદ્‌ભુત સ્મરણશક્તિ પ્રકટ થઇ હતી. જ્વરમાં મનુષ્ય બેભાન થાય છે. અને જ્યારે પુરેપુરો બેભાન થાય છે. અને બાહ્ય જગતના સંબંધ માત્રનું ભાન જતું રહે છે ત્યારે તેનું આંતર મન ગુપ્ત જ્ઞાનભંડારને બહાર આણે છે.

લોર્ડ મોન્બોડો નામના વિદ્વાને (Ancient Metaphysics) ' પ્રાચીન અધ્યાત્મવિદ્યા ' નામનો એક ગ્રંથ લખ્યો છે. તેમાં એ ગ્રંથકાર નીચે પ્રમાણે લખે છેઃ—

થોડા કાળપૂર્વેજ ગત થયલા મિ. હેન્સ સ્ટેન્લી વિદ્વાનોમાં તથા રાજનીતિ કુશલ પુરુષોમાં સારી રીતે પ્રસિદ્ધ છે. એમણે મારા અધ્યાત્મવિદ્યાના ગ્રંથના પહેલા ભાગ વિષે મારી સાથે પત્ર વ્યવહાર કીધો છે. એ વિદ્વાન્ લખે છે કે મનનાં વિલક્ષણ સામર્થ્યોના સ્વરૂપમાં આ નૂતન જ વાત છે. એનું મૂળ કારણ સમજવું કપરું છે. એમ કહીને એ વિદ્વાન્ દૃષ્ટાંત સાથે પોતાની વાત પ્રકટ કરે છે. ૨૬ વર્ષપર જ્યારે હું ફ્રાંસમાં હતો ત્યારે મારે થોડા કાળપૂર્વે ગત થયલા મેરીકલ ડી મોંટમોરેન્સી લેવલના કુટુંબ સાથે સારો ઘરોબો હતો. તેનો પુત્ર કોમ્ટી ડી લેવલ મેડીમોઇસલી ડી મેન્પોકસ નામની એક લેફ્ટેનંટની પુત્રી સાથે પરણ્યો હતો.

હું જણાવું છું તે વાત એ સ્ત્રીએ મને સ્વમુખે કહી છે. એ સ્ત્રી કેવળ સત્યવક્તા તથા સારી બુદ્ધિવાળી હતી. પોતાની વાતની પુષ્ટિમાં પોતાના નોકરો તથા કુટુંબી જનોની સ્વાનુભવની સંમતિ પ્રકટ કરતી. વળી એ સ્ત્રીની વાતમાં મને જેવું અદ્‌ભુત લાગતું તેટલું એને ન લાગતું. તે વખતે મેં એ વાતને મારી નોંધપોથીમાં લખી લીધેલી અને તે નોંધ મારા ખાસ કાગળોમાં આજે પણ છે.

કોન્ટેસ ડી લેવલની પ્રકૃતિ કંઇક શિથિલ પડેલી. તે સમયે જે ચાકરો એની ચાકરીમાં હાજર હતા તેમણે પણ જોયેલું કે એ સ્ત્રી નિદ્રામાં એવી એક ભાષા બોલી કે જે કોઇનાથી સમજાઇ નહીં. જ્યારે એ જાગી ત્યારે એના બોલેલા શબ્દો એને કહેવામાં આવ્યા. તે પોતે પણ તે શબ્દો શુપ છે કે કેમ એ સંબંધમાં કંઇ કહી શકી નહીં.

એ સ્ત્રીને પ્રસવ સમય આવ્યો ત્યારે એની ચાકરીમાં રહેતી એક આયા કે જે બ્રીટાની પ્રાંતની હતી તેણે એ સ્ત્રીના શબ્દોનું તાત્પર્ય કહી બતાવ્યું. જ્યારે જાગી ત્યારે જે શબ્દો તે બોલેલી તે તેને કહ્યા પણ તેનો અર્થ બેસાડી શકી નહીં.

એ સ્ત્રીનો જન્મ બ્રીટાનીમાં થયો હતો. અને જે કુટુંબમાં તે ઉછરેલી ત્યાં આજ ભાષા બોલાતી હતી. આથી પ્રથમના બાળપણના સમયમાં જ એ ભાષાનું જ્ઞાન તે સ્ત્રીને થયેલું. બ્રીટાનીમાંથી બાપને ત્યાં આવી ત્યાં એ ભાષાને ચાલુ રાખવા તક મળેલી નહીં. આથી ઉંઘમાં જે બ્રીટાની ભાષાના શબ્દો બોલેલી તે જાગ્રતકાળે બીલકુલ સમજી શકી નહીં.

વળી બાળકને જે શબ્દોની જરૂર પડે તેટલુંજ જ્ઞાન તે સ્ત્રીના શબ્દોમાં જણાતું હતું.

મિ. કોલરિજે પોતાના 'બાયોગ્રાફીઆ લિટરરીઆ' નામના ગ્રંથમાં એક દૃષ્ટાંત આપ્યું છે તે પણ 'આંતર મનનું અદ્‌ભુત સ્મરણ સામર્થ્ય બતાવનાર' અસરકારક વર્ણન છે. આ વિદ્વાન્ લખે છે કેઃ—

હું જે દૃષ્ટાંત આપું છું તે જર્મનીના ગોટિંગન શહેરમાં એક રોમનકેથોલિક દેવાલયમાં બનેલો પ્રસંગ છે. એક ચોવીશ કે પચ્ચીશ વર્ષની સ્ત્રીને વાંચતાં કે લખતાં બીલકુલ આવડતું ન હતું. તેને કંઈક અકળામણ ગભરામણથી જ્વર આવ્યો. આ સમયે આસપાસના પાદરીઓના કહેવા પ્રમાણે તેના શરીરમાં કોઇ વિદ્વાન્ મહાપુરુષનો પ્રવેશ થયો. તે સ્ત્રી વારંવાર લેટિન ગ્રીક અને હીબ્રુ ભાષામાં ચોખ્ખા ઉચ્ચારે બોલતી, આ વાતની ખબર એક યુવાન્ ડાકટરને પડી અને એ ડાકટરના સૂચનથી ઘણા શારીરશાસ્ત્રકુશળ તથા અધ્યાત્મવિદ્યામાં પ્રવીણ વિદ્વાનોએ આવીને આ સ્ત્રીનાં વિદ્વત્તા ભરેલાં વચનો સાંભળ્યાં. જે જે વચનો એ સ્ત્રી બોલી જતી તે બધાં કાગળપર ઉતારી લેવાયાં. આ સર્વ વચનો બંધબેસતાં તથા સમજાય એવાં હતાં પણ એ સર્વ વચન છૂટાંછવાયાં હતાં. પરસ્પર સંબંધથી હારબંધ વિચારોની ધારા એમાંથી નીકળતી ન હતી. હીબ્રુભાષાના વચનો બાઇબલમાંનાં સમજાતાં હતાં. બાકીનાં વચનો રેબિનિકલ ભાષાનાં હોય એમ લાગતું હતું. કશું પણ તર્કટ હોય એમ જરા પણ શંકા કોઇને થતી ન હતી. તે એક નિર્દોષ, સરલસ્વભાવની કુલીન સ્ત્રી હતી. એટલુંજ નહીં, પણ તે સમયે હૃદયની દુર્બળતાથી પ્રકટેલો જ્વર પણ કંઇક જોરમાં હતો. જે શહેરમાં ઘણા કુટુંબોમાં એક નોકરડીતરીકે એ સ્ત્રી રહેલી તે શહેરમાંથી આ તેના વિલક્ષણ જ્ઞાનસંબંધનો કંઈ પણ પત્તો મળ્યો નહીં. તેમ છતાં તે યુવાન્ ડાકટરે એ સ્ત્રીનું પૂર્વ જીવન બરોબર તપાસવા દૃઢ યત્ન આદર્યો. તે સ્ત્રી જ્વરગ્રસ્ત હતી. અને આ તેના લેટીન, ગ્રીક વગેરે ભાષાના જ્ઞાનસંબંધી યુક્તિપુરઃસર ઉત્તર આપી શકી નહીં. આ યુવાન્ ડાકટરે તપાસ કરતાં કરતાં એ સ્ત્રીના માતાપિતાનું સ્થાન શોધી કાઢ્યું. ત્યાં તપાસ કરતાં એ સ્ત્રીનો કાકો જ માત્ર જીવતો જણાયો. એની સાથે પૂછપરછ કરતાં એ ડાકટરે જાણ્યું કે નવ વર્ષની ઉમરે એ સ્ત્રીને એક વૃદ્ધ પ્રોટેસ્ટંટ પાદરી લઇ ગયો હતો. અને તે પાદરીનો દેહ પડ્યો ત્યાં સુધી એ કુમારિકા તેને ત્યાંજ રહી હતી. આપણા યુવાન્ ડાકટરે ઘણા પ્રયત્ને તપાસ કરતાં જાણ્યું કે તે પાદરીની એક ભત્રિજી તે વખતે વિદ્યમાન હતી. તે પાદરીની સઘળી મિલ્કત તે ભત્રિજી કનેજ હતી. આ ભત્રિજી આ કુમારિકાને ઓળખતી હતી. તેણે કહ્યું કે મારા કાકા આ છોકરીને બહુજ ચહાતા હતા. વળી એ પાદરીની રીતભાત સંબંધમાં તપાસ કરતાં આપણા યુવાન્ ડાકટરને સમજાયું કે એ વૃદ્ધ પુરુષને પોતાના મકાનમાં એક ચાલીમાં ફરવાની અને ફરતાં ફરતાં પોતાના અભીષ્ટ પુસ્તકો વાંચવાની ટેવ હતી. એ પુસ્તકો પૈકી ભત્રીજી કને આ સમયે પણ હતાં. તે ભત્રીજીએ કહ્યું કે તેનો કાકો એક સમર્થ પંડિત હતો અને હીબ્રુ ભાષાનો મોટો વિદ્વાન્ હતો. તે ભત્રીજી કનેનાં પુસ્તકોમાં હેબ્રિનિક લખાણો પણ હતાં. તેમજ ગ્રીક અને લેટિન ભાષાના વિદ્વાન્ પુરુષોના લેખો પણ હતા. આપણા યુવાન્ ડાકટરે પેલી સ્ત્રીની જ્વરગ્રસ્ત દશામાં બોલાયલાં ગ્રીક, લેટિન વગેરે ભાષાનાં વચનો નોંધી લીધાં હતાં. તે વચનો અને આ પાદરીની ભત્રીજીકનેથી મળેલા લેખો એટલા બધા મળતા જણાયા કે કોઇને પણ શંકાનું કારણ રહે નહીં.

આ ઉપરથી સ્પષ્ટ છે કે બાળપણુ મૂઢાવસ્થા, અજ્ઞાન અવસ્થા વગેરેમાં મનુષ્યોનું બા- મન બહુ બળવાન્ હોતું નથી. તે સુપ્ત હોય છે. જગતનું ભાન, મારું તારું, રાગદ્વેષ, સંબંધી કે શત્રુ વગેરે દ્વંદ્વ હોતું નથી. એવી અવસ્થામાં બાહ્ય મન સુપ્ત જેવું હોયછે. આંતર મનપર પડેલા સંસ્કારો અત્યંત દીર્ઘ કાળપર્યંત ટકી રહે છે. બાળપણાની સ્થિ- બહુ ઉચ્ચ મનાય છે. સમદષ્ટિ એ દશામાં ચોખ્ખી હોય છે. આ સમયે આંતર મનપર સંસ્કારો સચોટ હોય છે.

પશ્ચિમના વિદ્વાન્ તત્ત્વશોધકોએ આવા અસંખ્ય દષ્ટાંતો લક્ષમાં લીધાં છે. બાહ્ય મનને કરો. હું મારું એવા ભાનવાળી વૃત્તિને શમાવો. બહાર વહેતી વૃત્તિને અંતરમાં સંકેલી આંતરમનને જાગ્રત્ કરો. અને તે સમયે બુદ્ધિ, જ્ઞાન, સામર્થ્ય, વગેરેમાં અદ્ભુત બળ- તમે જોશો એમ એ પ્રજાનું માનવું છે.

આંતર મન જાગ્રત્ હોય છે અને બાહ્ય મન નિદ્રિત હોય છે, ત્યારે જે જે સાંભળવા- છે, જે કંઇ વાંચ્યું હોય છે અથવા જે કંઇ અનુભવ્યું હોય છે, તેના સંસ્કાર ઉંડા પડી જાય છે. એ જ્ઞાન છેક ઉંડાણમાં પહોંચે છે, ઠરે છે અને મનુષ્યના સા- નો મોટો પ્રકાશ પડે છે. પશ્ચિમની પ્રજા યોગમાર્ગ, સમાધિસ્થિતિ વગેરેને પતંજલિ ભ- ગના વર્ણેલા શાસ્ત્રપ્રમાણે માનતી થઇ નથી પણ કુદરતનો જ એક નિયમ માને છે કે ધ વ્યવહારથી ઉપરામ પામેલી વૃત્તિ ઉપજાવો. પછી તે કોઈ વ્યાધિથી વા અવસ્થાભેદથી તો તે સમયે મનનું સામર્થ્ય અગાધ જામશે. જ્યારે મન બાહ્ય જગતની અસંખ્ય ચિંતા- , વિચારોથી પીડાતું નથી—મતલબ કે જ્યારે વિવિધ વ્યવહાર કાર્યોનો ભાર ચિત્તપરથી થયો હોય છે ત્યારે એ મનનું બળ ઘણું જ વધે છે. મનની સ્મૃતિ, મેધા, વગેરે દૈવી . બુદ્ધિનું સામર્થ્ય પણ વધી જાય છે. દિવસમાં એક બે સમય એવા રાખો કે જે બાહ્ય મન કેવળ શમી જાય અને આંતર મન જાગ્રત્ હોય. તે સમયે એવી એક અ- . સભાય છે કે સો દિવસનું કામ એક દિવસમાં કરવાનું બળ પ્રાપ્ત થાય છે. સ્થૂળ સા- કરતાં સૂક્ષ્મ સાધન ચઢીયાતું છે. સ્થૂળ સાધન કરતાં સૂક્ષ્મ સાધન સોગણું ફળ ઉત્તમ છે. દિવસમાં બે ત્રણ વખત મનુષ્યે નિવૃત્તિમાં પેસવું, પ્રવૃત્તિમાંથી વિરામવું. ખરેખરી સેવે છે તેને નિવૃત્તિની જરૂર પડે છે. અને આમ સાચી પ્રવૃત્તિ સેવતાં નિવૃત્તિની જ- પડે તેવારે બાહ્ય મનને શાંત કરી આંતર મન જાગ્રત રાખી સામર્થ્યને વધારનાર સદ્ગુ- ણ્યોનો સેના થઇ શકે છે.

મનુષ્યનું મન ચમત્કારિક શક્તિઓનો ભંડાર છે. એ શક્તિઓનો અનુભવ કરવાને રતને અનુકૂળ પ્રયત્નો જ શ્રેય છે. સામાન્ય મનુષ્ય જળઅન્નને આધારરૂપ માને છે. દેહા- . ણવે છે. અગ્નિના સ્પર્શથી દગ્ધ થવાનો ભય ધરે છે. પણ જ્યારે બાહ્ય મન શમેલું છે—અંતર્મુખવૃત્તિ સંકેલેલી હોય છે ત્યારે આંતર મનને વશ વર્તનાર મનુષ્યને ભુખ રસનું પણ ભાન હોતું નથી. ટાઢ, તડકો કે વૃષ્ટિ એના ઉચ્ચ નિશ્ચયોને દુર્બળ પાડી શક- નથી. મૃત્યુનેપણ ઉત્સવરૂપ માને છે. આવા સમયમાં એની અનેક દૈવી શક્તિઓ બહાર આવે છે. અને એ કેવળ સ્વાભાવિક જ છે.

બાહ્ય મનની સ્મરણશક્તિ અને આંતર મનની સ્મરણશક્તિ અથવા બાહ્ય સ્મૃતિ અને સ્મૃતિમાં મહાન્ ભેદ છે. બાહ્ય સ્મૃતિ એ મસ્તિષ્કનો એક ધર્મ છે. અને એ સામ-

ર્થ્ય મસ્તિષ્કના પાછલા ભાગમાં સ્થપાયલું છે, જો મગજના પાછલા ભાગમાં કોઇ વ્યાધિ પ્રકટે અથવા કંઇ વાગે કે લોહી નીકળે તો તેની વ્યથાને લીધે બાહ્ય સ્મૃતિનું સામર્થ્ય ક્ષીણ થાય છે. કોઇ પ્રસંગ નજરે દીઠો હોય, કંઇ સાંભળ્યું હોય, કંઇક વાંચ્યું હોય એ સર્વનું સ્મરણ સિદ્ધ કરવામાં મગજના ભાગોમાં નિરામય સ્થિતિ જરુરની છે. વાઢકાપનો પ્રયોગ કે કોઇ પણ પ્રકારનો રોગ આ સામર્થ્યને નષ્ટ કરી નાંખે છે. આંતર સ્મૃતિ એ નૈસર્ગિક આંતર વ્યાપક બળ છે. બહારની કોઈ વ્યથાથી યા વ્યાધિથી એ સામર્થ્ય ક્ષીણ પડતું નથી.

હીપ્નોટિઝમના સ્વરૂપનું શાસ્ત્રીય જ્ઞાન ધરાવનાર પહેલો અમેરિકન વિદ્વાન્ ડોકટર જયોર્જ બીઅર્ડ હતો. હીપ્નોટિઝમની વિદ્યાસંબંધમાં શોધકને ભૂલ ખવડાવનાર છ હેતુઓનો નિર્ણય પણ આજ વિદ્વાને કીધો છે. આ વિદ્વાન્ આ બાહ્ય તથા આંતર સ્મૃતિના ભેદસંબંધમાં જણાવે છે કેઃ—મસ્તિષ્કના અમુક ભાગમાં વાઢકાપ કરવાથી આંતર મન જાગ્રત્ થાય એ સાધવું કેવળ અશક્ય છે.

હિપ્નોટિઝમના સર્વ પ્રયોગો પરથી સિદ્ધ થાય છે કે જેમ જેમ બાહ્ય મન શમતું જાય છે અથવા બહિર્મુખ વૃત્તિ જેમ જેમ દુર્બળ પડતી જાય છે તેમ તેમ આંતર મનનાં સામર્થ્યો પૂર્ણ કળામાં ચળકે છે. બાહ્ય મનની સર્વ પ્રતીતિઓનું નિરીક્ષણ કરનારને સમજાય છે કે દેહ તથા તજ્જન્ય સંબંધીઓ વિષે જેમ જેમ અંતઃકરણને અભાન પ્રકટતું જાય છે અથવા હું અને મારૂં એનાથી ઉપજતો સંસાર જેમ જેમ ગલિત થાય છે, દેહનું ભાન પણ જેમ જેમ ટળી જાય છે અને જીવતાં છતાં મૃતવત્ સ્થિતિ જેમ જેમ સધાતી ચાલે છે, તેમ તેમ આધ્યાત્મિક શક્તિઓ વિશેષ પ્રકાશતી ચાલે છે. આ સર્વ પરથી સ્પષ્ટ અનુમાન એ નીકળે છે કે જીવાત્મા જે પ્રમાણમાં દેહ તથા તજ્જન્ય સંબંધોના બંધનોમાંથી મુક્ત હોય છે તે પ્રમાણમાં પોતાનો ચૈતન્ય પ્રકાશ વિશેષ અનુભવે છે અને તેનું સ્મૃતિબળ પણ વિશેષ પ્રકાશી નીકળે છે. આ વિષે વિશેષ વિવેચન આગળ ઉપર કરાશે.

( અપૂર્ણ. )

---

## પોણા ત્રણ મહિનામાં ચાર માળની મોટી હવેલી.

( લેખક. શ્રીયુત ચુનીલાલ વિઠ્ઠલ.—મુંબાઈ.

મુંબઈમાં ઈમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ તરફથી સોપારીબાગ પાસે ચાર માળવાળી ૭ ચાલો બાંધવામાં આવી છે. અને તે માત્ર દરેક પોણાત્રણ મહિનામાં-જ !!!

આ ચાલમાં દરેક માળે વીસ વીસ ઓરડીઓ છે, એટલે કે બન્ને બાજુએ દશ દશ ઓરડીઓ અને આ છેડેથી પેલે છેડે સુધી ઠેઠ વચમાં રસ્તો છે. આ ચાલીઓ હાલની પદ્ધતિ પ્રમાણે પત્થરની બારીક કપચીમાં સીમેન્ટ તથા રેતી નાખીને બાંધવામાં આવી છે. ફક્ત છજાવટીઓ અને છાપરું એટલુંજ બીજી રીતે કરવામાં આવ્યાં છે. બાકી સર્વ રીતે આ ચાલીઓ આગમાં પણ ન બળે એવીછે. વળી ભીંતો પણ રીઈન્ફોર્સડ કોન્ક્રીટની જ કરવામાં આવેલી છે, જેથી ઉંદર વગેરેને રહેવાની જગ્યા પણ નથી.

દરેક ઓરડી બાર ફુટ લાંબી અને દશ ફુટ પહોળી છે. થોડી છુટી જગ્યા દશ ફુટ અને સાડા ચાર ફુટ છે તેમાં નહાવા ધોવાની ચોકડી કરવામાં આવેલી છે. આ ચોકડીની ઉપર કાતરીઆ જેવું કરેલું છે જેમાં રહેનાર ધણી લાકડાં વગેરે ખુશીની સાથે મૂકી શકે તેમ છે. આ ચાલમાં એવી સગવડ છે કે દરેક ઓરડીમાં રહેનાર માણસને ફક્ત પાણી લઇ આવવા સિવાય ભાગ્યેજ ઘરના કામ માટે બહાર જવું પડે. પાણીના નળ પણ દરેક માળે વચમાંજ મૂકવામાં આવ્યા છે.

જાજરૂપણ રીઇન્ફોર્સડ કોંક્રીટના બાંધવામાં આવ્યાં છે. ચાલીના પાછળના ભાગમાં આ બાંધેલાં છે, જ્યાં જવાને માટે છાપરાવાળો રસ્તો છે. એટલે કે વરસાદમાં પણ જાજરે જનારને અડચણ પડે તેમ નથી.

આ ૭ ચાલીઓ બાંધવાના કામનો કંટ્રાક્ટ મેસર્સ માર્સલેન્ડ પ્રાઇસ અને કંપનીને આપવામાં આવ્યો હતો. તેમણે તે ચાલીઓ દોઢ વર્ષમાં બાંધી આપવાનું કબુલ્યું હતું પરંતુ તેમણે ૧૬ સોળ મહિનામાં તે ૭એ ચાલીઓનું કામ પુરૂં કર્યું છે.

સાધારણ બીજાં ઘરોમાં દરવર્ષે ડાગડુગી, રંગ, રોગાન, સંચરામણ વગેરેનો ખર્ચ પડ્યા કરે છે, જ્યારે આવા મકાનમાં તેમાંનું કશુંજ કરવાની જરૂર રહેતી નથી. કારણ પથ્થરની કપચીઓ, સીમેન્ટ અને રેતીનું બંધારણ એવું મજબુત થાય છે કે જાણે પત્થરજ! ટાંકણીથી પણ ટંકાતું નથી. જો કે પહેલ વહેલાં તો આવા મકાન બાંધવામાં ખરચ વિશેષ આવે ખરો, પણ છેલ્લે સરવાળે આવાં મકાન ઘણાં સસ્તાં પડે તેમ છે. એમાં લાકડાની પાટડીઓને બદલે લોખંડી ગર્ડર નાખવામાં આવે છે, અને તેથીજ તે આગમાં ન બળે તેવાં થાય છે. આજકાલ મુંબઇ શેહેરમાં તો ઘણાં ખરાં આવાંજ મકાનો થવાની શરૂઆત થઇ ચુકી છે. તથા કેટલાંક મકાનોમાં થોડા ઘણાં અંશમાં પણ રીઇન્ફોર્સડ કોંક્રીટનો ઉપયોગ થાય છે.

# संसारमां सूरतरु.

જ. લ. પંડિત.
ભદ્રવાલાના કર્ત્તા મુંબઈ.

### આરંભ—કથન.

વાદળમાંથી છુટાં પડતાં વર્ષાદનાં બિન્દુઓ અને સહૃદય લેખકના અંતઃકરણમાં ઉઠતા વિચારો ખરેખર એક સરખાં કામ કરે છે. એક જ્યારે ભૂમિપર પડી તેને ભીંજાવી રસમય કરી નાના પ્રકારની વનસ્પતિને-ઔષધીને ઉગવાના સંભવો પ્રકટ કરે છે. ત્યારે દ્વિતીય અન્ય સહૃદય ચિત્તોમાં પડીને તેમાંથી અનેક મૂલ્યવાન અને હિતકર વિચારોને પ્રકટાવવાના સંભવોને રચી આપે છે.

જલનાં વાદળ બંધાય અને તેમાંથી જલની ધારાઓ વર્ષે તે પૂર્વે ઘણી સૂક્ષ્મ ક્રિયાઓ થઇ હોય છે, અને તે પ્રતિ બહુધા મનુષ્યનાં મન અલક્ષ જ કરે છે, તે જ પ્રમાણે સહૃદય અંતઃકરણમાંથી વિચારો ઉઠે તે પૂર્વે વિચારોની રચનામાં અત્યંત સૂક્ષ્મ અને આશ્ચર્યકારક ક્રિયાઓ થઇ હોય છે. તે પ્રતિતો વિદ્વાન વર્ગ પણ ભાગ્યે જ લક્ષ આપતો હોય છે.

આ સૂક્ષ્મ આંતર ક્રિયાઓ સાથે સંબંધમાં આવી, તે ક્રિયાઓ કેવા નિયમથી પ્રવર્તે છે તેનો અભ્યાસ સેવી, તે નિયમોમાં અધિક હિતકર હોય તેનો બાહ્ય સૃષ્ટિમાં–આપણી વ્યાવહારિક સૃષ્ટિમાં ઉપયોગ કરવામાં આવે, તો જે પરિણામો ઘણા પરિશ્રમે અને દીર્ઘ સમયે પ્રકટાવી શકાય છે તે અલ્પ શ્રમે અને અલ્પ સમયમાં પ્રકટાવી શકાય તેમ છે. આ વાર્તાનું સત્ય આપણી યોગવિદ્યા સિદ્ધ કરે છે. કોને અજાણ્યું છે કે જે પરિણામો બાહ્ય સાધનથી પ્રકટાવવામાં આપણને ઘણો જ સમય અને અત્યંત પરિશ્રમ પડે છે તે પરિણામો યોગવિદ્ મહાત્મા આશ્ચર્ય કારક અલ્પ સમયમાં અને સહજ શ્રમે પ્રકટાવે છે!

તેમ છતાં આ વાર્તાને સત્ય માનનાર શ્રદ્ધાળુ અંતઃકરણો પણ આ વિદ્યાનો અભ્યાસ સેવવામાં ઉત્સાહ ધરાવતા નથી, તો જેમને આ વિદ્યા અસત્ય લાગતી હોય તેમની આ વિદ્યાના અભ્યાસમાં પ્રવૃત્તિ થવી અસંભવ છે. આથી આપણા દેશમાં આ વિદ્યાભ્યાસ બંધ થયા સરખો છે. કોઇ કોઇ પુણ્યશાળી પુરુષો છુટા છવાયા અભ્યાસ સેવતા પ્રતીત થાય છે પણ તેમની સંખ્યા એટલી તો નાની હોય છે કે અઢારસેં માઇલ લાંબા અને તેટલા જ પહોળા વિશાળ ખંડમાં વસતિ ત્રીશ બત્રીસ કોટિ મનુષ્યમાં તે નહિ જેવી જ ગણાય.

સૂક્ષ્મમાં અને સ્થૂલમાં જે નિયમો પ્રવર્તે છે તે એક સરખા જ છે. એ નિયમોનું ઘણું ખરું મનુષ્યને જ્ઞાન હોતું નથી. કોઇ કોઇ શોધક બુદ્ધિવાળા મહાપુરુષો પ્રકટે છે તે આ નિયમોમાંના થોડાક નિયમનું જ્ઞાન મહા પરિશ્રમે પ્રાપ્ત કરે છે. અને તે નિયમનું અને તેથી બનતા વ્યતિકરોનું જ્ઞાન પ્રજાને આપે છે. પ્રજા તેનો સ્વીકાર કરતી નથી. બને છે એવું કે પ્રજા અને આ મહાપુરુષના વિચારોમાં ભેદ પડે છે. અજ્ઞાન પ્રજા આ ભેદને બને તેટલો વધારે છે અને પરિણામમાં વિરોધને પ્રકટાવે છે. ઉક્ત મહાપુરુષ વિરોધ સમાવવા ઇચ્છા કરે છે, સમાધાન આપે છે અને અનેક અન્ય પ્રયત્નો પણ સેવે છે. પણ જગત

તે પ્રતિ બિલકુલ જ ધ્યાન આપતું નથી અને વિરોધ વધારે જાય છે. આ જે લોકોપકારક નવિન જ્ઞાન તે મહાપુરુષે પ્રકટ કર્યું હોય છે તે પ્રતિ પ્રહારો ચાલે છે. અને ઘણે પ્રસંગે તો તે મહાપુરુષનો દેહાન્ત લાવવાને પણ મનુષ્યો ચૂકતા નથી. મહાત્મા સોક્રેટીસ અને પ્રભુ ઈશુખ્રીસ્ત એ મનુષ્યોના વિરોધના ભોગનાં જ્વલંત દ્રષ્ટાન્તો છે. અને જો જગતનો ઇતિહાસ તપાસવા માંડીશું તો આપણને અસંખ્ય મહાપુરુષોનો સત્ય નિયમ પ્રકટ કરવાની ભૂલને માટે અંત આણવામાં આવ્યો હતો એ જણાયા વગર રહેશે નહિ.

આમ હોવા છતાં સત્ય દાબ્યું દબાતું નથી. એક અથવા હજારો મહાપુરુષોનો સત્યના પ્રકટીકરણમાં ભોગ આપવો પડતો હોય તો તે ભોગ સત્યના પ્રકટીકરણ અર્થે નજીવો છે. અને તેથી જ સ્વભાવસત્તા પુનઃ પુનઃ જનકલ્યાણ અર્થે-દેશોદય અર્થે સત્ય નિયમને સમયે સમયે પ્રકટાવ્યાં જ કરે છે.

પ્રિય વાચક ! નવીન યુગનો આરંભ થઇ ગયો છે, અનેક સત્યો તમારી દૃષ્ટિ સમીપ મૂકાવાના સંભવો રચાઇ ચૂક્યા છે. આ સંભવોને તમારી સ્થૂલ ઇન્દ્રિયો સાક્ષાત્ અનુભવે તે અર્થે તમારૂં જે કર્તવ્ય છે તે આ છે. આ સત્યને સમજાવનાર જે નિયમો છે તેનો અભ્યાસ કરો. શ્રદ્ધાપૂર્વક તે નિયમોને પાલો. અને તે નિયમોના પાલનવડે તે સત્ય તમારી વ્યવહાર દૃષ્ટિ ઉપયોગ કરે તેવું અનુભવાય ત્યાં સુધી ધૈર્ય ધરો.

ઘણા નિયમો એવા છે કે તે તમે જાણો છો, પણ તેનું તમને વિસ્મરણ થયું છે. જ્યારે બીજા તો તમને નવીન જ છે. આ મનુષ્યના હિતને પ્રકટાવનાર નિયમો રસમય અને સુંદર ભાષામાં **સંસારમાં સૂરતરુ** નામક નવલ કથામાં આપવાનો પ્રયત્ન સેવવામાં આવે છે. પરમાત્માના અનુગ્રહથી તે વાર્તા મનુષ્ય માત્રને ઉપકારક નીવડો ? અસ્તુ.

---

## પ્રકરણ ૧.

## एक बीजानी दृष्टि मळी ! !

" પતિ એજ એક સ્રીનો ગુરૂ છે. "

" પતિ સ્રીનો સૂર્ય છે અને સ્રી પતિની નેત્રજ્યોતિ છે. "

### જીવન પ્રભાત.

( એ......આવ્યું આ વધામણીનું ટાણુંરે. એ રાહ. )

એ....... જાગીજો પ્રભાતનાં અજવાળાંરે,
આ પ્રભાતનાં અજવાળાંરે.
( જાણે ) સોનાની રજથી જલસ્થલ સકલ ઉજાળ્યાં. એ....જાગી.
સરોવર, તરુવર, ગિરિવર, ગહ્વર,
નદી, નદ, ખીણુ અને ઉદ્યાન, સાગર,
નભમાં છવાયે જોને કેવી આ ગ્રહમાળારે;
જો કેવી આ ગ્રહમાલારે. સોનાની૦ એ...જાગી૦

ભક્તને ભક્તિ દે, દાતાને શક્તિ દે,
બાહુબલ શૂરને દે, સતિને સતિત્વ દે.
ભૂને દઈ રસકસ રક્ષે ભારતનાં હરિયાળાંરે,
આ ભારતનાં હરિયાળાંરે. સોનાની૦ એ....જાગી૦

નિત્યના નિયમ પ્રમાણે આજે પણ ભાસ્કર સૂર્યોદય પૂર્વે પોતાની નાનકડી હોડી ફેરવવા નીકળી પડ્યો છે. સમુદ્રનાં પાણી ધારવા કરતાં વધારે તોફાની છે. પવનની લહરીઓ પણ વધારે ને વધારે બલવતી થતી જાય છે, તેથી ભાસ્કર અધિક બલથી હલેસાં મારવા છતાં પણ હોડીને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવી શકતો નથી. પાણીની છોળ અને પવનની લહરી તેની હોડીને ગમે તે દિશા પ્રતિ ધકેલે છે. તે અધિક બલ વાપરે છે. ધારેલી દિશા પ્રતિ ચલાવવામાં થોડો સમય વિજય મેળવે છે, પણ પુનઃ પાણીનો ખળકો જોરમાં આવતાં અને પવન સુસવાટાબંધ ફુંકાતાં હોડીપર તે કાબુ રાખી શકતો નથી.

મનુષ્યે આરોગ્યના સંરક્ષણ અર્થે વ્યાયામ કરવોજ જોઇએ. જ્યારે તે કોઇ પણ પદ્ધતિથી વ્યાયામ કરે છે, ત્યારે તેના શરીરના જુદા જુદા અવયવો અને તેમાં રહેલા માંસના થોચાઓ મજબૂત થાય છે. લોહીની ગતિ વધે છે અને તે શરીરની પ્રત્યેક સૂક્ષ્મમાં સૂક્ષ્મ શિરાઓમાં પહોંચી જાય છે અને તેને સ્વચ્છ કરે છે. શ્વાસ પ્રશ્વાસ અધિક વેગથી ચાલે છે, તેથી રક્તશુદ્ધિ થાય છે અને શુદ્ધ રક્ત આખા શરીરમાં ફેલાઇને શરીરના સ્થૂલ સૂક્ષ્મ સર્વ ભાગોને તેજસ્વી જીવન અર્પે છે. આખું શરીર સુદૃઢ થાય છે અને તેથી મગજનાં પુટ પુષ્ટ અને અધિક બલવાન બને છે. મગજનાં બળવાન પુટો ક્રિયાવાન થાય છે અને તેમની ક્રિયાઓ જો મનુષ્ય પોતાના હિતમાં વાપરે છે તો તેને તે અસાધારણ લાભો પ્રાપ્ત કરાવે છે.

વ્યાયામથી આ અને બીજા અનેક લાભો થાય છે તે વાર્તા ભાસ્કર જાણતો હતો. ખુલ્લી હવામાં–દરીયા કિનારે, મેદાનમાં કે ટેકરીઓ ઉપર તે ઘણી વાર ફરવા જતો અને કહેતો કે ફરવાથી અને ઝડપથી ચાલવાથી શરીરના બધા જ અવયવોને લાભ મળે છે. પણ જો થોડો સમય દોડવામાં આવે તો શરીરમાંના નિરૂપયોગી પદાર્થો પ્રસ્વેદ દ્વારા બહાર સત્વર નીકળી જાય છે અને આખું શરીર કંચન જેવું સ્વચ્છ બની રહે છે. વ્યાયામના આશયથી શરીરના પ્રત્યેક અવયવો શુદ્ધ અને બળવાન થાય છે એવા ભાનપૂર્વક જ્યારે ફરવાની, ઉતાવળે ચાલવાની અથવા દોડવાની કસરત કરવામાં આવે છે ત્યારે તે અધિક લાભો પ્રકટાવેછે.

બધીજ જાતની કસરતમાં જ્યારે મનને પરોવવામાં આવે છે અને તે કસરતથી શરીરને અત્યંત બળ અને આરોગ્ય પ્રાપ્ત થાય છે એવું ભાન વૃત્તિમાં તરતું રાખવામાં આવે છે ત્યારે તે ઘણો જ લાભ આપે છે. એમ ભાસ્કર માનતો. તે કહે તો, જ્યારે પોતે એકલા હોઇએ છીએ ત્યારે પોતાના મનને પોતાના કાર્યમાં અધિક સરળતાથી પરોવી શકીએ છીએ અને તેથી જ તે પ્રભાત પૂર્વે એકલો જ પોતાની હોડી ફેરવવા નીકળી પડતો. હલેસાં મારતાં અને હોડી ચલાવતાં શરીરના બધા અવયવોને કસરત થાય તેવી રીતે બળપૂર્વક ક્રિયા કરતો. આરંભમાં તેને થાક લાગતો, પણ હવે અભ્યાસ થઇ ગયેલો હોવાથી થાક લાગતો નહતો. બહુ જ ઝડપથી હલેસાં ચલાવવાથી પ્રાતઃકાળ હોવા છતાં તેના શરીર પરનાં વસ્ત્ર પ્રસ્વેદથી

ભીનાં થઇ જતાં. ઘણો જ શ્વાસ ચડતો પણ મોઢું પોળું કરીને તે કદીજ હાંફતો નહિ. પણ નાસિકા દ્વારથી શ્વાસને બહાર નીકળવા દેતો અને તેજ દ્વારથી અંદર શ્વાસ લેતો. તે પ્રયત્નપૂર્વક શ્વાસ ઘુંટતો અને તેથી તેનાં ફેફસાં ઘણાં જ મજબૂત થયાં હતાં.

પોતે નિયમિત રીતે કસરત કરતો હોવાથી તેનું શરીર અત્યંત દૃઢ થયું હતું. તે પોતાના પૂર્વના શરીર સાથે આજના શરીરને જ્યારે સરખાવતો ત્યારે તેમાં તેને આસમાન જમીન જેટલો તફાવત માલમ પડતો. તેનાં હાથનાં કાંડાં, તેમજ ઉપલા ભાગો બલવાન, થયા હતા અને સહજ પરિશ્રમે કેટલુંએ કામ તે કરવાને સમર્થ હતો. આજે તે પોતાનું બધું સામર્થ્ય હોડીને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવવાને વાપરતો હતો, પુનઃ પુનઃ પ્રયત્ન કરતો હતો, કેટલીકવાર જય મેળવતો હતો અને કેટલીકવાર નિષ્ફળ થતો હતો.

પવનના સપાટા અધિક જોશબંધ આવતા, તેમ તેમ પાણીના ઉછાળા વધ્યાં જતા હતા. આ નાનકડું નાવડું ક્યાં અને આ વિશાળ સમુદ્ર ક્યાં ! ક્યાં પવનના ઝપાટાનું અને સમુદ્રની છોળોનું બળ અને ક્યાં ભાસ્કરના બાહુનું બળ ! તેમ છતાં કુદરતનાં બે તત્વો પવન અને પાણી સાથે ભાસ્કરના વામદક્ષિણ હસ્ત યુદ્ધ કરતા હતા. આ યુદ્ધ કલાક દોઢ કલાકથી ચાલતું હતું અને હજી ભાસ્કર ટકી રહ્યો હતો.

જાણે વરુણદેવ ભાસ્કરના બાહુ બળની અને ધૈર્યની પરીક્ષા કરતા હોય તેમ અધિક વેગથી સમુદ્રનાં મોજાં ઉછળવા લાગ્યા અને પવનના ઝપાટા પણ અધિક બળવાન થવા લાગ્યા. થોડો વધારે સમય ભાસ્કર ટક્યો અને હાંફ્યો પણ ધૈર્ય છોડ્યું નહિ. તે વિચારવા લાગ્યો "મારો યત્નમાં અધિકાર છે. શરીરમાં જેટલું બળ છે તે સઘળાનો ઉપયોગ કરવા છતાં જો હું મારી હોડીને યોગ્ય દિશામાં હંકારી ન શકું તો તેમાં મારો શો દોષ છે? यत्ने कृते यदि न सिध्यति कोत्र दोषः થોડીવાર વિચાર શુન્ય રહ્યો અને પુનઃ વિચારવા લાગ્યો कः अत्र दोषः......कः दोषः હા સમજાયું. આ શરીરબળને પોષણ આપનાર બીજું બળ છે તે બળનો ઉપયોગ કરવો જોઇએ. મેં તે બળનો ઉપયોગ ક્યાં કર્યો છે ? બુદ્ધિમાન મનુષ્યો પ્રથમ સામાન્ય સાધનનો ઉપયોગ કરે છે પણ જરૂર જણાય ત્યાં વિશેષ સાધનનો પણ ઉપયોગ અવશ્ય કરે છે. મારામાં શરીરબળ ઉપરાંત બીજું બળપણ છે અને તેનો મારે હવે ઉપયોગ કરવો જોઇએ."

"એ બળનો ઉપયોગ કેવી રીતે કરવો ? શું એ બળથી હોડીનાં હલેસાં ચલાવી શકાશે! મારા હાથ થકી ગયા છે. મારૂં આખું શરીર શ્રમથી ગુમડા જેવું થઇ ગયું છે. તેમાં શું તે બળ રેડી શકાશે ? ટાંકામાં પાણી થઇ રહે છે ત્યારે વર્ષાદના જળથી તેને ભરી લેવામાં આવે છે. સમુદ્રમાંથી અને અન્ય જળાશયોમાંથી ઉજ્ઞુતા જળને આકાશમાં લઇ જાય છે અને તેનો વર્ષાદ થાય છે. તેમ શું મારા શરીરને એવા કોઇ બળના ભંડારમાંથી બળ આપી શકાય તેમ છે ?"

"મારી પાસે તે બીજું બળ કયું છે? વિચારબળ. હા, પણ, વિચારબળને મારા શરીરમાં કેવી રીતે વહેવડાવવું ? મારા હાથ બળ યુક્ત છે. મારૂં શરીરબળપૂર્ણ છે એમ વિચાર કરવા છતાં હાથમાં કે શરીરમાં બળ સંચાર થતો ભાસતો નથી. થોડા સમયપર આ વિચારથી મારા હાથમાં ને શરીરમાં અધિક ચેતનતા આવતી હતી. પણ હવે તેમ થતું નથી

ત્યારે હવે શું કરવું ? હવે તો હાથમાં હલેસાં પકડવા જેટલું પણ સામર્થ્ય જણાતું નથી. શરીરમાં હાલવા ચાલવા જેટલી પણ શક્તિ પ્રતીત થતી નથી."

"હાથમાં સામર્થ્ય જણાતું નથી અને શરીરમાં શક્તિ પ્રતીત થતી નથી એ શું સૂચવે છે ? તે એજ સૂચવે છે કે હાથમાં નવું સામર્થ્ય રેડવું જોઇએ અને શરીરમાં નવીન શક્તિનો પ્રવાહ ચલાવવો જોઇએ. ભલે, પણ નવું સામર્થ્ય રેડવું શીરીતે ? નવીન શક્તિનો પ્રવાહ ચલાવવાની તાકાત નથી તો મારે સ્વસ્થ થવું જોઇએ.. શાન્ત થવું જોઇએ. આ હોડી જેમ સમુદ્રના જળપર આજુ બાજુ કે ઉપરથી કોઈની સાથે સંબંધ રાખ્યા વગર તરે છે. અને જળનાં મોજાં સાથે જ અહીં તહીં ઝોલા ખાય છે; તેમ મારા શરીરને મારા મનના દ્રવ્ય સિવાયના સર્વ સંબંધથી મુક્ત કરવું જોઇએ. અને માત્ર મનના આંતર તરંગ સાથે જ આન્દોલન પામવા દેવું જોઇએ. બહુ જ સારો માર્ગ સૂઝ્યો. **હવે મારા મનોબળના ભંડારમાંથી સામર્થ્યનો પ્રવાહ મારા સર્વાંગમાં વહેશે.**"

ભાસ્કર વિચારમાંને વિચારમાં ઉંડો ઉતર્યો જતો હતો. અને હોડી યથેચ્છ દિશા પ્રતિ ઘસડાયાં જતી હતી; કઇ દિશામાં જવું તેની તેને ખબર ન હતી. જડ હોડીને ક્યાંથી ખબર હોય ! બુદ્ધિપૂર્વક હલેસાં મારનાર ભાસ્કર હોડીમાં ચતોપાટ સૂઇ રહ્યો હતો તેના મનમાં તરતા સર્વ વિચારો અત્યારે શમી ગયા હતા. હમણાં તે મનના શુદ્ધચંદ્રની ચાંદનીના પ્રકાશમય પ્રદેશમાં તરતો હતો. ચંદ્રદેવતા ઔષધીપતિ કહેવાય છે. તે વનસ્પતિ માત્રમાં અમૃતસિંચન કરે છે અને તેમને જીવન બળ અર્પવાનું સામર્થ્ય આપે છે. તેમ ભાસ્કરને તેના મનચંદ્રમાંથી શાન્ત અમૃત તત્વ પ્રાપ્ત થતું હતું અને તેના શરીરના સર્વ અવયવોમાં ત્વરાથી વહેતું હતું. તે નિશ્ચેષ્ટ હતો. અને હોડી જળના તરંગો અને પવનની લહરીઓને અધીન વર્તતી ગમે તે દિશાપ્રતિ વહ્યાં જતી હતી.

આ સમયે મનહર **મનોરમા**, આપણી કાદંબરીની નાયિકા, પોતાના મહાલયની અગાશીમાં આવી અહીં તહીં ફરતી હતી. તે સુકુમાર કુમારિકા હતી છતાં યૌવને તેનો સ્પર્શ કરવામાં લેશપણ સંકોચ સેવ્યો ન હતો. નપુંસકને સ્પર્શ કરવાદેવાથી કુમારાવસ્થાનું વ્રત ખંડિત થશે નહિ એમ કદાચ **મનોરમા** માનતી હશે ! અથવા પોતાને સ્પર્શ કરવા દેવાથી તે નપુંસક પણ નાના પ્રકારની સુખમય સૃષ્ટિનો વિસ્તાર કરશે એમ તેણે ધાર્યું હોય ! ગમે તેમ હોય તો પણ એ વાર્તા સાચી હતી કે યૌવનના સ્પર્શ પછી **મનોરમા**માં ઘણોજ ફેર થઇ ગયો હતો. તેના માથાથી તે પગના નખ સુધી જોઇએ તો તે તદ્દન બદલાઇ ગઇ હતી. માથાના લાંબા વાળ તો તેના તેજ હતા પણ તેમાં કંઇ ઓરજ ચમક આવી હતી. કપાલ વિશાલ અને બ્રહ્મચર્યના તેજથી પ્રકાશિત હતું. ભવાં સુંદર મોહક અને તેજસ્વી શ્યામ ચળકતાં હતાં, પોપચાં મૃદુ પાતળાં પોયણા સરખાં છતાં ઘેરા ગુલાબી વર્ણયુક્ત હતાં. નેત્ર અત્યંત તેજસ્વી, મોહક અને આકર્ષક હતાં. અંદરની કીકી જીવનની પ્રતિમા હોય તેમ ક્ષણે ક્ષણે આમ તેમ ફરતી અને પોતાનાં કિરણોવડે પ્રાણી પદાર્થો ને ચૈતન્ય પ્રાપ્ત કરાવતી. નાસિકા સુંદર તેજસ્વી અને અણિદાર હતી. પણ તે નમેલી ન હતી. નસકોરાં સ્વચ્છ યથાયોગ્ય હતાં. ગાલ બહુ ભરાવદાર ન હતા, પણ અત્યંત કોમળ અને ગુલાબી વર્ણના હતા અને મધ્યમાં જતાં અધિક ગુલાબી થઈ જતા હતા. હોઠ પાતળા હતા. તેમને તાંબુલના પાનવડે રક્ત કર્યાં ન

હતા પણ તે સ્વભાવિક રીતે જ રક્ત વર્ણના હતા. હડપચી અતિ સુંદર હતી. કાન પ્રમાણમાં જરાક વધારે મોટા હતા. કંઠ સુંદર અને કોમળ અને હાથ નાજુક છતાં બળયુક્ત હતા. બન્ને હાથની વચ્ચેનાં અંગો સુંદર અને આકર્ષક હતાં. પેટ નાજુક પાતળું અને પીઠ તથા કમર જેવાં જોઇએ તેવાં જ હતાં.

આખું શરીર અને તેનાં સર્વ અંગો સુઘટઅવયવ અને વિધાતાની પ્રશંસા કરાવે તેવાં હતાં. તે એટલી તો સૌંદર્ય યુક્ત હતી કે તેના પ્રતિ સહજ સ્વભાવે જ દષ્ટિ આકર્ષાઇ જતી, અને વિનયથી અથવા અન્ય કોઇ લાગણીથી દષ્ટિને પાછી ખેંચી લેવામાં અધિક પ્રયત્નની અપેક્ષા રહેતી. તેને કામદેવની સ્ત્રી રતિની ઉપમા અપાય તો અયોગ્ય ન ગણાય. માત્ર તેને રતિ કુમારી કહેવી પડશે. કારણ હજી એણે લગ્ન કરેલું નહોતું. નામ તો છે **મનોરમા** પણ તે કોના મનમાં રમણ કરે છે તે આપણે જાણતા નથી. તેમ તેના મનમાં કોણ રમી રહ્યું છે તે પણ આપણે જાણતા નથી.

**મનોરમા** થોડો સમય આમ તેમ ફરતી, વ્યાયામ કરતી હતી અને અગાશીમાં સમુદ્રપરથી આવતા સ્વચ્છ પવનનો લાભ લેતી હતી. ઘડીકમાં તે દરિયા તરફ જતી અને ઉછળતાં મોજાં સાથે તેની આંખની કીકી વાત કરવા મંડતી, ઘડીકમાં તે તેની સામી બાજુએ જતી અને બગીચામાં વાવેલી ઉપર સુધી ચરી આવેલી પુષ્પવતી લતાને પોતાનો હાથથી સ્પર્શ કરતી. પવનથી ઉછળતાં સમુદ્રનાં સફેદ મોજાં અને લહરીથી હાલતાં પુષ્પવતી લતાનાં પુષ્પોમાં કાંઇક અલૌકિક સામ્ય તેને જણાતું હતું. મોજાં શબ્દ કરતા હતાં. તે મનોરમાને અત્યંત મધુર લાગતાં હતાં. લતાનાં પુષ્પો સુવાસ પ્રસારતાં હતાં. સુવાસ આખી અગાશી સુગંધ યુક્ત કરી મનોરમાને પ્રસન્નતા પ્રકટાવતી હતી. પવનની લહરીઓ તેના શરીરને સ્પર્શ કરતી હતી અને વારંવાર રોમોદ્‌ગમનો અનુભવ કરાવતી હતી. એમ મોજાનો શબ્દ, પવનની લહરીઓનો સ્પર્શ, મોજાંના ધવળ રંગ અને પુષ્પની શોભાનાં રૂપ, અને પુષ્પ સુવાસથી ગંધ, એમ ચાર વિષયો મનોરમાના મનને મોદ પ્રકટાવવા પ્રયત્ન કરતા હતા. અને તે તેમના પ્રયત્નમાં ઘણો અંશે સફળ પણ થતા હતા.

પ્રસન્ન **મનોરમા** અધિક પ્રસન્નતાને શોધતી હતી. ઘડીકમાં આકાશ પ્રતિ દષ્ટિ સ્થાપતી. ઘડીકમાં ભિન્ન ભિન્ન દિશાઓમાં દષ્ટિ ફેંકતી, કવચિત નીચે અગાશીમાંથી સમુદ્રનાં પાણી પોતાના મહાલયની ભીંત સાથે અથડાતાં તે સ્થાન પ્રતિ નજર નાખતી અને પ્રત્યેક સમયે નવીન આનંદથી અધિક પ્રફુલ્લ થતી જણાતી. આનંદ અને પ્રસન્નતા વધ્યાં જતાં હતાં પણ તેની કીકી શું શોધતી હતી તે સમજાતું ન હતું. શું મનોરમા આપણને તેના મનની વાત કહેશે ! પરિચય વિના કેમ કહે ? આપણને ન કહેતો આ લતાને તો કહેશે ! આ પવનની લહરીને તો વાત કરશે ! આ તેના પ્રતિ ઉછળી આવતાં મોજાંને તો મનની વાત જણાવશે

થોડી ક્ષણ મનોરમા અગાશી વચ્ચે ઉભી રહી, વળી સમુદ્ર તરફ ગઇ અને મધુર શબ્દથી સંગીતનો આરંભ કર્યો. અવાજ કોકિલા સરખો મધુર હતો. મુખમુદ્રા પર ગીતનો ભાવ આબેહુબ આવતો હતો અને તેના અંતઃકરણમાં જે ઉત્સાહ ચડ્યો હતો તેને બરાબર સ્પષ્ટ કરતો હતો.

## ગુરુકૃપાસમીરનો સ્પર્શ.

( મદભરી જુવાનીયાર. એ રાહ. )

રસનીધિ ઉછાળા ખાય, હાં ! રસ૦
ગુરુકૃપાસમીર જ્યાં વાય,
અહા ! જ્યાં વાય. હાં ! રસ૦
કમલ ખીલતાં હૃદય સરનાં,
મધુકરીને, મધુકરોનાં,
ટોળાં શાં હરખાય;
અહા ! હરખાય. હાં ! રસ૦

મધુર સ્વરથી એક વાર ગાઈ રહી કે પુનઃ ગાવા લાગી. પોતાના હાથથી સમુદ્રનાં મોજાંની ગતિને બતાવવા લાગી. હૃદયને પવનનો સ્પર્શ થતો તેથી આનંદથી રોમાંચ થઈ જતો તે બતાવતી અને નર્તન કરતી આખી અગાશીમાં તે ફરવા લાગી, ઘુમવા લાગી. વળી તેના તેજ અભિનયો અધિક સુંદર રીતે કર્યાં અને તે પુરા થતાં પુનઃ ગાવા માંડ્યું. એમ ગાતાં ગાતાં બધા જ અભિનયો ( acting ) ફરીથી કર્યા.

કમલ ખીલતાં, હૃદયસરનાં.

એ ગાતાં ગાતાં ખરેખર જ તેનું હૃદયકમલ ખીલ્યું હોય એમ સ્પષ્ટ થઈ જતું અને તેના અંતઃકરણમાં સ્ફુરતા નાના મોટા વિચારરૂપી મધુકરોનાં ટોળાં હર્ષથી ઘેલાં થઈ જતાં હોય એવા મનોભાવ તેના મુખ પર તરી આવતા જણાયા. તેનો મુખચંદ્ર કમલ પુષ્પની પાંખડીઓ જેવો ગુલાબી થઈ ગયો. તેની આંખમાં આનંદનાં પાણી ભરાઈ આવ્યાં અને તેમ છતાં પણ તે આનંદમસ્ત કુમારિકા પુનઃ પુનઃ તે પદ લલકાર્યાં કરતી હતી.

કોમળ સુંદર અંગ અને તેના ઉત્તમ અભિનય, તથા ઉંચો મધુર સૂર અને તેના કોમળ લય દેવકોટિને પણ પરવશ કરે તેવાં હતાં. મનોરમામાં શું ઓછું સુંદર હતું તે નક્કી કરવું મુશ્કેલ હતું. સર્વ રીતે તે સુંદર હતી. તેનું અંતઃકરણ પણ સુંદર હતું. તે સંગીત નર્તન સમયે તેના મુખ પર ચડી આવતા મનોભાવથી સ્પષ્ટ થતું હતું. સુંદર હૃદય અને સુંદર સર્વાંગવાળી મનોરમા ખરેખરીજ મનને પરવશ કરે તેવી હતી.

થોડીવાર ગાયન અને નૃત્ય ચાલ્યું અને કોણ જાણે શાએ વિચારથી મનોરમા સમુદ્રતરફ આવેલા શીલાસનપર લાંબા પગ નાખી–શરીરને પાછળ આવેલા થાંભલાપર ટેકાવી; ડાબો હાથ છાતીપર રાખી અને જમણો જમીનપર ટેકાવી બેઠી અને જાણે પોતાને લાગેલા થાકને ઉતારતી હોય તેવી દેખાઈ. તેની દૃષ્ટિ સમુદ્ર અને આકાશના સંધિપ્રદેશ પ્રતિ હતી અને નિમેશ રહિતપણે જોતી હતી. ઓષ્ઠ સહજ ઉઘાડા હતા પણ એટલા ઉઘાડા ન હતા કે તેની સુંદર દાડમના દાણા જેવી દંતપંક્તિ દૃષ્ટિએ પડે. ધીમે ધીમે તેની આંખનાં પોપચાં મીંચાતાં જણાયાં. જેમ જેમ બાહ્ય સૃષ્ટિ વિસાતી ગઈ તેમ તેમ મનહર મનોરમા આંતર સૃષ્ટિના રમણીય મનોરાજ્યમાં રમવા લાગી.

પ્રિયવાચક ! આપણી **મનોરમા** પાસે આ પ્રકારની ચેષ્ટાઓ કોણ કરાવતું હતું ? સમુદ્રમાં જુવાળથી મોજાં ઉછળતાં હતાં. અને જુવાળ સૂર્યના આકર્ષણને લીધે આવે છે તે આપણે જાણીએ છીએ, પણ મનોરમાના અંતઃકરણમાં કયા સૂર્યના આકર્ષણથી આજે આટલો જુવાળ ચડયો હતો તે સમજાય છે ?

તેણે શું ગાયું ? જરા વિચાર કરી જોઇએ. "રસનીધિ ઉછાળા ખાય," ખરેખર મનોરમા ત્હારા શરીર અને મનમાં જુવાનીની ભરતી આવી છે અને તે ભરતીને લીધે તારા શરીર મનમાં પ્રેમ રસનો મહાસાગર ઉછાળા મારી રહ્યો છે. સમુદ્રમાં ભરતી આણનાર જેમ સૂર્ય છે તેમ તારામાં જુવાનીની ભરતી આણનાર પણ સૂર્ય તત્વજ છે. તેણેજ તેને આટલી ખીલવી છે. સમુદ્રના જળને પવનની લહરી ઉછાળે છે, પણ અહીં પવન કયો છે ? ગુરુકૃપા **સમીર.** મનોરમા તું સત્યજ વદે છે. **पतिरेको गुरु स्त्रीणाम्.** સ્ત્રીનો પતિ એજ એક ગુરૂ છે. તારા પ્રતિ તારા પતિની કૃપા લહરીઓ આવે છે અને તેથી તારા અંતઃકરણમાં પ્રેમરસની ભરતી ચડી છે. તારા હૃદય સરોવરનાં કમળ ખીલવાથી તારા વિચાર માત્ર હર્ષ–આનંદમગ્ન થઈ ગયા છે. તે યોગ્યજ છે.

પણ તારો પતિ કયાં છે ? તું તો કુમારિકા છે ! છતાં તારે પતિ કયાંથી ?

ભાસ્કરની હોડી ઉછળતી ઉછળતી મનોરમાની જે ભિંત સાથે સમુદ્રનાં જળ અથડાય છે તે પ્રતિ આવે છે. નથી ભાસ્કરને જગતનું, સમુદ્રનું કે હોડીનું ભાન કે નથી મનોરમાને જગતનું, મહાલયનું કે શિલાસનનું ભાન ! બન્ને આનંદ સમાધિમાં લીન છે.

મનોરમા પોતાના મનોરાજ્યમાં શું જોતી હતી ? બાહ્યસૃષ્ટિ તેને મન વિલાઇગઇ હતી, પણ આંતર સૃષ્ટિની મનોહરતા તેના અંતઃકરણને આનંદ સાગરમાં ઝીલાવતી હતી. બાહ્ય સૃષ્ટિઓ તો માત્ર છાયા સરખી છે. આંતર સૃષ્ટિઓ બાહ્ય સૃષ્ટિના કારણરૂપ હોવાથી તેમાં અધિક રમણીયતા છે. જે જે સ્થૂલ સૃષ્ટિઓમાં પ્રતીત થાય છે તે તે સર્વ પ્રથમ સૂક્ષ્મ સૃષ્ટિમાં રચવામાં આવ્યાં હતાં અને તેને રચનાર મનુષ્યનાં મન હતાં. આજે પણ મનુષ્યનાં મન જાણે અજાણે અનેક પ્રકારની દિવ્ય અદિવ્ય રચનાઓ રચે છે અને સમય જતાં તે રચનાઓ તેમને પ્રત્યક્ષ થાય છે.

મનોરમા પોતાની આંતર સૃષ્ટિમાં દિવ્ય રચના કરતી હતી. અને તે સર્વ દિવ્ય પદાર્થો તથા મનુષ્યોને પોતાની દૃષ્ટિ સમીપ દીર્ઘ સમય સુધી રાખી તેમને પોતાની કલ્પનાવડે પૂર્ણ કરતી હતી. આજે એક દિવ્ય રચના સંપૂર્ણ થતી હતી અને તેથી તે સ્થૂળ સૃષ્ટિમાં તેને પ્રત્યક્ષ થવાને બહુ સમય લાગે તેમ ન હતું.

તેની મનવાટિકા રચાવનાર અને તેમાં સહાય અર્પનાર **શ્રી વનદેવી** હતાં. આજે તેની એક રચના પૂર્ણ થતી હોવાથી શ્રીવનદેવી મનોરમાની આંતર દૃષ્ટિ સમીપ પ્રત્યક્ષ થયાં અને અત્યંત પ્રેમવડે વદ્યાં "**પ્રિય પુત્રી જાગ્રત થા ! તારા મનોરથ સિદ્ધ થશે. તને આ લોકમાં અને પરલોકમાં સર્વત્ર વિજય પ્રાપ્ત થશે, તારા પતિને પામી તેના પ્રતિના તારા સર્વ ધર્મોને ઉત્તમ પ્રકારે પાળજે અને તારૂં સર્વોત્તમ હિત અવશ્ય સધાશે.**

જેવા આ શબ્દો વદાયા તેવીજ મનોરમાની દૃષ્ટિ ઉઘડી ગઇ અને નિમેષ રહિતપણે તે વનદેવીનાં નેત્ર ભરીને દર્શન કરવા લાગી. થોડી ક્ષણમાં દેવી અદૃશ્ય થયાં અને નીચેથી

માલિની.



માલિની બોલી—હે નિદ્રાવશ મનુષ્ય જાગ્રત થા!

શબ્દ સંભળાવા લાગ્યો. મનોરમા બેઠી હતી તેજ ભીંતમાં નીચે સમુદ્ર તરફ એક બારી હતી તે બારીમાંથી એક સ્ત્રી સમુદ્ર તરફ જોઇ રહી હતી. તેની નજરે ભાસ્કરની હોડી પડી. જેમ જેમ હોડી પાસે આવતી ગઈ તેમ તેમ તેણે તેમાં એક પુરુષને નિશ્ચેષ્ટ સૂતેલો જોયો. તે સ્ત્રીને લાગ્યું કે પાણીની ભરતી જોઇ આ પુરુષ અજ્ઞાનાવસ્થાને પ્રાપ્ત છે. તેની હોડી જો પાણીમાં ડૂબશે તો તે જળમાં ડૂબી જશે પણ સારા ભાગ્યે તે હોડી આ બારી તરફ આવે છે. પરમાત્માની દયાથી જો તે અહીં આવી પહોંચશે તો તેને જાગ્રત કરી હું તેના પ્રાણનું રક્ષણ કરીશ. તે થોડે છેટે હતી.

ખરેખરજ આ સ્ત્રીના ભાવો સત્ય થયા. હોડી થોડીજ ક્ષણમાં બારીથી થોડે છેટે રહી અને અફળાવાનો સમય પાસે આવ્યો તે પૂર્વે તો તેણે અંદર સૂતેલા પુરુષને જાગ્રત કરવા મોટા શબ્દે બુમ મારી. "**હે નિદ્રાવશ મનુષ્ય જાગ્રત થા!** સાવધાન થઇ તારી હોડી બચાવી લે." આશબ્દ છેક અગાશીમાં ઉપર મનોરમાના કર્ણપર અથડાયો તેવીજ તે ઉઠી અને અગાશીમાંથી બારી તરફ નીચે દૃષ્ટિ ફેંકતાં ફેંકતાં બોલી "માલિની તું કોને જાગ્રત કરે છે?" બંનેના શબ્દો **ભાસ્કરના** કાનને અથડાયા. **માલિનીનાં કે મનોરમાના** કોણ જાણે કોના શબ્દથી તે જાગ્રત થયો તે સમજાયું નહિ. તે ઉઠયો. એક હાથે બારીના કઠેરા પકડયો અને ઉંચી દૃષ્ટિ કરી તો એક બીજાની દૃષ્ટિ મળી!! આશ્ચર્ય ચકિત થઇ તે તેની તે સ્થિતિમાં મનહર **મનોરમાના મુખચંદ્રને ટગર ટગર જોવા લાગ્યો!!!**

---

# सघळां सजीव प्राणीओनुं मूळ उत्पत्तिस्थान समुद्रजल छे.

**શ્રી જયકૃષ્ણદાસ ગંગાદાસ ભક્ત. સુરત.**

પેરિસનો પ્રોફેસર કિન્ટન કેટલાક પ્રયોગો કરે છે તે જગતને વિસ્મય પમાડે એવા છે.

હાલમાં એમણે સમુદ્રના ઉંડા તળીયામાંથી ખારું પાણી લીધું છે. તેમાં જીવનતત્ત્વ અર્પનાર તથા ટકાવનાર તત્વ રહ્યું છે એ દર્શાવી આપ્યું છે. તેમાં (Inroads of disease and old age) મનુષ્યના શરીરમાં પ્રકટતા રોગ તથા વૃદ્ધાવસ્થાના પ્રસંગોને અટકાવવાનું બળ રહેલું છે એ સિદ્ધ કરવાની તે આશા રાખે છે.

પ્રોફેસર કિન્ટન જણાવે છે કે મનુષ્યનું શરીર એ ચોખ્ખું પાણીનું એક મોટું પાત્ર છે. શરીરમાંનું લોહી એક મોટા સમુદ્રના જળ જેવો પ્રવાહી પદાર્થ છે. તેમાં રાના પરમાણુઓ તરે છે. પ્રત્યેક પ્રાણીનું પછી તે મનુષ્ય હોય અથવા કૂતરો, ઘોડો કે એવું પશુ હોય તોપણ તેનું વજન કીધું હોય તો તેનો એક તૃતીયાંશ ભાગ સમુદ્રનું ખારું જળ હોય છે. એમાં સઘળાં ચેતન પરમાણુઓ સ્નાન કરે છે તથા શ્વાસ લે છે. એક મનુષ્યનું શરીર ૧૫૮ રતલ થાય, તો તેમાં ૫૧ રતલ સમુદ્રનું જળ હોવાનું જ. તે વિના શરીર ટકે જ નહી. ચેતનપરમાણુઓને જીવતાં રાખનાર એ જળજ છે. અને એ જળવગર મનુષ્યનું મૃત્યુ જ થવાનું.

આ વિદ્વાને એક કુતરાપર કરેલો પ્રયોગ લક્ષમાં લેવા જેવો છે. એ કુતરાને પ્રયોગ-શાળાના ટેબલ પર મુકીને લોહી વહેતો કીધો. એની નસોમાંથી તદ્દન લોહી નીકળી ગયું અને કેવળ મૃતવત પ્રતીત થયો. ત્યાર પછી એ કુતરાની નસોમાંથી જેટલું લોહી નીકળી ગયું હતું તેટલાજ પ્રમાણમાં સમુદ્રનું જળ પીચકારીથી અંદર દાખલ કીધું, એટલે તે કુતરો તરતજ બેઠો થયો, પુંછડી હલાવી અને ખુશીથી આમ તેમ દોડવા લાગ્યો.

ચાર વર્ષ પછી એ કુતરો ગુજરી ગયો ત્યારે કેવળ કુદરતી રીતે જ એનું શરીર પડેલું. બીજાં મૂગાં પ્રાણીઓપર પણ એવો જ પ્રયોગ કરેલો. તેમનાં શરીરમાંથી લોહી નીકળી જવા દીધેલું અને પછી સમુદ્રનું ખારું જળ દાખલ કરવાથી એ પ્રાણીઓ જીવતાં બળવાળાં તથા ચંચળ થયાં હતાં. આ પ્રાણીઓમાં ખાસ એ માલમ પડતું હતું કે લોહીના વહેવાથી અને તેને બદલે ખારું જળ દાખલ કરવાથી નબળાઇ બીલકુલ માલમ પડતી નહીં અને ઉલટું પૂર્વ કરતાં વિશેષ બળ તથા સ્ફુર્તિ જણાતાં હતાં.

હાલમાં આ પ્રોફેસર મનુષ્ય પ્રાણીનાં શરીરોપર પ્રયોગ કરે છે. એ શરીરો પરે એટલું બધું લોહી કાઢતો નથી, પણ જેટલું એ લોક કાઢવા દે તેટલું કાઢી તે પ્રમાણનું ખારું જળ દાખલ કરે છે.

એ વિદ્વાનનું એવું મત છે કે સમુદ્રનું ખારું જળ સર્વ ઇંદ્રિયગણની ઉત્પત્તિમાં હેતુ રૂપ છે. કોઇનું લોહી વહી ગયું હોય તો ખારું પાણી અંદર નાંખવું. વિશેષમાં એ વિદ્વાન ક્ષયરોગ, કૉલેરા વગેરે બાળપણામાં જણાતા વ્યાધિઓની નિવૃત્તિ માટે પણ આજ પ્રયોગને કરે છે, તેમજ વૃદ્ધાવસ્થામાં જણાતી દુર્બળતાને નિવારવાને પણ આજ પ્રયોગ કરે છે.

શરીરમાં લોહી ફરે છે તે પ્રનાડીમાં દરિયાનું પાણી પીચકારીથી નાંખે છે. દરિયાના કિનારા આગળનું પાણી એ વિદ્વાન લેતા નથી પણ મધ્ય ભાગમાંથી અને છેક તળીયેથી લે છે. એ સમુદ્ર જળ સાથે ચોખ્ખું મીઠું જળ મેળે છે અને પછી દરરોજના દસ આંઉસ પ્રમાણે મનુષ્યના શરીરમાં નાખે છે.

સને ૧૮૯૬ માં પ્રોફેસર ક્વિન્ટને પ્રથમ જ એ સાબીત કરી આપ્યું કે જે સમયે મનુષ્ય પ્રાણી પ્રથમ પૃથ્વીપર પ્રકટ થયા ત્યારે પૃથ્વીપરની ગરમી હાલના કરતાં વિશેષ હતી અને પૃથ્વી ઉત્તરોત્તર ઠંડી પડતી જાય છે તો પણ તેની મૂળની ગરમી ટકાવવાને મનુષ્ય પ્રાણીઓનાં શરીર કુદરતી રીત્યા સાહાય્ય કરે છે. આ ઉપરથી જ એ વિદ્વાન એવું પણ અનુમાન બાંધે છે કે પૃથ્વીની ગરમી ઉપરાંત બીજી મૂળની સ્થિતિ વા આવરણને ટકાવી રાખવાને પણ મનુષ્ય વર્ગનું કુદરતી બંધારણ સાહાય્ય કરતું હોવું જોઇએ. ઉત્તરોત્તર પ્રમાણ આપીને એ વિદ્વાને એમ સિદ્ધ કીધું છે કે સઘળાં સત્ત્વ પ્રાણીઓનું મૂળ ઉત્પત્તિ સ્થાન સમુદ્ર જળ છે. (In other words, living beings made their first appearance in the depths of the ocean) બીજા શબ્દોમાં કહીએ તો જીવતા પ્રાણીઓ પ્રથમ તો મહાસાગરના ઉંડા ભાગમાં જ જણાયા.

( હિંદુ ધર્મશાસ્ત્રનાં પુરાણોમાં મત્સ્યાવતાર, કચ્છાવતાર, વરાહાવતાર વગેરેનાં વર્ણન છે. આ પુરાણ વચનોનું દૈવત-ગૂઢાર્થ સમજવાને ઉગ્ર બુદ્ધિબળ જરૂરનું છે. પ્રથમ જગમાં પ્રાણીઓની ઉત્પત્તિ અને ત્યાર પછી પૃથ્વીપરના સર્વોત્તમ સામર્થ્યવાળા મનુષ્યો પ્રકટ્યાં વગેરે પુરાણોના મહાત્મ્યને જાણવા આ લેખમાંથી વિચાર મળે એમ છે. )

એ સુપ્રસિદ્ધ વાર્તા છે કે જીવનને ટકાવવા માટે પ્રત્યેક પ્રાણીને ઑક્સીજનની જરુર છે અને આ તત્વને સર્વદા નવું નવું મેળવ્યા કરવું ઘટે છે. નહીં તો જીવન નષ્ટ થાય છે. હવે વાતાવરણમાં ઑક્સિજન વિદ્યમાન છે એ નિઃશંક સત્ય છે, પણ સમુદ્રને તળીયે એ તત્વ ક્યાંથી આણવું ! પણ હમણા એવું સિદ્ધ થયું છે કે સમુદ્રની સપાટીપર જેમ ઑક્સિજન હોય છે તેમ છેક ઉંડાણના ભાગમાં પણ એ વાયુતત્ત્વ છે જ. માત્ર અંતરાલ પ્રદેશમાં એ પ્રાણસંરક્ષક તત્ત્વનો તોટો છે.

હવે જે દરિયાના પાણીરૂપી આ નવીન અમૃતમાં બહુ જીવન પ્રદ બળ મનાયલું છે તે પાણીમાં રહેલા ક્ષારને લીધે નથી. ઘણા વિદ્વાનો એમ પણ કહે છે કે જો જરર પડે તો મીઠા વગર આપણે ચલાવી લઇએ. ડોક્ટર એમેટ ડેન્સમોર દૃઢપણે જણાવે છે કે પ્રત્યેક ખોરાકમાં વપરાતા સામાન્ય ક્ષારમાં ચુનાવાળું પૃથ્વી દ્રવ્ય બહુજ મોટા પ્રમાણમાં હોય છે. બર્લિનના પ્રોફેસર પ્યુટનરે એવું શોધી કાઢ્યું છે કે, સમુદ્રમાં ખોરાકના તત્વો એકરસ થયલા હોય છે. એના ઉપર કેટલાક જળચર પ્રાણીઓ પોતાના પ્રાણ ટકાવે છે. શરીરામાંથી કાર્બન માલમ પડે તે કરતાં ૨૪૦૦૦ ઘણું કાર્બન સમુદ્રના પાણીમાં એકરસ થયલું માલમ પડે છે. આનીજ સાથે કેટલાક હલકા જળચર પ્રાણીઓના પાચક અવયવોમાં તૈયાર બનેલો ખોરાક ઘણાજ થોડા પ્રમાણમાં હોય છે.

આ પ્રમાણે દરિયાના પાણીમાં બરડાની કરોડ વગરના અનેક પ્રાણીઓ માટે પોષક તત્વ રહેલું છે. તેમાંથી તેઓ પ્રાણ ટકાવનાર પોષણ મેળવે છે. સમુદ્ર આ પ્રમાણે ખોરાકનો એક અખુટ ઝરો છે.

---

# अपराधो करावनार द्रव्यने शुं दाक्तर दूर करी शके ?

**શ્રી જયકૃષ્ણદાસ ગંગાદાસ ભક્ત. સુરત.**

મસ્તકપર પ્રહાર કરવાથી, અમુક દ્રવ્યને ખસેડી નાખવાથી પૂર્વે પ્રમાણિક એવો મનુષ્ય પાપાચરણી થાય છે. અને સરજ્યન અમુક વાઢકાપનો પ્રયોગ કરીને એવા પાપાચરણના સંસ્કારવાળા મનુષ્યને પાછો પ્રમાંણિક કરી શકે એમ છે.

એડવર્ડ ગ્રિમસ એક કેદખાનામાં સપડાયો હતો. એને પૈસાની બીલકુલ જરુર ન હતી. એના ગજવામાં જોઇએ તેટલા પૈસા હતા. તોપણ તેણે એક ચેક નવો તર્કટી બનાવી કાઢયો. આવો અપરાધ એણે શા કારણથી કીધો ? પોતાની પાસે પૈસા છતાં એણે એક ફેરી ચોરી કીધેલી તો તેમ કરવાનું કારણ શું ? અપરાધી કે ગુનેગાર થવું એ વિચારથી જ એનું અંતઃકરણ દદરી ઉઠે એમ હતું. પાપવૃત્તિ સેવવી એજ કમકમાટ ઉપજાવનાર હતું. એમ છતાં એવો ઉચ્ચ વૃત્તિનો આ મનુષ્ય કયા કારણથી ચાર વાર અપરાધી તરીકે પકડાયો અને સાબીત થયો ? આ સંબંધમાં આજ મનુષ્ય વિચારમાં તલ્લીન થયો હતો. અને વિચાર કરતાં એણે શોધી કાઢ્યું કે આ સર્વ મલિન પ્રવૃત્તિઓને પ્રકટાવનાર કારણ દૂર થઇ શકે એમ છે.

ગ્રિમસે પોતાની કુમારાવસ્થામાં અમુક ડાકટરને અનુભવેલો હતો, તેને બોલાવ્યો અને પોતાના કેદખાનામાં તેની સલાહ લીધી.

ડાકટર આવ્યો. ડાકટરની સાથે વાતચિત થઇ તે પરથી માલુમ પડ્યું કે ગ્રિમલનો જન્મ ૩૪ વર્ષ પૂર્વે થયો હતો. એના માબાપમાં બુદ્ધિબળ, સત્યનિષ્ઠા, મિતાહાર, નીતિબળ વગેરે સર્વોત્તમ હતા. એનો પિતા એક બેપ્ટિસ્ટ દેવલનો ટ્રસ્ટી હતો. એ ગ્રિમલના માતૃપક્ષના તેમજ પિતૃપક્ષના સંબંધીઓમાં કોઇ પણ મનુષ્ય દારૂડીયો, ફેફરાવાળો, દુર્બળ શરીર કે મનવાળો કે ગાંડો ન હતો. એડવર્ડ ગ્રિમલને ભાઇબેન હતાં. તે પણ આબરૂદાર કામ માટે લાયક જણાયાં હતાં. એ એડવર્ડ પોતે પણ અસાધારણ બુદ્ધિસંપન્ન હતો. શાળામાં એક લાયક વિદ્યાર્થી તરીકે હતો અને ચૌદ વર્ષની વય સુધીમાં એને કંઇ વ્યાધિ જણાયો ન હતો. તેમજ પુરૂષતત્વનાં વા મનુષ્યત્વનાં ઉચ્ચ લક્ષણો એનામાં પ્રકટ હતાં.

ગ્રિમલ લડકણા સ્વભાવનો ન હતો પણ એક દહાડો એને ચૌદ વર્ષની વયે એક છોકરા સાથે નિશાળમાં ઝપાઝપી થઇ. તે છોકરાનો પક્ષ લઇ તેના બાપે એક લાકડાનો સપાટો ગ્રિમલના માથામાં ચોંઠી કાઢયો. આથી ગ્રિમલ કેટલાક કલાક સુધી બેભાન થઇને પડ્યો. એની ખોપરી ચીરાઈ ગઈ. અને ડાકટરને તરતજ બોલાવ્યો. ડાકટરે ઘા લાગ્યો હતો તે ભાગમાં સીવીને સાંધી દીધું અને પછી એ વિષે કોઇએ લક્ષ સરખો પણ ન આપ્યો.

આ બનાવ પછી ગ્રિમલને વારંવાર વેમિટ જેવું થતું. પૂર્વે એ શાળામાં વખતસર આવતો. હવે એ શાળામાં રખડવા લાગ્યો. એનું મગજ ખસી ગયું હોય તેવાં આચરણ એના શિક્ષકને એનામાં સમજાયાં.

સોળ વર્ષની ઉમરે એણે પહેલો અપરાધ કીધો. એણે બેપ્ટિસ્ટ દેવલની રવિવારની શાળાનો સઘળો સરસામાન જુનો સામાન વેચનાર એક મનુષ્યને વેચાતો આપી દીધો. તેણે એમ કહેલું કે જુનો સામાન વેચી નાંખવાનો છે અને નવો ખરીદવાનો છે. આ તેનો ગુનો પકડાયો. પણ તેના બાપ તે શાળાના ટ્રસ્ટી હતા તેથી એને જવા દીધો અને પાછો શાળામાં દાખલ કર્યો.

બે વર્ષ પછી ગ્રિમલે થોડા એક નવા તર્કટી બનાવી કાઢયા. અને તેને કોઇ બેંકમાં વટાવ્યા.

આ પછી વીશ વર્ષની ઉમરે ગ્રિમલે ડાકટરનો અભ્યાસ કરવો શરૂ કીધો. એના બાપે એને પૈસા આપ્યા. હોલી નામના વિદ્યાર્થી સાથે તેણે પોતાનો મુકામ રાખ્યો અને એકજ અઠવાડિઆમાં હોલીના બધા પૈસા પોતે ચોરી લીધા. આ એનો અપરાધ પકડાયો અને ત્રણ વર્ષની કેદની સજામાં ગયો.

આ વખત પછી ગ્રિમલનું જીવન કલંકી, પાપરૂપ વધ્યું. તર્કટી ચેક કરવા વગેરે અપરાધ માટે પોલિસે ફરીને પકડયો.

ગ્રિમલના મિત્રે કેદખાનાના ડાક્ટર તથા ઉપરી સાથે ગ્રિમલ સંબંધમાં વિચાર કીધો અને તેમની સંમતિથી ગ્રિમલપર શસ્ત્ર પ્રયોગ કરવો યોગ્ય ગણ્યો. એની ખોપરી તપાસી તો જ્યાં એને ચૌદ વર્ષની ઉમરે ઘા પડ્યો ત્યાં ખોપરી તળે એક જાડું પડ લાગ્યું હતું ખોપરીનું અંદરનું પડ જાડું થયું હતું અને મગજપર દબાણ થયું હતું. ગ્રિમલે પોતાના મસ્તકપર શસ્ત્રપ્રયોગ માટે પૂર્ણ આતુરતા બતાવી. કેટલાક ડાક્ટરોને આ પ્રયોગ સમયે બોલાવ્યા હતા.

આ પ્રયોગ ૧૯૧૦ ના માર્ચની આઠમી તારીખે કીધો હતો. એ પ્રયોગ પછી ગ્રિમલ તદન જુદો જ મનુષ્ય થઇ ગયેલો સમજાયો. એના મુખપર ધુમરી જેવું જણાતું તે જતું રહ્યું. એની આંખો તેજસ્વી જણાઇ. એ ચાલતો તેમાં પણ પ્રતાપ સમજાતો. હવે તે ચીડીયો ન જણાતો પણ પ્રસન્ન મુખમુદ્રાવાળો જણાતો.

એણે પોતાના કેદખાનાના ડાકટરને જણાવ્યું કે મને હવે વસ્તુ સ્થિતિ જુદીજ જણાય છે. મારૂં ચિત્ત હવે હું ઘણી જ ત્વરાથી સ્થિર કરી શકું છું. મારું ચિત્ત મને હવે નિરાવરણ લાગે છે. મારા ચિત્તમાં ગ્લાનિ મને બીલકુલ લાગતી નથી.

એનામાં ઉત્સાહ, પ્રસન્નતા, સંતોષ, નિશ્ચિતપણું, આશા વગેરે પ્રગટ જણાયાં. છ માસમાં એને કેદખાનામાંથી મુક્તિ મળી અને તેનું જીવન ત્યાર પછી ખરેખરું નિર્મળ, નિષ્કલંક તથા ઉદ્યોગી ગણાયું છે.

ગ્રિમલ માટે જે ડાકટરે પ્રયોગ કીધો છે, તેમના વચન પ્રમાણે કેદખાના અથવા ગાંડા મનુષ્યોની હોસ્પિટલના ડાકટરોએ અંદર આવના પ્રત્યેક મનુષ્યને તપાસવો અને જોવું કે મગજપર વાઢકાપનો કોઇ પ્રયોગ કરવાથી તે દરદીને સ્વસ્થ પ્રકૃતિમાં આણી શકાય એમ છે કે નહીં. દૃષ્ટાંત તરીકે ફેરફારના પ્રસંગમાં એ વ્યથા જણાય ને પૂર્વે શરીરનો અમુક ભાગ કંપી ઉઠે છે. આંખનું પોપચું, મુખપરનો કોઇ જ્ઞાનતંતુ અથવા એક આંગળી હાલી ઉઠે છે. હવે જો સર્જ્યનને આ પૂર્વકાલીન કંપારી જોવાનો પ્રસંગ સાંપડે તે સર્જ્યન મગજમાં એ ઇંદ્રિયસાથે સંબંધ ધરાવતી જ્ઞાનતંતુને ખોળી કાઢે અને ત્યાં દબાણ કરે અને ક્યાં પ્રયોગ કરવો તે નિર્ણય કરી શકે.

આ સંબંધમાં એકદમ નિશ્ચયપર ગ્રિમલનો ડાકટર આવેલો નથી. આ ગ્રિમલના પ્રસંગમાં વિજય મળ્યો છે તો પણ એવા અનેક પ્રસંગોને એ ડાકટર અનુભવવા ઇચ્છે છે અને ત્યાર પછી જ સામાન્ય નિર્ણય બાંધી શકે.

એ પુરુષ જણાવે છે કે અનેક મનુષ્યોની અપરાધ કરવાની વૃત્તિ જન્મથીજ સિદ્ધ હોય છે. ઉંચું કુળ હંમેશા ઉચ્ચ પ્રજાને જન્મ આપે છે અને હલકું કુળ આસપાસના સંબંધી જનથી ઉચ્ચતાને પામે પણ તે બહુ મુશ્કેલ છે. ઘણો પ્રયત્ન જરૂરનો છે. મેં અપરાધીઓને રાખવાનાં કેદખાનાં વગેરે સ્થાનોમાં તપાસ કીધી છે અને ઘણા પ્રસંગે જોયું છે કે ઘણા પશુસ્વભાવના તામસી જડ મનુષ્યોમાં જાત જાતની માથાની ખોપરીની કદરૂપી અવસ્થા છે. ટેકાટેકા અને કદ્રંગાપણું વગેરે હોય છે. જો આ કુરૂપતા જન્મકાળ પછી અથવા બાળપણમાં દૂર કરાય તો પરિણામ તદન જુદાંજ આવે. મનુષ્યનું ઉત્તમ ચારિત્ર્ય સિદ્ધ કરવાને સંગતિની જેટલી જરુર છે તે કરતાં મસ્તિષ્કના ઉત્તમ પ્રકારના વિકાસની વધારે જરુર છે.

કેટલીક જંગલી પ્રજામાં આસપાસથી ભાર મૂકીને બાળકના મસ્તકને બરોબર ઘાટવાળું કરવાનો રીવાજ આજે પણ ચાલુ છે. કદાચ આ પ્રવૃત્તિ જેપરથી પ્રજાનો વિશ્વાસ કંઇક ઉઠેલો છે તેને પુનઃ ચાલુ કરવાથી લાભ થાય એમ સંભવે છે.

( આ લેખ એક પશ્ચિમના પ્રસિદ્ધ વિદ્વાનનો છે. મગજમાં અમુક પ્રકારના પ્રયોગ કરવા એ સૂચવે છે. ગ્રિમલનો ડાકટર પણ સૂચનારૂપે જ જણાવે છે. મગજ આખા શરીરના વ્યવહાર ચલાવનાર જ્ઞાનતંતુઓ સાથે સંબદ્ધ છે. મગજ એ હેડઓફિસ છે. અને આખો

શરીરનો સાંચો એ મગજવડે ચાલે છે. મગજમાં સહસ્ત્રદલપદ્મ છે. બ્રહ્મરંધ્ર છે. ત્યાં મહેશ્વરનું ધ્યાન કરવા યોગશાસ્ત્ર પ્રબોધે છે. **મૂર્ધામાં ધારી મહેશ આ મનને ત્યાં સ્થાપવું** એ વચન મૂર્ધ સ્થલમાં વૃત્તિને સ્થાપવાનું કહે છે. પ્રિમલને તેની નાની ઉમરમાં મારનાર કઠોર વૃત્તિના પુરુષનું સચોટ સ્મરણ રહેલું તેનું અખંડ ધ્યાન થયું. તેના સંસ્કાર એને પેહેલા હોય. પછી ઉત્તમ લક્ષણવાળા તથા વાતાવરણવાળા ડાક્ટરપર અખંડ શ્રદ્ધા જામી હોય અને તેથી પ્રતિદિન ઉત્તમ સંસ્કાર હૃદયમાં ઠર્યા હોય. પ્રારબ્ધ કરતાં પુરુષાર્થ શ્રેષ્ઠ છે. અને દુર્બળ પ્રારબ્ધને ફેરવનાર સચોટ યત્ન પશ્ચિમની પ્રજા કરે છે. એ કેવા નિશ્ચયો ઉત્તર કાળે ધારણ કરે છે તે જોવાનું છે. ભીલ જેવા લુંટના કામકાજ કરનાર વાલ્મીકિનું આચરણ સર્વોત્તમ થયેલું તેમાં હેતુ સાત ઋષિઓનો સમાગમ હતો તથા તેમણે બતાવેલી યુક્તિથી સાધેલો પ્રયત્ન હતો. ઉચ્ચ કુળની-ઉચ્ચ વર્ણની પ્રજા ઉચ્ચત્વવાળી જ હોય છે. શૂદ્ર વર્ણની પ્રજા જનોઇ ધારણ કરે કે પુસ્તકો વાંચે તેથી એકદમ ઉચ્ચ થતી નથી. આવા અનેક નિશ્ચયો આ લેખથી વૃત્તિમાં જાગ્રત થાય છે.

---

## વનિતા વિશ્રામ.

" સ્ત્રી અને પુરુષને રચવામાં સૃષ્ટાનો શો વાસ્તવ હેતુ છે; તે જ્યાં સુધી મનુષ્યને યથાર્થ સમજાય નહિ. ત્યાં સુધી માનવજાતિની યથાર્થ ઉન્નતિ થઇ શકે કે કેમ એ પ્રશ્ન સર્વેને વિચારવા સરખો છે " ભદ્રમાળો. પ્રથમ ભાગ. પૃષ્ટ ૮૫.

પુરુષ અને પ્રકૃતિ,—પુરુષ તત્વ અને સ્ત્રી તત્વ આ બેમાંથી આખા વિશ્વની રચના થયલી જોવામાં આવે છે. પુરુષ વિદ્વાન અને સ્ત્રી અવિદ્વાન હોય તો તેમની પ્રજાના વિકાસમાં ન્યૂનતા જોવામાં આવે છે. જ્યાં બન્ને સારાં કેળવાયલાં હોય છે ત્યાં બાળકોમાં સહજ સ્વભાવે કેટલાક અધિક સદ્‌ગુણો જોવામાં આવે છે.

પુરુષને કેળવવા માટે અને જે કાર્યભાર તેને વહેવાનો છે તેને માટે તેનામાં યોગ્યતા આવે તે સારૂ તેને બાળપણથી કેળવણી આપવા સારૂ પ્રયત્ન સેવવામાં આવે છે. જ્યારે સ્ત્રીને સંસાર યાત્રામાં જે મહત્વનો ભાગ ભજવવાનો હોય છે તેને માટે સોમા ભાગ જેટલો પણ પ્રયત્ન ભાગ્યેજ સેવવામાં આવે છે. બ્રિટિશ રાજ્ય સ્થપાયા પછી સ્ત્રી અને પુરુષની કેળવણી માટે અનેક પ્રયત્નો આખા ભારત વર્ષમાં કરવામાં આવ્યા છે પણ જ્યારે સૂક્ષ્મ દ્રષ્ટિથી તપાસીશું ત્યારે આપણને સ્પષ્ટ થયા વગર રહેશે નહિ કે જેટલો પ્રયત્ન પુરુષની કેળવણી પ્રતિ કરવામાં આવ્યો છે તેટલો પ્રયત્ન સ્ત્રી કેળવણી પ્રતિ કરવામાં આવ્યો નથી.

આમ થવામાં અનેક કારણો વિદ્યમાન હશે. પણ એ વાત સાચી છે કે આપણા દેશની કેટલીક રૂઢીઓએ સ્ત્રી કેળવણી માટેના ઘણા સત્ય યત્નને આરંભમાંજ દાબી દેવામાં તેનાથી બન્યુ એટલું કર્યું છે. આખા દેશમાં પુરુષ કેળવણીના સૂર્યના કિરણોનો ઝળકાટ ફેલાયો તે સમયે બહાર નીકળી આવેલા સુધારકોએ સ્ત્રી કેળવણી માટે ઘણા પ્રયત્નો આરંભ્યા પણ તેને હિન્દની સમસ્ત પ્રજાનો ટેકો મળ્યો હતો નહિ.

આ સુધારકોને તેમના કાર્યમાં અડચણ કરવા માટે જુની રૂઢીઓ જેટલે અંશે દોષ પાત્ર છે તે કરતાં તેમની પોતાની જ કાર્ય કરવાની પદ્ધતિ અધિક દોષપાત્ર છે. કેલવણીની સાથે સાથે હિન્દુધર્મ અને હિન્દુ પ્રજાના વિચાર વિરૂદ્ધ તેમણે વિધવા વિવાહનો ઝુંડો ઉઠાવ્યો અને સમસ્ત પ્રજાની સ્ત્રી કેલવણીના અમર્યાદ લાભો પ્રતિ દૃષ્ટિ ઉઘડે તે પૂર્વે તો તેને ચોંકાવી દેવામાં આવી અને તેના મનમાં એવો તો સજ્જડ વહેમ બેસી ગયો કે જો છોકરીઓને શિક્ષણ આપવામાં આવશે તો તેઓ વંઠી જશે, અને પોતાના ધર્મ યથાયોગ્ય બજાવશે નહિ. વળી જો તે વિધવા હશે તો ધર્મ અને વ્યવહાર વિરૂદ્ધ થઇ તે વિધવા પુનર્લગ્નની હીલચાલની ભોગ થઇ પડશે.

હજુ પણ પ્રજાની સ્મૃતિ તાજી જ છે કે બાળલગ્ન, સ્ત્રી કેળવણી અને વિધવા વિવાહ એ ત્રણે પ્રશ્ન એક સામટા હાથમાં લેવા જેવા નહતા. બાળલગ્ન અટકાવવાથી બાલવિધવાએ થવાના સંભવો રહેતે નહિ, અને યથાર્થ સ્ત્રી કેલવણીનો પ્રચાર કરવાથી મોટી ઉમરે વિધ થનાર સ્ત્રી પણ પોતાના ધર્મ ઉત્તમ પ્રકારે પાળી શકતે. આથી વિધવા પુનર્લગ્નનો પ્ર જો તત્કાળ છોડી દેવામાં આવ્યો હતે તો ખરેખરજ આપણી સ્ત્રીકેલવણીને જે આટ સહન કરવું પડયું છે તે સહન કરવાના સંભવો અસ્તિત્વમાં આવતજ નહિ.

હવે તે સમય વહી ગયો છે. પશ્ચિમના બાહ્ય વિચારો અને આચારોમાંથી આપ અનુકરણ કરવા જેટલું કેટલું છે અને ત્યજવા જેવું કેટલું છે, તે પ્રજાનો મોટો ભાગ હ સમજતો થયો છે. ધીમે ધીમે પણ સ્ત્રીકેળવણી આગળ આવતી જાય છે અને હિંદ પ્રજામાં જે પ્રકારની સ્ત્રીકેળવણી પ્રસારને પામવી જોઇએ તે પ્રકારની કેળવણીને માં શુભ આરંભ થઈ ચૂક્યો છે. આવા આરંભો આપણા દેશમાં ઘણે સ્થળે ક્યારનાએ થં ચૂક્યા છે. પણ આપણા ગુર્જર પ્રાન્તમાં થોડા વિલંબે પણ આ કાર્ય ઉત્તમ સંસ્કાર સંપ બે સંન્યાસિનીઓને હાથે આરંભાયું છે એ જાણી આપણાં અંતઃકરણ આનંદથી ઉભરાય છે

આપણા સુપ્રસિદ્ધ અને લોકપ્રિય રસાયન શાસ્ત્રી પ્રોફેસર ટી. કે ગજ્જરના બહેન શ્રીમતિ શિવગવરી બહેન અને રા. બા. દોલતરાય સંપતરાયનાં પુત્રી શ્રીમતિ બાછગવરી બહેન આપણ ગુજરાત પ્રાંતની સ્ત્રીકેળવણીના કાર્યમાં યોજાયાં છે, તેને માટે તેમનો પ્રજા તરફથી અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આપે છે. જે કાર્ય તેમણે આરંભ્યું છે તે કાર્ય જેમ ઉત્તમ છે તેમ તે કાર્યને ઉત્તમ પ્રકારે ન્યાય મળે તેવા ઉત્તમ સદ્‌ગુણો આ બંને ભગિનિઓમાં છે એ જણાવતાં અમને હર્ષ થાય છે. પોતાની નાની ઉમરથી જ શ્રીમતિ શિવગવરી બહેન પોતાના વિદ્વાન ભાઈની સાથે કેળવણીના પ્રશ્નોપર વિચાર કરતાં, એટલુંજ નહિ પણ શાલામાં શિક્ષણ આપવામાં પણ સહાય અર્પતાં. નાના બાલકોને કેવી રીતે ગાન આપવું તે સ્વભાવ-સિદ્ધ ગુણ તેમનામાં ઘણી નાની ઉમરમાં જણાયો હતો. અને જેમ જેમ તેમનું વય વધતું ચાલ્યું તેમ તેમ તે સદ્‌ગુણ અનુભવથી અધિક પ્રકાશમાં આવ્યો. સમાન શીલ યુક્ત શ્રીમતિ બાછ ગૌરી બહેનનો સંબંધ થયા પછી પણ ઘણા સમય સુધી તે પોતાની ભગિનિઓનો ઉત્કર્ષ કેમ સાધવો તેને માટે વિચાર કરતાં અને જે કાર્યને માટે પરમાત્માએ તેમને સરજ્યાં હતાં તે કાર્ય આરંભવાને તેઓ શક્તિમાન થયાં.

છેલ્લા ચાર વર્ષથી શ્રી વનિતા વિશ્રામનું કાર્ય પ્રતિ વર્ષ અધિક અધિક વિકાસને પામતું જાય છે અને પરમાત્માની કૃપાથી જેમ જેમ સમય જતો જશે તેમ તેમ ગુર્જર વર્ગનો મોટો ભાગ તેના લાભો લેવા ભાગ્યશાળી નીવડશે એ નિસંશય છે.

આ આશ્રમનો ઉદ્દેશ વગેરે હકીકત અમારા વાચકોની જાણ માટે સંક્ષેપમાં નીચે આપવામાં આવે છેઃ—

વ્યવસ્થાપકઃ—

૧. ગંગાસ્વરૂપ શિવગૌરી કલ્યાણભાઈ ગજ્જર.

૨. ગંગાસ્વરૂપ બાઈગૌરી દોલતરાય મુનશી.

ઉદ્દેશઃ—માનસિક, આધ્યાત્મિક અને વ્યાવહારિક ઉન્નતિ થાય એવી કેળવણી દ્વારા સ્ત્રીઓનું–ખાસ કરીને વિધવાઓનું–જીવન સ્વતઃશાંતિવાળું, ગૌરવવાળું તથા આત્મનિર્ભરવાળું, તેમજ કુટુંબમાં સહાયક અને સુખપ્રદ, અને સમાજમાં ઉપયોગી બનાવી સાર્થક કરવું.

એ ઉદ્દેશ પાર પાડવા શાળા શિક્ષણ, ઉત્તર શિક્ષણ, ખાસ ઔદ્યોગિક શિક્ષણ, ભાષણ, જ્ઞાન ચર્ચા, સામયિક પત્રો, નિબંધ, પુસ્તકાલય, કાર્યાલય અને તેવાંજ બીજાં સાધનો અનુકુળતાએ યોજવાં.

**આવશ્યકતા, સાધ્ય વસ્તુ, સાધન વિગેરેઃ—**

આપણા દેશમાં અનેક સ્ત્રીઓનાં, તેમાં મુખ્યત્વે કરીને વિધવાઓનાં જીવન, છેક નિરૂદ્યમી નહિ તો, નિરર્થક અને કર્તવ્યસાન રહિત જાય છે; તેમનાં તન, મન અને હૃદયને, જૂની અને નવી કેળવણી દ્વારા ખીલવીને, ઉદ્દેશમાં બતાવ્યા પ્રમાણે, સાર્થક, કર્તવ્યપરાયણ, અને સમાજ ઉપયોગી બનાવી તેમનાં જીવન કલ્યાણમય કરવાં, એ **વનિતા વિશ્રામનો** ઉદ્દેશ છે. ઘણી વિધવા સ્ત્રીઓ તો નિરાધાર હોય છે, તેમને પ્રાથમિક કેળવણી આપવા સાથે તેઓ પોતાની મેળે નિર્વાહ કરી શકે તેવા ઉદ્યમે લગાડવાં. હાલમાં અપાતી સ્ત્રી કેળવણી છોકરાઓને અપાતી કેળવણીનું માત્ર અનુકરણ હોવાથી એકદેશીય છે, ને તે સ્ત્રીઓના સ્વાભાવિક ગુણોને યોગ્ય પ્રમાણમાં ખીલવતી નથી. શાળાનો અભ્યાસક્રમ ગોઠવવામાં આ વાત ધ્યાનમાં રાખી છે. સ્ત્રી શિક્ષણનો મુખ્ય હેતુ સ્ત્રીત્વ ખીલવવાનો જ હોવો જોઈએ, કે વધુ, માતા અને ગૃહિણી તરીકેની તેમની પવિત્ર ફરજો તેઓ બજાવી શકે. વિવાહિત અથવા મોટી ઉમ્મરની સ્ત્રીઓથી સામાન્ય શાળામાં શિક્ષણ લઈ શકાતું નથી. તેવી સ્ત્રીઓને પણ યોગ્ય શિક્ષણ આપવાનો આ સંસ્થાનો હેતુ છે. આ સંસ્થા માત્ર વિધવા—આશ્રમ નથી, પણ **વનિતા વિશ્રામ** છે, કે જ્યાં સ્ત્રીઓ યથાશક્તિ શિક્ષણ કામ, વૈદક કામ અને સામાજિક કામને રસ્તે ચડી શકે. ટુંકામાં કહીએ તો સ્ત્રીઓને સ્વનિર્વાહ જોગ ખાસ ઔદ્યોગિક શિક્ષણ વગેરે આપી શરીર પોષતાં કરવાં, વ્યવહાર ઉપયોગી તેમજ શાસ્ત્રીય જ્ઞાન આપીને મનને સંસ્કારી કરી, તેમને વધુ, માતા અને ગૃહિણી વગેરેના ધર્મો શિખવવા, ને નીતિ પ્રધાન, મતાંતર રહિત, ધાર્મિક કેળવણી આપી તેમનાં હૃદય કર્તવ્ય પરાયણ કરવાં. દક્ષિણમાં પ્રો. કર્વેના, પુના પાસે આવેલા અનાથ બાલિકાશ્રમે જે ખોટ પુરી પાડી છે, તેવીજ ખોટ ગુજરાતમાં પુરી પાડવાનો **વનિતા વિશ્રામનો** આશય છે.

**વનિતા વિશ્રામને અંગે નીચેના સૂત્રો પાળવામાં આવશેઃ—**

૧. બને ત્યાં સુધી સ્ત્રીદ્વારા કેળવણી આપવી.
૨. અંદરની વ્યવસ્થા પણ સ્ત્રીદ્વારાજ કરવી.
૩. વિધવાશ્રમમાં રહેનારીને સાધુજીવન ગાળવું.
૪. હિંદુ જાતિની, અને તેમાં મુખ્યત્વે કરીને ગુજરાતી બહેનોને દાખલ કરવામાં આવશે.

**૭. વનિતા મંડળ:**—આ સંસ્થાને અંગે એક માસિક જાહેર સભા ભરવામાં આવે છે, તેમાં સ્ત્રીઉપયોગી વ્યાખ્યાનો દ્વારા થાય છે, અને જેની સાથે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની શાખા જોડાયલી છે.

હાલમાં આશ્રમમાં ૧૨ વિધવાઓ રહે છે, જેઓ શિક્ષણશાળામાં ભણે છે. તે ઉપરાંત બે પરણેલી છોકરી તથા ત્રણ કુમારિકાઓ પણ આશ્રમનો લાભ લે છે. તેનું ખર્ચ આશરે માસિક રૂ. ૧૦૦) આવે છે. જેમાંથી રૂ. ૨૫) ને આશરે મહીને કુમારિકા અને પરણેલી છોકરીના, તેમના સંબંધીઓ તરફથી આવે છે. વધારે વિધવાઓ દાખલ થવા માંગે છે, પણ નાણાં તથા જગ્યાની તંગીને લીધે હાલ બની શકતું નથી.

શાળાનું આશરે ૧૨૫) રૂપીઆ માસિક પગાર અને પરચુરણ ખર્ચ થાય છે. વનિતા વિશ્રામનું રૂ. ૫૦) આશરે માસિક ખર્ચ થાય છે.

હાલમાં વનિતા વિશ્રામનું કાયમ ફંડ આશરે રૂ. ૩૦,૦૦૦) નું છે, જેના વ્યાજમાંથી તથા માસિક ફંડ તથા પરચુરણ ફંડની આવકમાંથી ખર્ચ ચાલે છે. હવે જાયુના ફંડનું ટ્રસ્ટ કરવામાં આવ્યું છે. તે ઉપલા ઉદ્દેશને વળગી સર્વ અખત્યારથી કામ ચલાવશે, ને જરૂર જણાતાં કારોબારી મંડળ વગેરે નીમશે.

**વર્તમાન અને ભવિષ્યની જરૂરીઆતો:**—

આ સંસ્થાને ઉપર જણાવ્યા મુજબ મકાનની ખાસ જરૂર છે.

આશ્રમસ્થાન વિશાળ અને શાંત ઠેકાણે બંધાવવું, કે જેમાં આગળ જતાં આશરે **સો વિધવા સ્ત્રીઓ રહી શકે.** તેમને માટે શિક્ષણ કાર્ય વગેરેની યોજના પણ તેજ ઠેકાણે થઇ શકે, એવા ખાસ મકાનની જરૂર છે. દાખલા તરિકે પ્રૉ. કર્વેના અનાથ બાલિકાશ્રમ જેવી યોજના ખાસ ગુજરાતના હિંદુ રહીશો માટે થવી જોઇએ. શિક્ષણ શાળાની યોજના તેના પ્રમાણમાં લંડનની યુનીવર્સીટી "ક્વીન્સ કૉલેજ"ના "વુમન્સ ડીપાર્ટમેંટ" ને આધારે ધીમેધીમે થવાની આવશ્યકતા છે. આમ થવાથી જ દેશની સ્ત્રીઓને ખરી કેળવણી આપી શકાશે, અને સ્ત્રી ઉન્નતિનો પાયો રચાશે.

અમે આ મહાન પરોપકારના કાર્યને વિજય ઇચ્છીએ છીએ.

(પ્રકાશક.)

---

**કિમતી ઇમારત.**

અમેરિકાના સુપ્રસિદ્ધ ન્યુયોર્ક શહેરમાં ૨૩ મી મેને દિવસે એક મોટું પુસ્તકાલય ખુલ્લું મુકવામાં આવ્યું છે. હાલની ગણત્રી ઉપરથી એમ નક્કી થયું છે કે આનાં મકાનોમાં આ મકાન દુનીઆમાં સૌથી વધારે કિમતી છે. તેની અંદરના ભાગમાં જડેલાં પાટીયાં કવચિત્ જ જંગલોમાંથી મળી આવે છે એવાં લાકડાનાં બનાવેલાં છે. આ પુસ્તકાલયની જે વાંચનશાળા છે તેમાં અદ્ભુત કારીગિરીથી રચના કરવામાં આવી છે. આ એક જ ઓરડામાં સાત હજાર વિજળીના દીવા એવી સગવડથી ગોઠવવામાં આવ્યા છે કે પ્રત્યેક વાંચનારને સંપૂર્ણ અનુકૂળતાથી વાંચવાની સ્વતંત્રતા રહે.

(શ્રીયુત્ ગોવર્ધન.)

# श्री इष्टशरणागत वृत्तिना उदगार.

જ. લ. પંડિત મુબઈ.

( મેં તો દરદી દિવાની, એ રાહ સહજ ફેર સાથે. )

સાચાં શરણાગતોનાં.
વિરા ! સુખડાં ન જાણે બીજાં કોઈ રે, સાચાં શરણાગતોનાં.
સુખીયાંનાં સુખ સુખીયાં જાણે,
પરણ્યાંનાં સુખ પરણ્યાં માણે,
સુખ શું જાણે બીજાં કોઇરે, સાચાં શરણાગતોનાં.
સાગરનાં જળ સાગર માંહે,
મારે ઉછાળા કે પછડાયે,
રસ શું જાણે બીજાં કોઈ રે, સાચાં શરણાગતોના.
ઉર્ધ્વ ઉડી કે અધઃ પડીને,
મેઘ માલિની વિજય ગૃહીલે,
વિજય શું જાણે બીજાં કોઈ રે, સાચાં શરણાગતોના.
નીચેથી જે ના બંધાયાં,
ઉપરથી પણ ના સંધાયાં,
પરિમગતિમાં જે હરખાયાં,
જીવન શું જાણે બીજાં કોઇ રે, સાચાં શરણાગતોનાં.
સાચાં શરણાં, તેમણે સાધ્યાં,
(શ્રી) ઉપેન્દ્ર પ્રભુ સ્વસ્વરૂપ લાધ્યાં,
સ્વત્વ શું જાણે બીજાં કોઇ રે, સાચાં શરણાગતોનાં.

---

અદ્દભુત મનુષ્ય.

મનુષ્યની બુદ્ધિનો વિકાસ વીસમા સૈકામાં અસાધારણ થશે એમ 'અનેક મહાન વિદ્વાનોનું કહેવું છે. તે પ્રમાણે હાલના સમયની શોધોમાં થતું જોવામાં આવે છે, ગ્રામોફોન, વિમાન, નાશ નહિ પામે એવાં ટકાઉ પુસ્તકો, વિજળીના પ્રવાહની નવિન બેટરીઓ, તાર વિનાના સંદેશા, અનેક જાતની નવિન શોધોથી વીસમા સૈકાના સૂર્યનાં કિરણો અધિક અધિક પ્રકાશવા માંડ્યાં છે. હરવિડમેન (Herr Widmann) નામના જર્મનીના બર્લિન શહેરના એક શોધકે ઘણી વિચિત્રતાવાળું એક માણસ બનાવ્યું છે ! આ માંત્રિક માણસના શરીરના અંદરના ભાગોમાં અદ્દભુત રચના તથા કલાકૌશલ્યથી સાંચાનાં ચક્રો, તાર, ઘડી યંત્રો વગેરે ગોઠવવામાં આવ્યાં છે. મનુષ્યની સઘળી હીલચાલો આ યાંત્રિક મનુષ્ય કરી બતાવે છે; તે બોલે છે, ગાય છે, હસે છે, સીસોટી વગાડે છે તથા અન્ય અનેક જાતના આનંદદાયક અખતરા કરે છે ! !

(શ્રીયુત્ ગોવર્ધન.)

# लक्षमां राखवा योग्य विचारो.

શ્રીયુત્ છોટાલાલ મગનલાલ ત્રિવેદી. અમદાવાદ.

૧ જેમ બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે તેમ વિચાર પણ સર્વત્ર વ્યાપક છે.
૨ વિશુદ્ધ વિચાર એ ચૈતન્ય સ્વરૂપ જ છે.
૩ વિશુદ્ધ વિચારોથી વિશુદ્ધ આંદોલનો ઉત્પન્ન થાય છે અને તેથી સર્વ પ્રકારની વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે.

૪ વિશુદ્ધ સત્ય સંકલ્પ વડે જ સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ અને લય થાય છે.
૫ વિશુદ્ધિ એ વ્યવહાર તથા પરમાર્થમાં ઉન્નત્તિને અર્પનાર છે.
૬ વિશુદ્ધ વિચાર વડે જ સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે.
૭ વિશુદ્ધ વિચારો કર્યાજ કરવા એ આપણું કર્તવ્ય છે.
૮ વિશુદ્ધ વિચારો જ મહાન રિદ્ધિઓ અને સિદ્ધિઓને અર્પનાર છે.
૯ વિશુદ્ધ વિચાર આગળ દુઃખ એક ક્ષણ પણ ટકી શકતું નથી.
૧૦ વિશુદ્ધ સાત્વિક વિચારને લીધે જ લૌકિક તેમજ અલૌકિક સુખો પ્રાપ્ત થાય છે.
૧૧ વિશુદ્ધ વિચારો કર્યા કરનારને જગતમાં કાંઇપણ અશુભ જણાતું નથી.
૧૨ **एकोऽहं बहुस्याम्** એ વિશુદ્ધ સત્ય સંકલ્પ વડે જ આ સૃષ્ટિની ઉત્પત્તિ થઇ છે.

૧૩ ભક્તિ, જપ, ધ્યાન, વગેરે પણ વિશુદ્ધ વિચારનાં જ રૂપો છે.

૧૪ આપણા પોતાના સુખ દુઃખનો આધાર આપણા પોતાના વિશુદ્ધ વિચારો ઉપર જ રહેલો છે.

૧૫ પ્રાણી માત્ર કોઇપણ દશામાં વિચાર વિના એક ક્ષણ પણ રહી શકતું નથી.
૧૬ અખંડ આનંદ મગ્ન રહેવું એ આપણું પરમ કર્તવ્ય છે.
૧૭ આપણે પોતે પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ જ છીયે એમ નિશ્ચય પૂર્વક માન્યા જ કરવું.
૧૮ સર્વ સુખ, પ્રેમ, આનંદ અને શાંતીનું મૂળ તે આપણે પોતે જ છીયે.
૧૯ પ્રત્યેક પળે વિશ્વ વ્યવસ્થાપક હિતકર સત્તા આપણું અપૂર્વ શુભજ કર્યા કરે છે.
૨૦ આપણે સર્વ કાર્યને માટે પૂર્ણ રીતે લાયક જ છીયે, એવું ભાન વૃત્તિમાં અહોનિશ રાખ્યાં જ કરવું.

૨૧ ચિદાનંદ સામ્રાજ્યના અનવધિ આનંદ વડે અમર્યાદ વિચારો કર્યા કરવાથી આપણો આત્મા આશ્ચર્ય જનક વિકાસને પામે છે.

૧૨ સચ્ચિદાનંદરૂપ ચિદાત્મા સર્વ સ્થળે આપણે પોતેજ છીએ.

૨૩ શાંતિની સીમા આનંદનો અવધિ અને પ્રેમની પરાકાષ્ઠા આ સ્થિતિઓ પણ આપણે પોતે જ છીયે.

૨૪ પ્રેમથી પલકાઇ, આનંદથી હરખાઇ, શાંતિમાં શમી વાસ્તવિક નિજાનંદમાં નિમગ્ન રહેવું.

૨૫ બ્રહ્મા વિષ્ણુ કે શંકર, રામ કે કૃષ્ણ, અલ્લા કે પરવરદીગાર જે ગણો તે વાસ્તવ દૃષ્ટિએ આપણે પોતેજ છીયે.

૨૬ સ્વાનુભવ વડે સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકાય છે.

૨૭ સ્વસ્વરૂપના સાક્ષાત્કારથી જે આનંદ પ્રાપ્ત થાય છે તેવો આનંદ બીજા કોઇથી પણ થતો નથી.

૨૮ સર્વોત્તમ સલાહકાર આપણે પોતેજ છીયે.

૨૯ પ્રેમ એજ પરમાત્મા ને પરમાત્મા તેજ પ્રેમ છે. પ્રેમ એજ મોક્ષને અર્પનાર છે.

૩૦ વાસ્તવિક શાંતિ સ્વસ્વરૂપનો અનુભવ કર્યા વિના પ્રાપ્ત થઇ શકતીજ નથી.

૩૧ અડગ નિશ્ચયબલ અને શ્રદ્ધા પૂર્વક કાર્યોમાં યોજવાથી ધારેલાં ફલની પ્રાપ્તિ થાય છે.

૩૨ જ્યાં ત્યાં કોઇપણ રીતે સર્વ સ્થળે શુભનેજ જોવાનો અભ્યાસ રાખવો.

૩૩ કુદરત હમેશાં પ્રત્યેક ક્રિયાને તેના ખરા માર્ગમાંજ દોરી જાય છે.

૩૪ જે જે સમયે જે જે ફેરફારો થયાં કરે છે તેમાં પણ પ્રત્યેક વ્યક્તિનું હિતજ સમાયેલું છે.

૩૫ આપણને જે જે ઐશ્વર્ય તથા રિદ્ધિ સિદ્ધિઓ ભાસમાન થાય છે તે તે સર્વ આપણા સ્વસ્વરૂપ સામ્રાજ્યમાંથીજ ઉદ્‌ભવ પામેલાં છે.

૩૬ સુદૃઢ નિશ્ચયવંત વ્યક્તિઓ સર્વ કાર્યોમાં વિજયવંતજ નીવડે છે.

૩૭ આપણને જે અશુભ જણાતો પ્રસંગ હોય તે પણ દીર્ઘ દૃષ્ટિથી જોતાં શુભ રૂપજ થઇ પડે છે.

૩૮ સર્વસ્વના અધિપતિ આપણે પોતેજ છીયે.

૩૯ પરમાત્માના સામ્રાજ્યમાં અશુભ, અનિષ્ટ કે, દુઃખ, કલેશ, દોષ આદિ કાંઇ પણ છેજ નહિ.

૪૦ પરમાત્મા પોતે જ્યારે સદ્ ચિદ્ અને આનંદ રૂપ છે તો પછી ત્યાં અન્ય વિરોધી વસ્તુ હોવી સંભવતીજ નથી.

૪૧ આપણને પ્રત્યેક પ્રસંગ જે પ્રાપ્ત થાય છે તે એક ન્યતુભવની આશા રૂપજ છે.

૪૨ પ્રત્યેક વ્યક્તિએ પોતાના લક્ષ સ્થાનને મધ્ય બિંદુમાં સ્થાપીનેજ પ્રત્યેક ક્રિયાઓ કર્યા જ કરવી.

૪૩ આપણે પોતે આનંદરૂપ હોવાથી અન્ય સ્થળેથી આનંદ મેળવવાની આશા રાખવી તે વૃથા છે.

૪૪ શાંતિજનક વિચારો તેજ પરમ કલ્યાણકારી છે.

૪૫ સર્વ સુખના મહોદધિ તે પણ આપણે પોતેજ છીયે.

# श्री इष्टशरण प्राप्त करवा जीवने प्रबोध.

જ. લ. પંડિત મુંબઇ.

( સાચા પતિવર સાધક થઈએ. એ રાહ. )

સાચા શરણાગત થઈ રહીએ, ઇચ્છયાં ફૂલ લેવા જો ચહીએ. સાચા.
હું પદથી ના તૂટે તખતું, તો ઘેલા શીદ થઇએ,
શરણ થતામાં સુખ સાગરની છોળો જ્યાં ત્યાં લહીએ. સાચા.
ભય શોકને કલેશ આદિના ભારવાહી શીદ રહીએ,
નિર્ભય અશોક અમર વાડીનાં સુગંધ પુષ્પો લઇએ. સાચા.
મૃગતૃષ્ણા જળ ત્યજી મન મૃગલા, (શ્રી) ઇષ્ટ સરોવર જઇએ,
તૃષા છીપાવી, તૃપ્તિ પામી, સજીવ જીવન વહીએ. સાચા.
અંધકારમાં ઉજાશ થાએ, શરણ દીપ જો લઇએ,
શમે સકલ વિક્ષેપ હેતુઓ, (જ્યાં) ઇષ્ટ ચરણ શીર લહીએ. સાચા.
(શ્રી)ઉપેન્દ્ર પ્રભુનું શરણું લઈને, નિર્ભય ભવ જળ તરીએ,
કૃપા શશિનાં ઉજ્વળ અને પ્રશાન્ત કિરણ અનુભવીએ. સાચા.

ॐ

# स्त्रीनी संसार यात्रा.

ખાસ સ્ત્રીઓ માટે.

લેખક. બ્હેન મણિબાઈ અમેરામ જે. પી. કન્યાશાળા—મુંબઈ.

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं ।
द्वंद्वातीतं गगनसदृशं तत्वमस्यादि लक्ष्यं ॥
एकं नित्यं विमलमचलं सर्वधी साक्षीभूतं ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं त्वंनमामि ॥

**પહેલી યાત્રા.**—બ્હેનો ! આપણ સર્વને વિદિત છે કે યાત્રાનાં સ્થળ આપણા પૂર્વના મહાત્માઓ, ઋષિઓ, મુનિઓ, અથવા પુજ્ય ઋષિપત્નિઓના નિવાસ સ્થાનમાં આવેલાં હોય છે. તે સ્થળે નિવાસ કરી તેમણે સ્વ તેમજ પર કલ્યાણ માટે પ્રભુભજન–પ્રભુધ્યાન–તપ વગેરે શુભ ક્રિયાઓ કરી, પરમાત્માની સન્મુખ રહી, પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવી, પોતાના મનુષ્ય જન્મની સાફલ્યતા મેળવી હોય છે, એટલુંજ નહિં પણ અન્ય સ્ત્રી પુરૂષોએ પોતાના જન્મની સાફલ્યતા કેમ મેળવવી તે પણ જાણવા–સમજવા પુસ્તક દ્વારાએ માર્ગ ખુલ્લા કરી તેમણે જણાવી આપી આપણાપરં ઉપકાર કર્યો છે. તેમના નિવાસ સ્થાનને આપણે પવિત્ર માની તેમની ભેટ–મુલાકાત લઇએ તેનું નામ યાત્રા.

**બીજી યાત્રા.**—આપણને યોગ્ય ઉચ્ચ માર્ગે ચઢાવવા, યોગ્યક્રિયા બતાવવા, યોગ ઉપદેશ આપી કર્તવ્ય સમજાવવા અને કેટલીક વખત કોઇ મહાન્ કષ્ટ સામાન્ય વર્ગપર આવી પડેલાં તેમાંથી મુક્ત કરવા કૃપાળુ ઇશ્વરે આ પૃથ્વીપર-આ સંસારમાં અવતાર લઇ જે જે સ્થળમાં ફરી તેમણે નિવાસ કર્યો છે તે તે સ્થળને આપણે અતિ ઉત્તમ પવિત્ર સ્થાન ગણી, તેની ભેટ-મુલાકાત લઇએ તે બીજી યાત્રા છે.

**ત્રીજી યાત્રા.**—ગંગા યમુના વગેરે નદિ કે જે નદિના પવિત્ર જળમાં નહાવાથી, તેનાં દર્શનથી-આપણા તન, મન નિર્મળ-પવિત્ર બની શુભ ક્રિયા કરી તેવડે પરમાત્માને ઓળખી જાણી આપણું તેમજ અન્યનું કલ્યાણ સાધી શકાયે છે તે ત્રીજી યાત્રા છે.

**ચોથી યાત્રા.**—એ સંસાર યાત્રા છે. જે દેશમાં-જે જાતમાં-જે કુટુંબમાં અને જે સ્થાનમાં રહી સર્વ મનુષ્ય પ્રાણીમાં પ્રેમથી હળી મળી, મનથી, વિચારથી, શ્રમથી અને દ્રવ્યથી પરમાર્થ કરી અન્ય મનુષ્ય પ્રાણીને આવતા-વેઠવા પડતા કષ્ટમાંથી બચાવાય તે પણ યાત્રા છે.

હવે બ્હેનો, આ ઉપર જણાવેલી ત્રણે યાત્રાઓ મારી ઘણી ખરી બ્હેનોએ કરી હશે અને જે બ્હેને નહીં કરી હશે તે હવે પછી કરશે.

પરંતુ બ્હેનો કેટલાક કાર્ય ઘણું કરી ત્રણ રીતિએ કરાય છે-જેમકે એક સ્નેહથી, એક દેખા-દેખીથી અને એક મળના માનથી.

તેમ યાત્રાએ જનાર મનુષ્ય પણ ત્રણ વર્ગના અને તેથી પણ વિશેષ વર્ગના છે.

૧. પહેલા વર્ગના મનુષ્યને યાત્રાએ જતા જોઈ પોતાને જવાની ઇચ્છા થાય છે અને વિચારે છે કે આ વખતે અમુક તીર્થમાં ઘણા માણસો મળનાર છે. તેમાં જુદા જુદા દેશોના માણસો આવશે. મોટા મેળા ભરાશે, કેટલીક નવિ નવિ વસ્તુઓ વેચાશે. એ બધું આપણે ક્યારે જોઇશું? જઈયા કરતાં જોયું ભલું. આમ વિચાર કરી નવિ નવિ વસ્તુઓ જોવાની અને જુદા જુદા દેશના, જુદી જુદી જાતના મનુષ્યોને જોવાની-મળવાની ઇચ્છાથી જે જાય છે તે પહેલા પ્રકારની યાત્રા છે.

૨. બીજા વર્ગનાં કેટલાક મનુષ્યો વિચાર કરે છે કે આ ફલાણા મનુષ્યો જાત્રા કરી આવ્યા, આ ફલાણા મનુષ્યો જનાર છે અને આ અમુક માણસો જાય છે. જો આપણે નહિં જઇએ તો બીજા માણસો આપણી મશ્કરી કરી, લોભી-કંજુસ કહેશે અને આપણું ખરાબ બોલશે. આવા આવા વિચાર કરી જે મનુષ્યો જાત્રા કરવા જાય છે તે બીજા વર્ગમાં છે.

૩. ત્રીજા વર્ગનાં મનુષ્યો વિચાર કરે છે કે આ મનુષ્ય દેહ મળ્યો છે, તો કંઇક જન્મની સાર્થકતા થાય માટે જે જે પવિત્ર સ્થળો છે, જ્યાં જ્યાં મહાત્મા પુરૂષોએ પ્રભુભજન કરી, પ્રભુધ્યાન ધરી આત્મકલ્યાણ સાધ્યુ છે તેવા પવિત્ર તીર્થમાં જઇ તેના દર્શન કરી પવિત્ર થઇએ તો આપણું કલ્યાણ થાય. આવા આવા વિચારથી જે યાત્રા કરવા જાય છે એ ત્રીજા વર્ગમાં ગણાય છે. અને ઉપર જણાવેલા બે વર્ગથી આ મનુષ્ય ચડતા વર્ગમાં ગણાય છે. પણ એનાથી પણ ઉતમ વર્ગનાં મનુષ્યો છે.

૪. ઉત્તમ વર્ગના મનુષ્યો આમ વિચાર કરનારા હોય છે. ઇશ્વરે અવતાર લઈ જે જે સ્થલે નિવાસ કર્યો છે—મહાત્મા પુરૂષોએ જે જે સ્થળે નિવાસ કર્યો છે, તેવાં પવિત્ર સ્થળમાં જવું, તે તે સ્થાનનાં દર્શન કરવાં, તેમણે કરેલી ક્રિયા જાણવી, વિચારવી અને તેમણે કરેલા જનમંડળપર જે જે ઉપકારો છે તે યાદ લાવી તેમના ગુણ ગાવા-પ્રાર્થના કરવી અને આ મનુષ્ય જન્મનો લ્હાવો લેવો. આવા આવા વિચારથી યાત્રા કરે છે તે ઉત્તમ વર્ગના મનુષ્ય છે. પરંતુ અત્યુત્તમ વર્ગના મનુષ્યો તો તેનેજ કહેવા, કે જે મનુષ્યો અતિ સ્નેહે તીર્થોમાં જઈ તન, મન અને વાણીની પવિત્રતા રાખી પ્રભુની મુર્તિના-મહાત્માની મૂર્તિના પ્રેમથી દર્શન કરી, તેમણે કરેલાં કાર્યો, આપેલા ઉપદેશો યાદ લાવી, વિચારી, તેમની આજ્ઞાનુસાર વર્તન પાળી, પોતાની શક્તિઅનુસાર તેમણે બતાવેલા માર્ગે ચાલી તેમણે બતાવેલી ક્રિયા-કરેલી ક્રિયાપર દ્રષ્ટી રાખી, તે ક્રિયાને પોતાના આચરણમાં મુકી પોતાનો પ્રભુ સાથેનો જે નિકટ સંબંધ-પાસેમાં પાસેનો સંબંધ, તેને નહિં ભૂલી પોતાના શુભ વર્તનથી-શુભ આચારથી-શુભ વિચારથી, શુદ્ધ ક્રિયાથી પોતાનું કર્તવ્ય રૂડી રીતે બજાવ્યાથી તેના શુભ પરિણામે પોતાનાજ હૃદમંદિરમાં જે બિરાજતી પ્રભુમૂર્ત્તિ-આત્મજ્યોતિ-દિવ્ય જ્યોતિ, તેના સન્મૂખ થઇ-આત્મદર્શન કરી-પરમસુખ-પરમ શાંતિ અનુભવી-આ લોકે સ્વર્ગસમાન-સ્વર્ગના જેવોજ આનંદનો આસ્વાદ લઇ, અંતે પરલોકે પરમપદને પામી પરમાત્માની સાનીધ્ય સ્થાઇ સુખનો-અમરસુખનો ભોક્તા બની રહે છે. આ પ્રકારે ઉત્તમ વર્ગના સ્ત્રી પુરૂષો ઉત્તમ પ્રકારે યાત્રા કરી મનુષ્ય જન્મનો લ્હાવો લે છે.

હવે બહેનો! આપણે ઉપર જોયું કે પ્રભુએ અવતાર લઈ જ્યાં જ્યાં-જે જે સ્થળે નિવાસ કર્યો છે, મહાત્મા પુરૂષોએ જે જે સ્થળે નિવાસ કર્યો છે, ગંગાયમુના વિગેરે પવિત્ર નદિયો જે જે સ્થળમાં વહી રહી છે, તે તે સર્વ સ્થળોમાં મનુષ્યો જાય છે; સ્નાન કરે છે, પ્રભુદર્શન-મહાત્માદર્શન-પુજન કરે છે અને યથા શક્તિ દાન કરી પોતે કરેલી યાત્રાની સાફલ્યતા માને છે.

આમ આ રીતે કરેલી યાત્રાવડે મનુષ્ય જન્મની સાફલ્યતા મેળવાય છે એ ઉત્તમ છે-પરંતુ એક યાત્રા જે દેવોને પણ દુર્લભ છે તેવી યાત્રા ભૂલી જવાય છે. તે યાત્રા કરવા દેવો ઇચ્છે છે, ચાહે છે અને માગે છે.

બહેનો એટલું તો ખરૂંજ હશે કે દૂર દેશીને જેટલો તીર્થપર ભાવ હશે, તેથી ઓછો તીર્થની નજીકના રહેનારા મનુષ્યને હશે અને તે તીર્થમાંજ વસનારને તેથી પણ ઓછો હશે. એક દાખલા તરીકે મારા અનુભવમાં મને જે જણાયુ છે તે આ પ્રસંગે યાદ આવવાથી અત્રે જણાવું છું અને હું ધારૂં છું કે તેવોજ અનુભવ મારી યાત્રાળુ બહેનોને પણ થયો હશે.

# जीवनज्योति दर्शन.

જ લ, પંડિત મુંબઇ

( કાનુડા તારી કામણ કરનારી. એ રાહ. )

જ્યોતિની જ્યોતિ ઝળળળ ઝગકારે,
અહા ! શી તન મનને ઠારે — જ્યોતિ૦
દૃષ્ટાની દૃષ્ટિ દશ દિશમા ભાળે,
અહા ! શી તન મનને ઠારે — જ્યોતિ૦
અણુ અણુ નવતા,
અવનવી ધારે.
અદ્‌ભુતતા પ્રહરે ! — જ્યોતિ૦
શી જ્યોતિ !
શી જ્યોતિ ઝળકે જીવન ઝબકારે,
અહા ! શી તન મનને ઠારે — જ્યોતિ૦

---

**અમેરિકન ખેતીવાડી.**

"સાયનટિફિક અમેરિકન" નામના પ્રસિદ્ધ પત્રમા અમેરિકન ખેતીવાડીના સાહસોના નફા સબધમાં કેટલીક ચોક્કસ ગણુતરીઓ આકડા પ્રસિદ્ધ કરવામા આવ્યા છે, જેમાંથી ખાસ ઉપયોગી કેટલીક બાબતો વાચક વર્ગની જાણ માટે નીચે મૂકવામાં આવે છે —

"આશ્ચર્યકારક બીટર રૂટ વેલી કે જેને અમેરિકન લોકો સ્વર્ગવાટિકાનુ નામ આપે છે તેમા ઉત્તમ પક્તિનાં ફળો જેવા કે એપલ, ચેરી વગેરે વગેરે એટલા જથ્થામાં, અને એટના મોટા કદનાં થાય છે કે દુનીયાના બજારોમા તેમની ઘણી જ ભારે કિમત ઉપજે છે એની ઉપજથી ખેડુતની દરેક એકર ઉપરની આવક નહિ માનવામા આવે એટલા મોટા પ્રમાણમા વધી જાય છે,"

"મોન્ટાનાની કોમરશીયલ ઓરચાર્ડ કંપનીએ હમણા પાચસો એકરના જમીનનો ટુકડો આ વેલીમા રાખ્યો છે તથા તેની વ્યવસ્થા માટે સુપ્રસિદ્ધ કૃષીકારો વગેરેની એક મડળી સ્થાપવામાં આવી છે

"દુનીયામા ઘણા જ ઉત્તમ પ્રકારના ફળો થાય એવા કેલીફોર્નીયા, ઈડાહો, વોશીંગ્ટન ઓરેગોન વગેરે અમેરિકન પ્રદેશો છે

પાચસો ડોલરનુ રોકાણ એક એકર જેટલી જમીનમા થાય છે અને પહેલા ચાર વર્ષ સુધી ઝાડ તૈયાર થાય તેના સમયમા શાકભાજી સ્ટ્રાબેરી અને બીજા એવા પરચુરણ વાવેતરો ઝાડોની વચમા કરવામા આવે તો દશ ટકા નફો થાય છે પછી પાચમે વરસે પદર ટકા છઠ્ઠે વરસે ચાલીસ સાતમે વરસે સાઠ આઠમે વરસે એંસી એ પ્રકારે નફો અમુક હદ સુધી વધતો જાય છે,

બીટર રૂટ વેલીમાં મોગીસ માર્કસ કંપનીના પચીસ હજાર એકરના દુનીયામા અત્યત કિમતી ખેતરમાના ભવ્ય મકાનનુ ચિત્ર એ અકમાં આપવામા આવ્યુ છે

---

( શ્રીયુત ગોવર્ધન )



# ભદ્રબાલા.

પ્રથમભાગ.

રચનાર

જ. લ. પંડિત. મુંબઇ.

"પ્રત્યેક પ્રકરણુ જીજ્ઞાસાના તંતુને અધિક અધિક લંબાવી ભવિષ્યની અપૂર્વ ઉન્નતિના પ્રદેશમાં દોરી જાયછે અને મનતથા આત્માને આનંદમાં તલ્લીન કરેછે."

## આ પ્રકરણો જરૂર વાંચો.

૧. સુલોચના અદૃશ્ય.
૨. મહાત્માનો આદેશ
૪. સંકેત મુદ્રા.
૨. મહામંડલ.
૬. હનિમૂન માટે પ્રયાણ.
૧૦. સુધારાનું સ્વાતંત્ર્ય.
૧૮. માદીકરીની ટપાટપી.
૧૯. નૃત્ય શીખતી છોકરીઓ.
૨૧. સ્પર્ધા કરતી કુમારિકાઓ.
૨૨. સનવિલા અને અતિથીઓ.
૨૩. દિક્ષા અને આંતર સૃષ્ટિઓ.
૨૪. દિવ્ય —સંગીત.
૨૫. કામનાથ મહાદેવ.



"મારી મનકામના આવશ્ય સિદ્ધ થશે."
(ભદ્રબાલા પૃષ્ટ ૨૧૨.)

સોનેરી અક્ષર વાળા પાકા બાઈંડીંગનાં પુસ્તકનું મૂલ્ય રૂ. ૧-૪-૦. પેકીંગ પોસ્ટજ જુદું

**મેશર્સ ચંદ્રસેન અને કંપની. | શ્રીભક્ત ઑફિસ, કાન્તા બિલ્ડીંગ**
મુંબાઈ નં. ૨.

આ માસિક શ્રીસત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યું છે. પાંચકુવા–નવાદરવાજા, અમદાવાદ.

THE CORONATION YEAR.

સચિત્ર માસિક.

# શ્રીભક્ત.

પુસ્તક ૮ મું
અંક ૨ જો
શ્રાવણી પૂર્ણિમા
૧૯૬૭

તંત્રી. જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત.
સુરત.



समुद्रपूजन.

અધિપતિ અને પ્રકાશક.
જમિયતરામ લક્ષ્મીરામ પંડિત.
અમદાવાદ.

એજન્ટ્સ.
મેસર્સ બી. પંડિત અને કંપની.
મુંબાઈ.

Cover Printed by [illegible] Art—Bombay

# વિજ્ઞાપન.

શ્રીભક્ત પત્રના સર્વ સુજ્ઞ ગ્રાહકો તથા અન્ય સજ્જનોને સવિનય વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે:—

૧ શ્રીભક્ત પત્રનાં લવાજમો નીચે લખેલા અમારા અથવા અમારા એજન્ટોના સરનામે મોકલવા કૃપા કરવી.

૨ શ્રીભક્ત પત્રમાં મૂકવી જાહેરખબરો માટેનાં નાણાં પણ તેજ સરનામે મોકલવાં.

૩ શ્રીભક્ત પત્ર સાથેનાં નાણાં સંબંધના સર્વ વ્યવહાર ઉપરનાજ સરનામે કરવા.

૪ મનીઓર્ડરથી અથવા વી. પી. પી. નાણાં આપવે કરવામાં આવે તે માટે પહોંચ આપવા લેવાની જરૂર રહેતી નથી.

૫ પણ જ્યાં બીજી રીતે નાણાં ભરવામાં આવે ત્યાં નાણાં લેનારની સહીની રીસીટ લેવા કૃપા કરવી. રીસીટપર અમારી અથવા અમારા એજન્ટોની સહી હોય છે. અને બાજુમાં નાણાં લેનારની ચોખ્ખા અક્ષરે પૂરેપૂરી સહી કરાવવા ભૂલવું ન જોઇએ.

☛ નાણાં સંબંધનો સર્વ પ્રકારનો વ્યવહાર બાજુમાં આપેલા અમારા અથવા અમારા એજન્ટોને સરનામે કરજો.

જમિયતરામ લક્ષ્મીરામ પંડિત
સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસ—અમદાવાદ.
અથવા
જે. પંડિત અને કંપની શ્રીભક્ત ઑફિસ
કાન્તાબિલ્ડિંગ મુંબાઇ. નં. ૨

નવા વર્ષથી શ્રીભક્ત પત્રનું લવાજમ વર્ષ એકનું અગાઉથી હિંદુસ્તાનમાં રૂ. ૨—૦—૦ અને હિન્દુસ્તાન બહાર રૂ. ૨—૧૨—૦ રાખવામાં આવ્યું છે.

જાહેર ખબરો આપનાર સજ્જને જાહેર ખબરના ભાવો મંગાવી લેવા કૃપા કરવી.

અધિપતિ અને પ્રકાશક,

## વિષયાનુક્રમ.



**અત્યંત રસીલી બોધપ્રદ.**

નાની વાર્તાઓ.

| | |
|---|---|
| લાલાભક્ત. | ૦—૦—૬ |
| રુક્મિણી વિવાહ. | ૦—૦—૩ |
| સુજનસિંહ. | ૦—૦—૬ |
| ચક્રનો ચમત્કાર. | ૦—૦—૩ |
| શશિકળા. | ૦—૦—૬ |

લખો—હિંમતલાલ અમૃતલાલ દવે

વ્યવસ્થાપક—વડોદરા.

અથવા

મેસર્સ ચંદ્રસેન અને કંપની, શ્રીભક્ત ઑફિસ કાન્તાબિલ્ડિંગ—મુંબાઇ નં. ૨

અથવા

મેસર્સ ત્રિવેદી અને કંપની સ્વદેશી સ્ટોર્સ, ઘીકાંટા—વડોદરા.

# કોરોનેશન ભેટ.

શ્રીભક્ત સચિત્ર માસિકનાં ગ્રાહકોને આ વર્ષે આપણા લોકપ્રિય શાહેનશાહ નામદાર જ્યોર્જ પાંચમા તથા મહારાણી વિક્ટોરીઆ મેરીને રાજ્યાંભિષેક કરવામાં આવ્યો છે. તેની ખુશાલી નિમિત્ત આશરે રૂપીઆ પાંચસો અથવા વધારેની જુદી જુદી જાતની ઉપયોગી ભેટો આપવાનું ઠરાવવામાં આવ્યું છે.

આ કિંમતિ ભેટોમાં આમોશન પણ રાખવામાં આવ્યું છે. દિલ્હીમાં રાજ્યાભિષેક કરવામાં આવશે તે પૂર્વે સઘળી ભેટોની વિગતો બહાર પાડવામાં આવશે.

આ ભેટો ઉપર માત્ર જે સજ્જને પોતાના લવાજમનાં નાણાં મોકલી આપ્યાં હશે તેમનોજ માત્ર હક રહેશે પછીથી ગ્રાહક થનાર અથવા લવાજમો મોકલનારનો આ ભેટો પર હક રહેશે નહિ. માટે સત્વર ગ્રાહક થવા અને લવાજમો ભરી દેવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

માટે અમારાં સર્વ શુભ વાચકોને વિનંતિ કરવામાં આવે છે કે તેઓ પોતાના લવાજમો સત્વર મોકલી આપવા કૃપા કરશે.

જે સજ્જનો મનીઓર્ડરથી લવાજમો મોકલી આપવા ઇચ્છતા હોય તેમણે કૃપા કરી તે પ્રમાણે અત્ર જણાવી દેવું, જેમના પત્રો નહિ આવે તેઓ વી. પી. થી પોતાનાં લવાજમો ભરાવા માગે છે એમ ગણી આવતા અંકથી વી. પી. કરવામાં આવશે. આશા છે કે જેમણે મનિઓર્ડરથી લવાજમો ભરી દીધાં ન હોય તે સજ્જનો વી. પી. નો સ્વિકાર કરી ભક્તને સહાય કરશે.

જે. પંડિત અને કંપની
શ્રી ભક્ત ઑફિસ કાન્તાબિલ્ડિંગ.
મુંબઈ નં. ૨

---

## ખાસ વિનંતિ.

શ્રીભક્ત પત્રમાં ઉંચી જાતના કિંમતિ કાગળો વાપરવા એવી અમારી ઇચ્છા છે અને તેથી પ્રથમ અંકમાં તેવા કાગળો વાપર્યા હતા. આ અંક વખતે તેવાજ કાગળો મેળવવા આખા મુંબાઇમાં બહુજ શોધ કરી પણ મળી શક્યા નહિ. એટલે અમારે નિરૂપાયે આ બીજી જાતના કાગળો વાપરવા પડ્યા છે. વિલાયતથી ઉંચી જાતના કાગળો મંગાવ્યા છે તે આવેથી તે કાગળો વાપરવામાં આવશે. આ કાગળો ઘણાજ ઉંચા હોવાથી આંખના તેજને નુકશાન કરતા નથી.

શ્રી ભક્તમાં સર્વોત્તમ લેખો આપવાનો પ્રયત્ન સેવવામાં આવે છે અને સુંદર ચિત્રો મુકવાની પણ ઘણીજ સંભાળ લેવામાં આવે છે. અને હજી તેને વધારે કિંમતિ અને ઉપયોગી બનાવવાને અધિક પરિશ્રમ લેવામાં આવશે, અમારા ઉદાર ગ્રાહકો પોતાના મિત્રોને ભલામણ કરી ગ્રાહકોમાં વધારો કરવા કૃપા કરશે તો અમારા કામને ઉત્તેજન મળશે.

જે. પંડિત અને કંપની.

---




पुस्तक ८ मुं.] संवत् १९६७. श्रावण, शुक्ल पक्ष १५. [अंक २.

# अनुकूळस्थिति केम प्रकटाववी.

( પ્રકાશક. )

જેટલી જેટલી પ્રકટ સ્થિતિઓ છે તેટલી બધીનાંજ મૂળ બીજકો અપ્રકટ કારણમાં રહેલાં છે. જો અપ્રકટ કારણમાંજ બાહ્ય પ્રતિકૂલ સ્થિતિને શમાવવાનો પ્રયત્ન સેવવામાં આવે તો આ કાર્યમાં અધિક વિજય મળવા સંભવ છે. પણ પ્રતિકૂળ સ્થિતિઓનાં બીજકોને કારણમાં કેવી રીતે શમાવવાં? બીજકને ઉગાવવાને માટે જેમ અન્ય સાધનોની અપેક્ષા રહે છે, તેમ કારણમાં રહેલાં પ્રતિકૂલ સ્થિતિનાં બીજકોને ઉગવાને માટે પણ સાધનોની અપેક્ષા રહેવી જોઇએ. જો તેમને ઉગવામાં સહાય આપનાર સાધનો અટકાવવામાં આવે તો તે ઉગી શકવાનાં નહિ. અથવા જે બીજકો ઉગી નીકળ્યાં છે અને બહાર અપ્રિય સ્થિતિ પ્રતીત કરાવી રહ્યાં છે, તેમને પોષણ આપનાર હેતુઓ અટકાવવામાં આવે તો તે સૂકાઇ જવાનાં અને લયને પ્રાપ્ત થવાનાં. વળી જે અનુકૂળ સ્થિતિને પ્રકટાવનાર બીજકો છે તેમને ઉગવામાં સહાય કરનાર જે જે સાધનો આવશ્યક છે તે તેમને પ્રાપ્ત કરાવવાથી તેઓ બહાર ઉગી નીકળવાનાં અને બાહ્ય અનુકૂળ સ્થિતિનો અનુભવ કરાવવાનાં. તેટલા માટે જે અનુકૂળ સ્થિતિની આપણને અપેક્ષા હોય તે સ્થિતિને પ્રકટાવનાર બીજકો સત્વર અંકુરને પ્રાપ્ત કરે, વૃદ્ધિને પામે અને બહાર પ્રકટી નીકળે તેને માટે પ્રયત્ન સેવવો યોગ્ય છે. કારણમાં સર્વ પ્રકારની સામગ્રી રહેલી છે. અને શબ્દ વડે આ સામગ્રી સર્વોત્તમરીતે જાગ્રત કરી શકાય છે. આ શબ્દ કયો? **પરમાત્માનો શબ્દ.** જ્યાં સુધી આ શબ્દ શ્રવણગોચર ન થાય ત્યાં સુધી **શ્રી સદ્ગુરુ ભગવાને જે શબ્દ અથવા શબ્દસમૂહ અર્પવા કૃપા કરી હોય** તેનો સુખેચ્છકે અવિરત પ્રયત્ને અભ્યાસ સેવવો ઘટે છે.

# સમય થયોછે.

જ. લ. પંડિત. મુંબઈ.

( તેજ ઝવે છે, તેજ ઝવે છે. એ રાહ. )

સમય થયો છે, સમય થયો સુવિચાર, વાણી, વર્તન કાજ
સમય થયો છે, જીવન વહેવા, પરિમગતિમાં આ ક્ષણ આજ;
સમય થયો છે, મળવાનો આરોગ્ય અને વૈભવના સાજ,
સમય થયો છે, કટિ કસીને વીર ! પ્રયત્ન કરવા આ ક્ષણ આજ.
પ્રેમામૃતે ભીની આંખડીથી ચર અચર જો જો સદા,
ને પ્રસન્ન વદને બોલજો, મીઠાં મૃદુ વચનો તદા;
ઉત્સાહ આશા સૂર્યનાં કિરણો અધિક વિકસાવજો,
ને વિજયપદ ગ્રહી વીર ! સહુને વિજયથીજ હસાવજો.
સમય થયો છે, સુહૃદ્ થઇને કરગ્રહી આગળ થાવાનો,
સમય થયો છે, સકલ સ્થલોમાં સુખની લ્હાણી લાવવાનો;
સમય થયો છે, (જીવન) બી બોવાનો, સમય થયો છે ઉગવાનો,
સમય થયો છે, જીવન પુલડાં દશદિશામાં પીગળવાનો.
જાગ્રત થઇ, સાવધ રહી, મન વાણી પ્રભુમાં વાળજો,
પ્રભુની પ્રભુતા પામીને તે જગતમાં વે'ચાવજો;
ને જીવનરસથી અમરવાડી, જગતમાંહી ખીલાવજો,
ને અમરફલ ખાવા અહિં સૌ દેવને બોલાવજો.
સમય થયો છે, સમય થયો છે, અમૃત ફલને લણવાનો,
સમય થયો છે પ્રફુલ્લ થઇને રસ-રૂપ-સુગંધ ધરવાનો;
સમય થયો છે વિશુદ્ધિ સાધી, મન, વચ, કરણી કરવાનો,
સમય થયો છે સુખરૂપતાની શશિરવિજ્યોત ઝબકવાનો.

---

# विकासक्रम.

श्रीयुत. दुर्गेश्वरभाई. सीटी माजीस्ट्रेट. सुरत.

( अनुसंधान पृष्ठ १५ थी चालु. )

॥ ॐ श्री ॥

असूर्यानाम ते लोका अंधेन तपसा वृताः ॥
तांस्ते मेत्याभिगच्छंतियेके चात्महनोजनाः ॥ ३ ॥

પૂર્વે કહેલા એ મંત્રોનું તાત્પર્ય શ્રી ભગવદ્ ગીતાના અધ્યાય ૬ ના પાંચમા શ્લોકમાં આ રીતે કહ્યું છેઃ—

॥ उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ॥
॥ आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥

આ શ્લોકમાં उद्धरेत् અને अवसादयेत् એ શબ્દોનો વિરોધી રૂપે પ્રયોગ થયો છે. તેમાં પ્રથમનો શબ્દ उत् એટલે ઉચ્ચતા-વિકાસ-વાચક છે. એટલે વિકાસ થાય એવી રીતે. એ ઉપસર્ગની સાથે ક્રિયાપદમાં हरेत् એ ગતિ વાચક છે. એટલે આત્માનો આત્માવડે ઉદ્ધાર અથવા ઉચ્ચ ઉચ્ચ પ્રતિનો વિકાસ થયાં કરે તેમ કરવું. આ વિકાસનો ક્રમ અનંત છે. એક ક્રમ સધાયો એટલે તેનાથી ઉંચો બીજો એ રીતે છે. તે દર્શાવવા બીજા પાદમાં નિષેધાત્મક સૂચન કરી કહ્યું છે કે આ પ્રકારે ચાલતા ક્રમને કદી પણ અટકાવવાનો નથી. માટે તેમાં अव ઉપસર્ગ જેનો અર્થ ' નીચે ' એવો થાય છે. અને ક્રિયાપદમાં सादयेत् એટલે બેસાડી દેવું. ગતિને-વિકાસને અટકાવી દેવો નહીં. સારાંશ કે આત્મતત્વનો વિકાસ બંધ પડે તેવું કાંઈ કરવું નહીં. આ રીતે બને રીતે કરવાથી જેના વડે માત્ર વિકાસને જ સધાય છે તેજ ખરેખરો પોતાનો બંધુ એટલે શ્રેયસ્સાધક છે. જે ક્ષણે તે વિકાસને અટકાવે છે તે ક્ષણે તેજ પોતાનો રિપુ છે. આ વિકાસને અટકાવવો એટલે પૂર્વે કહ્યા પ્રમાણે આસક્તિથી રહિત રહીને પ્રસન્નતાનો એકલીનો જ અનુભવ થાય તે રીતે ભોગ તથા કર્મરૂપ દ્વંદ્વને ઉચ્ચ ઉચ્ચપ્રતિનાં સાધતા પૂર્ણ આયુષ્યની માત્ર કામનાને લક્ષ્યબિંદુમાં રાખના જે વહ્યા જવાનું છે તે કર્તવ્યમાંથી ભ્રષ્ટ થવું. આમ કરવું તેને જ આત્મહનન અથવા આત્મઘાત આ ત્રીજા મંત્રમાં કહ્યો છે. ને તેવાને आत्महनः એટલે આત્મઘાતી કહ્યા છે. કારણ કે આત્માનો જે સ્વભાવ વિકાસ માત્ર જ છે તેના ઉપર તે આઘાતને-પ્રહારને કરનાર છે. આ પ્રહાર ક્ષંતવ્ય કે નહાનો નજીવો નથી. શ્રી શ્રુતિ ભગવતી કેનોપનિષત્‌ના દ્વિતીય ખંડમાં કહે છે કેઃ—

इहचेद् वेदीदय सत्यमस्ति ॥ नचेदि हावेदीन्महती विनष्टिः ॥
भूतेषु भूतेषु विचित्यधीराः मेत्यास्माल्लोकादमृता भवंति ॥

આ દેહમાં જ અહીં જ પૂરેપૂરું સમજ્યા તો તો સત્ય છે. પણ અહીં આ દેહમાં રહીને સમજ્યા નહીં તો નાશ નહીં પણ વિલક્ષણ પ્રકારનો નાશ છે. ને તે વિનાશ મહોટો છે. એટલે તેના પ્રમાણમાં જેને જેને હાનીરૂપે આપણે સમજીએ છીએ તે બધી જ સ્વલ્પ

છે. આ સમજવાનું તે શું ? ધીર પુરૂષો ધી એટલે જે બુદ્ધિરૂપી સામર્થ્યને અસ્ખલિતપણે વાપરે છે તેવા બનીને સૂક્ષ્મ બુદ્ધિનો ઉપયોગ કરીને જે જે પ્રસંગોનો અનુભવ થતો જાય છે તે તેમાં જે વિશેષરૂપ જણાય તેનો સંગ્રહ કરતા કરતા વધો. આમાં લોક શબ્દના પ્રયોગથી બહુ ગેરસમજ થાય છે. લોક એટલે અનુભવ અથવા જે પ્રતીત થાય છે, દેખાય છે તે. પ્રેત્ય શબ્દનો અર્થ મરણવાચક નથી પણ प्र ઉપસર્ગ અને इ ધાતુનો વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે. પૂર્ણ વેગથી વિકાસ ક્રમમાં ધાવન કરતાં આસક્તિથી પાછું જોવાની જેમાં લવલેશ કે રસ નથી તેવી ગતિ કરતાં અનુભવ માત્રનો સંગ્રહ કરતાં આપણે અમૃત એટલે મરણ જેમાં નથી એવી સ્થિતિને પ્રાપ્ત કરીશું. તેમ નહીં કરીએતો મ્હોટો વિનાશ છે.

આ જે વિનાશ તેને ત્રીજા મંત્રમાં સ્પષ્ટ વર્ણવ્યો છે. જેઓ આત્મતત્વના ઉચ્ચ ઉચ્ચપ્રતિ ગતિ કરવાના વિકાસમય સ્વભાવને નથી અનુસરતા તેવા આત્મઘાતીઓને જે અનુભવો થવાના તે આ પ્રકારના છે. તે असूर्य છે. એટલે તેમાં પ્રકાશનો હેતુ જે સૂર્ય તે નથી. તેમાં માત્ર જડતાજ હોય છે. આમાં ધાતુ सू ( એટલે જનનક્રિયા કરવી ) છે. ઉત્પાદક સામર્થ્યની શૂન્યતાનો તેમાં અનુભવ થાય છે. અને તે પૂર્ણ અંધકારમય હોય છે. ગમે એવું અંધારૂં હોય છતાં તેમાં પણ આ અંધારૂં છે એવો અનુભવ કરાવનાર હું છું. એ પ્રકારે આત્મજ્યોતિની પ્રતીતિ હાલ આપણે કરીએ છીએ. પણ પાછું વાળીને ન જોતાં આપણે વિકાસક્રમ જે રીતે બંધ પડે તેવું વર્તન હઠ કરીને ચાલુ રાખવાથી છેવટે આ પ્રકારનું અંધારાનું ભાન કરાવનાર આત્મજ્યોતી પણ ઓલવાઇ જાય છે. આ અર્થ સૂચવવા માટે अंधेन અને तमसा એમ અંધારાવાચક બે શબ્દો મૂક્યા છે અને તેમાંથી આણનાર જનન સામર્થ્યરૂપ સૂર્યની પણ શૂન્યતા હોવાથી તે સ્થિતિમાંથી બહાર નિકળવાનો પ્રસંગજ અવશિષ્ટ રહેતો નથી ને તેથીજ તેને મહતી વિનષ્ટિ કહેલી છે.

આવી પરિસ્થિતિ હોવાથી વિકાસક્રમને અનુસરવું જ જોઇએ એમ નિશ્ચય થાય છે. ભોગ અને કર્મરૂપ અનુભવ કરવો. આયુષ્યની પૂર્ણતાની કામનાને ધારણ કરવી એટલી જ આજ્ઞા શ્રુતિભગવતી વિધિમુખે કરીને નથી અટકતી. પણ તે શિવાય બીજું કાંઇજ નહીં કરવું, તે કર્યાવિના તમારો છૂટકોજ નથી એમ નિષેધ મુખે પણ આ ત્રીજા મંત્રથી કહીને તેની આવશ્યક્તાને દર્શાવી છે.

તો હવે જ્યારે આત્મહનન થવું અટકાવવું, તો આત્મતત્વ શી વસ્તુ છે. ભોગ તથા કર્મ તથા તેનાં સાધનરૂપ આયુષ્ય એટલે શરીર વિશેષની પ્રતીતિ એટલી સામગ્રી તો કહી છે. આ સામગ્રીમાં વસનાર જેને શ્રુતિ ભગવતી આજ્ઞા કરે છે તથા લાભ હાનિનું ભાન કરાવે છે તે એમાં છે. આમાં મુખ્ય જેને માટે આ બધું છે, તે પુરૂષ છે એટલે શરીર રૂપ પુરમાં વસીને पु એટલે દુઃખનો અનુભવ કરાવનાર પાપને ( उष् જેના ઉપરથી उषस् પ્રાતઃકાળ પૂર્વેનું સૂર્યનું તેજ એ શબ્દ નીકળ્યો છે ) તે બાળે છે. વિકાસક્રમમાં આગળ ગતિ કરવામાં પ્રતિબંધરૂપે જે આવીને અટકાવનાર છે તે પાપને બાળી મૂકે છે એવો જે વસનારો તે પુરૂષ છે. તેજ શરીરરૂપ પુરમાં વ્યાપી રહેલો હોવાથી આત્મારૂપે કહેવાય છે. એ આત્માનું સ્વરૂપ કે વ્યાખ્યા થઇ શકે તેમ છેજ નહીં. વ્યાવહારિક દૃષ્ટિથી હવા સૂર્યનો પ્રકાશ વિગેરે જે જે પદાર્થોનો વ્યાપકરૂપે અનુભવ થાય છે તે પણ અમાપ અનંત જ છે. છતાં તેટલા જ કારણથી એટલે જેને બધી જ હવા કે બધુંજ અજવાળું કહીએ

તેનું સ્વરૂપ અમર્યાદિત છે. તેટલા માટે આપણે તેનો ઉપયોગ કરતાં અટકતા નથી. તેનો વિચાર કરતાં અટકતા નથી. જે જે નિયમોથી તે પ્રવૃત્તિ કરી રહેલા છે તેમાંના જેમ જેમ ને જેટલા જેટલા નિયમો જેટજેટલે અંશે સમજાય છે તેમ તેમ દુઃખ નિવૃત્તિ અને સુખના સાધન રૂપે સમૃદ્ધિમાં આગળ આપણે વધતાજ જઇએ છીએ. તેજ નિયમથી આપણે આપણા આત્મતત્વનો અભ્યાસ કરવાનો પ્રાપ્ત થાય છે. આત્મતત્વનો વિચાર કરાવવા શ્રુતિભગવતી ચોથા મંત્રનો આરંભ કરે છે.

अनेजदेकं मनसोजवीयो नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत् ॥
तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वा दधाति ॥ ४ ॥

અહો ! આપણાં કેવાં ધન્ય ભાગ્ય છે કે શ્રુતિભગવતી અપૂર્વ પ્રેમથી આ મંત્રરૂપી પોતાનું અમૃત કરનારું સ્તન આપણે મંદ હઠીલા બાળકના મુખમાં મૂકીને કોઇ પીઓ પ્રેમથી પીઓ–પીઓજ પીઓ કહે છે. મુખ હલાવવાની ગમ નથી ? રમતમાં જીવ છે ને મુખ હલાવતાં શિખવાની આતુરતા જ ક્યાં છે ? જીવન સુકાતું આ ચાલ્યું ને કેટલાં બધાં જ ચાલ્યાં તે દેખતાં છતાં પણ નવરાશ ક્યાં છે ? આ ચાલ્યા આ ચાલ્યા એવી મિથ્યા બુમો પાડતાં છતાં પણ ચીલામાંથી દિશા બદલવાનો વિચાર પણ ક્યાં સહન થાય છે ! આપણું આત્મતત્વ સદ્ગુરૂ રૂપે સ્તનને દાબીને મુખમાં ઘાલતા જાય છે પણ રડવા તથા તોફાન કરવા માટે તેમને ત્રાસ આપ્યા વિના અન્ય કંઈ જ ક્યાં કરવા દેવું છે ? આવા પ્રેમમય સ્તનમાંથી દુધની સેર નિકળતા પૂર્વે આપણા હાથ તથા દાંત ક્યાં પાછા પાડીએ એમ છે અને તે બંનેનો ઉપયોગ કરીને તેમાંથી દુધને ખાળીને માત્ર ખારા લોહી શિવાય આપણે બંદા અન્યનો સ્વાદ લેવાના છીએજ ક્યારે ને બાર કોહ્યોના છે કે એ સ્વાદ આપણુને લેવારાવે ?

આ મંત્રનો ખરો સ્વાદ તો રસસિદ્ધોજ જાણીને તેના મર્મથી–તેમાં રહેલા સત્ય–એકજ ઉપયોગી સત્યથી–તેના અનુભવરૂપ આસ્વાદનથી શ્રી સદ્ગુરૂ પરમાત્મા–શ્રી મહુપેંદ્ર ભગવાનના એકજ સાચા સદ્ગુરૂના મહિમારૂપ અપરોક્ષ રૂપે આત્મતત્વનાં દર્શન કરતા આત્મમસ્તાઇમાં જગતને ગાંડા દેખાના પુરૂષવરોજ લે છે. એવા પુરૂષવરો પૂર્વે પણ થએલાજ છે અને આગળ ઉપર તેની સંખ્યા વિસ્તારને પામશેજ. પણ પ્રસ્તુત વિષયથી આડા ઉતરી પડાયું. હાલનો આ મંત્રનો અર્થ જેટલે અંશે ઉઘાડી શકવાનું ઉચિત છે તેટલુંજ કરીને સંતોષ માનવાનો છે.

આત્મતત્વ એક છે. આત્મતત્વ સર્વત્ર હોવાથી તેનો અભ્યાસ કરવામાં છેવટે તો આપણે આપણામાં જ આવીશું, ત્યારે જ કૃતકૃત્યતાનો આરંભ થશે. પણ તે પ્રકારે હાલ તુરત કરવાનું ફાવતું નથી તેથી આપણી બહાર દશ્યમાં જોઇએ. આ વિકાસ એજ સ્વભાવથી આત્મતત્વનું પગથું ફેલાતાનું છે. ખનિજ સૃષ્ટિમાં વિકાસ એટલો બધો ધીમો ધીમો ચાલે છે કે તેનું નિરીક્ષણ થાય તેમ લાગતું નથી. પ્રાણીજ સૃષ્ટિમાં તે ક્રમ એટલો બધો શુભ રીતે ચાલે છે કે હાલ તેને સમજવા જેટલી બુદ્ધિની તીક્ષ્ણતાને કેળવ્યા વિના તેમાં ઉતરવાનું ફાવતું નથી. મધ્યવર્તિ જે વનસ્પતિસૃષ્ટિ છે તેમાં કંઇક વિશેષ અનુકૂળતાજેવું ભાસે છે. માટે આ અભ્યાસ માટે તેમાં વ્યાપેલા આત્મતત્વપ્રતિ દૃષ્ટિ કરીશું ને જ્યાં જ્યાં અનુકૂળતા આવશે ત્યાં પ્રાણીજ સૃષ્ટિમાં અવલોકીશું.

વનસ્પતિમાં આપણે એક સુંદર આંબાના વૃક્ષ પાસે આવ્યા. હવે આ આંબાના વૃક્ષમાં આત્મા વિકાસને પામી રહેલો છે. એ શી વસ્તુ છે? તે કાંઈક એવી વસ્તુ છે કે જે એક છે.

પૂર્વે થએલો અનુભવ સ્મૃતિરૂપે તરી આવવો એ આપણો એક સ્વભાવ છે. જેમ જેમ વિશેષ પટ તે અનુભવના પડેલા હોય છે તેમ તેમ તે વિશેષ જોસથી તરી આવે છે. આપણે પૂર્વસ્થિતિને કારણરૂપે વાપરીને ઉત્તરસ્થિતિને કાર્યરૂપે અનુભવના વિકાસરૂપ ગગનમાં ઉંચે ઉડ્યા જઈએ છીએ. એ દરેક સ્થિતિમાં દરેક પ્રસંગે આત્મતત્વનો કારણરૂપે અનુભવ કરતાં તેને ને તેને જ જુદા જુદા વેષોને અપૂર્વરૂપે ધારણ કરતો દીઠો છે, તેથી આપણી વૃત્તિ તે કારણપ્રતિ "એકતા"ના વિચારને ધારણ કરતી તેને શોધની અનુભવાય છે. આ વ્યતિકરને આપણે "એનું મૂળ આરંભક કારણ શું?" એ રૂપમાં બોલીએ છીએ. સારાંશ કે સર્વમાં આદિમાં શી વસ્તુ છે તે જાણવાની કુદરતી આકાંક્ષા થાય છે.

પણ વસ્તુ તો માત્ર એક જ છે. નાટકશાળામાં રંગભૂમિઉપર નારદ મુનિનો વેશધારી થઈને હું આવ્યો તે સમયે મને નારદ એવા સંબોધનથી બોલાવ્યો, તે શ્રવણ કરતાં નારદ નામની વ્યક્તિ માત્રનો સંસ્કાર લીધો. તે પછી હું પોતે જ અક્રૂરનો વેષ ધારણ કરીને આવું છું. આ બંનેમાં હું પોતે જ તે તે વેષનો ધારણ કરનાર છું. તે વાર્તાનું વિસ્મરણ થતાં પૂર્વના નારદ મુનિને સંબોધેલા હતા તેટલું જ યાદ આવતાં આખું વિશ્વ ઉંધું ચતું કરી નાંખીને માકું છતાં તે નારદમુનિ હાથમાં નહીં જ આવવાના. તે જ પ્રમાણે જગતના સમષ્ટિરૂપના કે વ્યક્તિના પરમ આદિ પરમ આરંભકની બાબતમાં 'થવાનું' ને થાય છે. આ કારણથી કલ્પના તેમાં થઇ શકતી નથી, તેથી ખરા તત્વચિંતકો તે પરમ કારણને અનાદિ એટલે જેનું આદિ જેનો આરંભ ક્યારે એમ નથી કહેવાતું તે રૂપે નિરૂપણ તેનું કરેલું છે; છતાં આવો ગહન અર્થ મગજમાં સર્વને ઉતરે તેમ નથી. તેથી તે ઉતારવાનું સામર્થ્ય પ્રાપ્ત થવા અર્થે ને તે પ્રાપ્ત થાય ત્યાં સુધીને માટે એ ઉત્કંઠાને શાંત કરવાપુરતિ સૃષ્ટિની ઉત્પત્તિને વર્ણવેલી છે. ને તે તાત્પર્યવતી નહીં હોવાથી તે વર્ણનોમાં જુદી જુદી સંસ્થાઓ જુદા જુદા મતોને બતાવે છે. ને તે પોત પોતાના અનુયાયીનાં અંતઃકરણની સામગ્રીને અનુસરીને કલ્પેલું છે, તેથી તેમાં વિરોધ નથી ગણવાનો. સર્વ સંસ્થાઓએ તે વર્ણનમાં પણ યોજેલી યુક્તિયો તથા આખ્યાયિકાઓ તથા રૂપકો તથા સંજ્ઞાઓ કે સંકેતોદ્વારા જે મુખ્ય કર્તવ્ય આત્મતત્વનો વિકાસ, તેને ઉઘાડવા જ ચાલ્યાં છે.

સારાંશ કે આંબો પહેલો કે કેરી? એનો ઉત્તર સમષ્ટિ આંબો તથા સમષ્ટિ કેરી બંને અનાદિ છે. સમષ્ટિરૂપે તો તેનું આરંભક ક્યારેય એવું છેજ નહીં. તેતો છે છેને છેજ. ને તેમ હોવાથી જ વ્યક્તિરૂપ આંબાની તથા કેરીની પ્રતીતિ છે. વ્યવહારમાં સમષ્ટિ આંબો કે સમષ્ટિ કેરી નિર્ગુણ નિરાકાર અજ્ઞાતતત્વવત્ છે. વ્યષ્ટિ આંબો કે વ્યષ્ટિ કેરીના સંબંધમાં જ વિચાર કરવો પ્રાપ્ત થાય છે. ત્યાં વ્યષ્ટિ આંબો મારી કલ્પનામાં છે. તેમની પ્રતીતિ પ્રત્યક્ષ કરાવવા શું જોઇએ? ઉત્તરઃ—વ્યષ્ટિ કેરીઓ. તેમને લેઇને કુદરતના નિયમને અનુસરીને સંસ્કારને નાંખતાં વ્યષ્ટિ આંબાનો અનુભવ થશે ને વ્યષ્ટિ આંબાનો કારણરૂપે કુદરતના નિયમને અનુસરતા વ્યષ્ટિ કેરીઓનો અનુભવ થશે. આમ હોવાથી પરમ એટલે ઉત્કટ:

એવુંજ નહીં હોવાથી છેવટનું કહેવાય તેવું કારણ શોધવામાં સમય કે સામર્થ્યનો ઉપયોગ કરવો નિરર્થક છે. તે સમય તથા સામર્થ્યનો યોગ્ય ઉપયોગ ઠેઠ પાછળ હઠવામાં નહીં કરતાં માત્ર એક કે બે ક્રમ સુધી નિરીક્ષણ કરીને તેમાંથી આત્મતત્વના વિકાસના નિયમને સમજીને તુરતજ તેનો અમલ કરતા કરતા આગળ વધવું એજ કર્તવ્ય પ્રાપ્ત થાય છે. અને આ આત્મતત્વ એક છે એમ પણ સિદ્ધ થાય છે. છતાં જે આત્મતત્વ એક છે તે કેવા સ્વરૂપે પ્રતીત થાય છે !

" अनेजत् " અને " मनसो जवीयान्. "

અનેજત્ એટલે સ્થિર એટલે જરાપણ હાલે નહીં તેવો. વળી મનકરતાં પણ અધિક વેગવાળો. આ બે ધર્મો એકમાં જ ! ! કેવી નવાઈ ! ! વિજ્ઞાનવાદીઓ-જેમનાં અંતઃકરણમાં કાવ્યચાતુર્યની પ્રતિભાએ પ્રકાશ નાંખ્યો નથી તે તો છટ્નોન્સેન્સ કરીને ફેંકી દેવાના. તેથી ઊલટું શુષ્ક તર્કથીજ સંતુષ્ટ તથા શ્રેયસ્ નામનો વિકાસ સાધવાનો છે એ કર્તવ્યના સ્વરૂપથી અજ્ઞ આધ્યાત્મિક અર્થને બંધ બેસતો કરવાના. સંધ્યામાં " अघमर्पण " સંસ્કારના મંત્રમાં પણ આ ભાવના શબ્દોનો પ્રયોગ બાળકને યજ્ઞોપવિત આપવામાં કહેલો છે. " ऋतंचसत्यंचा० " " ऋतं " એ શબ્દ ऋ એ ગતિ વાચક ધાતુમાંથી અને सत्यं એ अस् સ્થિતિ વાચક ધાતુમાંથી નિકળેલા છે. બંને શબ્દો વસ્તુ-યથાર્થતત્વ વાચક છે. યથાર્થ-તત્વ એકજ આત્મતત્વ છે. તેના વાચક એ બંને છે. એકજ આત્મતત્વ સ્થાવરરૂપે ઊપાદાન કારણરૂપતાનો વેષ ક્હાડી પ્રતીત થાય છે. જંગમ રૂપે નિમિત્ત કારણ બને છે. પોતાનાજ સ્વભાવભૂત આત્મતત્વવડે પોતાને વસવાનું ગૃહ બનાવીને પોતેજ તેમાં રહે છે. આ વ્યતિકર અનાદિ પરંપરાથી ચાલ્યો આવ્યો છે. જે સ્થાનથી આ વ્યતિકરનું ભાન થયું ત્યાંથી એ ભાન નામક અનુભવનો વિશેષરૂપે સંગ્રહ કરતા ચાલો આગળ વધીએ. આંબામાં કેરીઓને ઊત્પન્ન કરવાનું સામર્થ્ય છે. તેને યોગ્ય ખાતર-જળ-ઊષ્ણતા આદિ કુદરતની અનુકૂળ સામગ્રી રચી આપીએ, એટલે સમય આવે કેરીઓને બનાવીને આપશે. કોણ? શાવડે? શામાથી ? આંબાનો આત્મા તે આંબામાં રહેલા આત્મતત્વમાંથી આત્મતત્વવડે કેરીઓ બનાવી ક્હાડશે. આને ઊત્પત્તિક્રમ પ્રજ્ઞાનોક્રમ કહેલો છે.

એ આંબામાં રહેલા આત્માના આ સર્જન સામર્થ્યનો કેરીઓ આણી આપવા શિવાય બીજો કોઇ ઉપયોગ છે ? હા. એના મહોર આવે તે સમયે તે સામર્થ્યને કેરીઓ બનાવવાના કામમાં વેરી ના નાંખીએ તો તેનું શું થાય તે વિચાર કરવાથી આ આપણા હાથમાં આવશે અને આપણે અર્થે ખરેખરૂં જ્ઞાન તે દ્વારા જ ઉઘડશે.

તો કેરી આવ્યા પછી એ કેરીઓને તેના મહોરરૂપ આરંભક સ્થિતિ પ્રાપ્ત થાય તે પછી આંબાને સદ્ગુરૂ પ્રાપ્ત ન થાય અથવા પ્રાપ્ત થાય છતાં પણ પોતાના શરીરના આંતર ભાગમાં પોતાના આત્માનો વિનાશ કરવા માત્રમાં જ ઉપયોગી એવી મધમાખીઓને શરણું આપીને, તેમને જ શરણે પોતે હોય એવી ભ્રમણારચ થઇને, તે પરમકારૂણિક-સત્ય જ્ઞાનનાં ભંડારરૂપ શ્રી સદ્ગુરૂને ત્રાસ આપવામાં જ માખીઓનો ઉપયોગ કરે તો પરિણામ શે આવે ? શ્રી સદ્ગુરૂ તો આંબાની પાત્રતાનો વિચાર કરી વેગળા ઉભા રહે છે. મહોરની કેરીઓ બનાવવામાં આંબામાં રહેલા આત્મતત્વના સામર્થ્યનો ઉપયોગ થઇ જાય છે. કેરીઓ આંબા ઉપરને ઉપર જ કોહી જાય છે, ને ડાળીયોને ને તે દ્વારા થડને કોહાણ લાગે છે.

આંબો ખવાઇ જાય છે ને વહેલો પોતાના આત્મતત્વના કુદરતી વિકાસમાં પ્રતિબંધ નાંખવાથી હતો નહતો થઇ જાય છે. બ્રહ્મચર્યવ્રતનો કુદરતના નિયમને અનુસરતો શો અર્થ છે ? કયો ઉદ્દેશ તે વ્રતવડે કુદરતના કયા નિયમને અનુસરીને કેવી રીતે પાર પાડ્યો છે તેના જ્ઞાનના અભાવે બ્રહ્મનામ વડે સૂચવાયલો બ્રહ્મત્ એટલે વિકાસક્રમમાં નિરંતર વૃદ્ધિ તેમાંથી ભ્રષ્ટ થવાય છે ને મહતી વિનષ્ટિરૂપે જેને શ્રુતિ ભગવતી વર્ણવે છે- તેને જ પ્રાપ્ત કરે છે. આ બ્રહ્મ એટલે અખંડ જેમાં મહાન થવાનો ક્રમ વગર અટકે ચાલી રહ્યો છે એવો સ્વભાવ આ આંબાના આત્મામાં કયો છે તેપ્રતિ દૃષ્ટિ કરીએ. ( અપૂર્ણ. )

---

# मनघनगर्जन.

શ્રી ગોવર્ધન. એલ્ફીન્સ્ટન કોલેજ—મુંબઈ.

પદ.

( અજબ શી આ ઉપવનની બહાર. એ લય).

આહા ! શું મનઘનગર્જન થાય,
સકળ ઇન્દ્રિય સ્થળમાંહિ છવાય.— આહા૦
શ્યામતા જોઈ ઘનશ્યામની આજે, ભક્ત મયૂર હરખાય— આહા૦
ભક્તનું નર્તન થતાં એમાંથી, આર્દ્રત્વ અતિ ઉભરાય— આહા૦
દિવ્ય સ્ફુરણ વિદ્યુત્ ઝળકારા, પળેપળેજ ભળાય— આહા૦
અમૃતધારાના સિંચનથી અણુ, અણુમાં (આહા !) બળ રેલાય— આહા૦
ત્રિતાપ આધિ વ્યાધિ ઉપાધિના, શૈત્યથી પળમાં વિલાય— આહા૦
શ્રદ્ધાની માલતી પુષ્ટ થઇને, પ્રીતિ તરુને વિંટળાય.— આહા૦
ઘન ભેદન થઇ જોતાં જોતાંમાં, ચૈતન્યચંદ્ર દેખાય.— આહા૦
ઇન્દુ કેર સ્પર્શથી આનંદ કુમુદિની, હૃત્સરમાં મલકાય — આહા૦
જપ ચકવાકનો સ્વર સઘ સુણતાં, નૃદરે ! સહસા વદાય— આહા૦

---

# रामकृष्ण परमहंस.

શ્રી જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત. સુરત

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ટ ૧૮૩ થી. )

બોધવચન ૩૧ મું:—પરમેશ્વર એ સ્વતંત્ર, સનાતન અનન્ત છે, તેમજ સકળ વિશ્વના મહાપિતા છે અદૃશ્ય, મનવાણીથી અગોચર અનન્ત એક વિશાળ અમર્યાદ મહાસાગર સમાન છે. એમાં હું કેવળ ગાથોડીયાં મારૂં છું. તથા ડુબી જાઉં છું. પણ જ્યારે હું સર્વદા લીલા કરનાર આનંદમૂર્તિ વિષ્ણુ ભગવાનસમીપ જાઉં છું ત્યારે ડુબી જતા મનુષ્યને ટીંબો મળે અને તે આનંદ પામે તેની પેઠે શાંતિ મેળવું છું.

બોધવચન ૩૨ મું:—ઇશ્વર સાકાર છે તેમજ નિરાકાર છે. એ સાકાર પણ ન કહેવાય તેમજ કેવળ નિરાકાર પણ ન કહેવાય. એ પોતે શા સ્વરૂપે છે તે પોતે જ કહી શકે.

બોધવચન ૩૩ મું:—શક્તિમાર્ગે અમુક અંશે ચઢ્યા પછી ભક્તને સાકાર સ્વરૂપથી સંતોષ તથા આનંદ પ્રકટે છે, અને ભક્તિની અમુક કળાએ એને પરમાત્માના કેવળ નિરાકારસ્વરૂપથી સંતોષ તથા આનંદ પ્રકટે છે.

બોધવચન ૩૪ મું:—પરમાત્માનું સાકારસ્વરૂપ દૃષ્ટિગોચર છે અને જેમ આપણા પ્રિયતમ મિત્રને મળીએ, ભેટીએ વગેરે કરીએ, તેમ આપણા ઇષ્ટ પ્રભુને પણ મળીએ, ભેટીએ વગેરે કરી શકીએ.

બોધવચન ૩૫ મું:—જેમ એક વખત હું સવસ્ત્ર હોઉં છું અને બીજી વખત નિર્વસ્ત્ર, દિગંબર હોઉં છું, તેમ બ્રહ્મતત્ત્વ એક વખત સગુણ સ્વરૂપે અનુભવાય છે, અન્ય સમયે નિર્ગુણ વા ગુણાતીતસ્વરૂપે અનુભવાય છે.

બોધવચન ૩૬ મું:—જેમ પાણી ઠરી જઈને બરફ બને છે તેમ સર્વ શક્તિમય પરમાત્માનું ઇંદ્રિયગોચર સ્વરૂપ એ સર્વવ્યાપક નિરાકાર બ્રહ્મતત્ત્વનું સ્થૂલ સ્વરૂપ છે. સત્ય રીતે એ સત્ ચિત્ અને આનંદ આ ત્રણ ધર્મોનું સ્થૂલ મૂર્તિમાન સ્વરૂપ ગણાય. જેમ જળનો એક સ્થૂલ વિભાગ જે બરફ તે કેટલોક કાળ જળમાં રહે છે અને પછી તેમાં પીગળી જાય છે તેમ ઇશ્વરાવતાર અથવા લીલાવિગ્રહ એ નિરાકાર બ્રહ્મતત્ત્વનું મૂર્તિમાન સ્વરૂપજ છે. એ મૂર્તિમાન સગુણ સ્વરૂપ નિર્ગુણ, નિરાકાર તત્ત્વમાંથી પ્રકટે છે, ત્યાં જ સ્થિર રહે છે અને અંતે તેમાંજ લય પામે છે. અને અદૃશ્ય થઇ જાય છે.

બોધવચન ૩૭ મું:—પરમાત્માનું નામ સર્વ પ્રકારના જ્ઞાનને સૂચવે છે. તેમનું નિવાસસ્થાન બ્રહ્મવિદ્યાના પ્રકાશને વિસ્તારે છે અને એ પરમાત્મા પોતે જ્ઞાનસ્વરૂપજ છે.

બોધવચન ૩૮ મું:—પરમાત્માનું પ્રસાદમય વદન બે સમયે અનુભવાય છે. એક તો જ્યારે એક જ કુટુંબનાં ધનધાન્યાદિના વિભાગને કરાવનાર મોહનાં બંધનને કુટુંબી જનો ત્યજે છે ત્યારે અને બીજું જ્યારે કોઇ મનુષ્ય મૃત્યુની અણીપર હોય છે અને તે સમયે કોઇ વૈદ્ય આવીને તે મનુષ્યના પ્રાણ ટકાવવા પ્રબળ ધૈર્ય આપે છે ત્યારે.

બોધવચન ૩૯ મું:—ગાંડા મનુષ્યો, માદક પદાર્થના સેવનથી મત્ત બનેલા મનુષ્યો તથા બાળકો કોઇ કોઇ વખતે જાણે પરમેશ્વરથી પ્રેરાયેલા હોય તેમ અજાણ્યાં પણ કેવળ સત્ય વચન ઉચ્ચારે છે. તેમનાં વચન દૈવી વાણીરૂપ નીવડે છે.

બોધવચન ૪૦ મું:—સૂર્ય એ પૃથ્વી કરતાં ઘણોજ મોટો છે. પણ પૃથ્વી અને સૂર્યની વચ્ચે અંતર ઘણુંજ હોવાથી તે એક નાની થાળી જેવો દેખાય છે. તેજ પ્રમાણે પરમાત્મા અત્યંત મહાન્ છે, પણ આપણે એ પરમાત્માથી અત્યંત દૂર રહીએ છીએ. એ પરમાત્માનો સાક્ષાત્કાર થાય તેવું ઉચ્ચ પુરુષાર્થ ભર્યું જીવન ગાળતા નથી અને તેથીજ એમનું વાસ્તવ મહત્ત્વ અનુભવવા અને અસમર્થ નીવડીએ છીએ.

બોધવચન ૪૧ મું:—આપણે સમજીને અથવા વગર સમજે, જાણતાં અથવા અજાણતાં પરમાત્માનું સ્મરણ કરીએ, તેમનું નામ ઉચ્ચારીએ તો તેથી આપણે પવિત્ર થઇએ છીએજ. જે મનુષ્ય સ્વેચ્છાથી નદીએ જાય છે અને તેમાં સ્નાન કરે છે તેને સ્નાનનો લાભ મળે છે. તેમજ જે મનુષ્યને બીજા કોઇએ નદીમાં નાંખ્યો હોય છે તે મનુષ્ય અથવા સ્વસ્થપણે નિદ્રા લેનાર મનુષ્યપર બીજો કોઇ મનુષ્ય જળ રેડે તો તેવો નિદ્રિત મનુષ્ય પણ સ્નાનના લાભને અનુભવે છે.

પરમેશ્વરના મિત્રો, સ્નેહીઓ કે સંબંધીઓ જેવા છે. અન્ય સામાન્ય મનુષ્યો પરમેશ્વરનું આપ્ત મંડળ અથવા ભક્તમંડળ ગણાય છે.

ઓપ્તવચન ૬૨ મું:—જ્યારે નાળીયરના ઉપલા પડમાં ચપ્પુ કે ખીલો ઘોંચ્યો હોય છે ત્યારે તે ચપ્પું કે ખીલો કોપરાપરના ઢાંકણમાં થઇને પાણીવાળા ભાગમાં પેસી જાય છે. પણ જો પાણી સુકાઇ ગયું હોય છે અને કોપરાની વાટી છુટી પડી ગઈ હોય છે તો જ્યારે ચપ્પુ કે ખીલો ઘાલીએ તો વાટીને ન અડકે અને ઉપલી ચોટલીવાળો ભાગજ કોચાય છે. પછી તે ચોટલીવાળા ભાગને ભાંગીને આખો ગોટો છુટો પાડીએ છીએ. જીસસ એ ગોટો બાજેલા નાળીયર જેવો હતો, એનો અંતરાત્મા દેહથી કેવળ નિરાળો હતો. એનો દેહાધ્યાસ નિર્મૂળ થયો હતો. આથીજ દેહનાં દુઃખની એને કંઇ પણ અસર થયલી નહીં.

( અપૂર્ણ. )

---

# मनुष्य सो वर्ष शी रीते जीवे ?

શ્રી જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત. સુરત.

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના ખેતીવાડી ખાતામાં રસાયનશાસ્ત્રના વિદ્વાન ડોકટર નામે ડોકટર હાર્વી વીલી લખે છે કેઃ—

"I myself expect to live until I am one hundred years old." હું સો વર્ષનો થાઉં ત્યાં સુધી હું પોતે જીવું એવી આશા રાખું છું.

આમ સો વર્ષનું પૂર્ણ આયુષ્ય ભોગવવા માટે એ ડોકટર પાંચ નિયમોને સ્થાપન કરે છે.

## The Five "Wells" of Life.

1. Work well. સારી રીતે કામ કરો.
2. Eat well. સારી રીતે ખાઓ.
3. Sleep well. સ્વસ્થપણે નિદ્રા લો.
4. Think well. સર્વોત્તમ વિચારો કરો.
5. Play well. સારી રીતે રમો.

આ પાંચ નિયમોના પાલનથી પ્રકૃતિ નિરામય રહે છે. જીવન દીર્ઘકાળ ટકે છે. અને શાંત સ્વસ્થ જીવન ભોગવાય છે. જીવનના નિયમો સ્વાભાવિક જોઇએ. કોઈ પણ વિદ્વાન મનુષ્યો બધા મનુષ્યો માટે સામાન્ય નિયમો સ્થાપન કરે. તોપણ તેમાં એવું બને છે કે જે અમુક ચાર પાંચ મનુષ્યોને અનુકૂળ પડે તે બીજા પાંચ સાતને પ્રતિકૂળ પડે છે. મનુષ્યની પોતાની પરીક્ષક બુદ્ધિમાં જે નિયમ સર્વોત્તમ નીવડે તે નિયમ જ સેવ્ય છે. આ વિદ્વાને શોધી કાઢયું છે કે કાચાં અનાજ આમ લાભ કરે છે, અમુકે એમ શોધ્યું છે કે ઉપવાસ જ બહુ હિત કરે છે, ત્રીજાએ એમ શોધ્યું છે કે ફળાહાર સર્વોત્તમ છે. તોપણ જે નિયમોમાં વૃત્તિપર દબાણ પડે, જે નિયમોને સ્વાભાવિક રીત્યા આપણે સ્વીકારીએ નહીં, જે નિયમો સેવવા અંતઃકરણ પૂર્ણાંશે તૈયાર થાય નહીં તેવા નિયમો કોઇએ પણ સેવવા જરૂર નથી.

૧. પ્રત્યેક મનુષ્યને કંઇ પણ કામ હોવું જોઇએ. નિરુદ્યમી મનુષ્યનું જીવન દીર્ઘકાળ ટકતું નથી. આલસ્ય એ વ્યાધિ, વૃદ્ધાવસ્થા તથા મરણને નિમંત્રણ કરે છે. આળસને ત્યાં

વાતું હોવું જોઇએ. એક સ્થાને બાળકને દબાણમાં રાખવું નહી. તેને ઘરમાં ગોંધી રાખવું નહીં, જે કામ બાળકને રચે તે હાનિપ્રદ ન હોય તો તેમાંથી તેને રોકવું નહીં, કોઇ પણ આનંદ આપનારું કામ બાળકને જરૂર સોંપવું. બાળકને ભણવાનું કામ પણ આનંદ ઉપજે એ ઢબથી સોંપવું. તેનો સ્વાભાવિક વેગ જે પ્રકારના ઉદ્યમ તરફ વળતો હોય તેથી ભિન્ન પ્રકારના ઉદ્યમ તરફ તેને વાળવા મથવું નહીં, જે દિશાપ્રતિ તેનું મન કુદરતી રીતે વધે તે દિશાના ઉદ્યમો સર્વોત્તમ પ્રકારે કરાય એવી સાવધાનતા સેવવી.

સ્ત્રીઓ તથા પુરુષોને પણ કામ હોવું જોઇએ. એક સ્થાનમાં ગોંધાઈને કરવાનાં કામથી આયુષ્ દીર્ઘ થતું નથી. ખુલ્લી હવામાં કામ કરવાનું હોવું જોઇએ. ઓરીસા, નિશાળો, કારખાનાં વગેરેમાં કામ કરનારને ચોખ્ખી હવા મળવી જોઇએ. જે મકાનોમાં કામ કરવાનું હોય તેમાં બહુ મનુષ્યો ભરાય અને હવા બગડે એમ ન થવું જોઈએ. શહેરના ભાગ કરતાં શહેર બહાર ખુલ્લી હવામાં જે કારખાનાં, શાળાઓ વગેરે હોય તેથી જીવન દીર્ઘ કાળ ટકે છે. શહેરોમાં રહેનાર મનુષ્યોનાં મકાનોમાં ચોખ્ખી પુષ્કળ હવા અંદર આવે એ ઢબનાં તે હોવાં જોઇએ. શ્રીમંતો પોતાનાં મકાનોની આસપાસ વાડી કે બાગ બંધાવી શકે અને તેમાં બેસી ખુલ્લી હવાનો લાભ લઇ શકે તેમજ કસરત પણ કરી શકે. શરીરને મહેનત આપવાની બહુજ જરૂર છે. શરીર તેમજ મનને ઉત્તમ કસરત અપાય તોજ તે નીરોગ તેમજ બળવાન્ રહે છે.

જગતમાં સર્વત્ર પૂર્વના મનુષ્યો કરતાં લોકની પ્રકૃતિ આકાળે વિશેષ નિરામય થતી ચાલે છે. પચાસ વર્ષ પૂર્વે મનુષ્યની સરાસરી જીંદગી તેત્રીશ વર્ષની હતી. હાલ તે પાંત્રીશ અને ચાળીશની વચ્ચે છે. આપણે પ્રયત્ન કરીને સરાસરી જીવન પચાશનું કરી નાંખવું જોઇએ. જ્યારે બાળકને ઉછેરનારી માતાઓ જીવનના સામાન્ય નિયમોનું જ્ઞાન મેળવશે ત્યારે હાલ બાળકો જન્મ પામ્યા પછી જેટલા જીવે છે તેથી બમણા જીવશે. પચીશ વર્ષ પૂર્વે પાંચ વર્ષની અંદરના બાળકને જેટલો જીવવાનો સંભવ હતો તે કરતાં હાલ બમણો છે. તેમાં હેતુ માતાઓને બાળકોને ઉછેરવાના નિયમોનું જ્ઞાન વિશેષ સધાયું છે તે છે. તેમજ બાળકોને ઉછેરવાના કાર્ય તરફ લક્ષ આપવું એ માતાની પોતાની પવિત્ર ફરજ છે એમ પણ સર્વત્ર સમજાયું છે.

૨ સારી રીતે ખાવું. આ પણ તેટલુંજ અગત્યનું છે.

શરીરને ખાનપાનથી સર્વોત્તમ પોષણ આપવું, ભુખ કરતાં ઓછું ખાવાથી શરીર દુર્બળ પડે છે; દિવસનાં જે કામ કરવાનાં હોય તે માટે જોઇતી ગરમી તથા ઉત્સાહ આપણે ભોજનમાંથી મેળવીએ છીએ. કામકાજ કીધા પછી પણ નવું બહારનું કોઇ કામ આવી પડે છે. આવા વિશેષ કામ માટે પ્રસંગે વિશેષ પણ ખાવું જોઇએ તે કરતાં ઓછું ખાઇએ તો વ્યાધિ સામે ટકવાનું સામર્થ્ય રહેતું નથી. શરીરને સારી કસરત મળી હોય, ભૂખ બહુજ લાગી હોય તો ઓછો આહાર જરૂરનો નથીજ, એવા મનુષ્યે તો કંઇ વધારે ખાવું પણ ઓછું તો નહીંજ. ભૂખના પ્રમાણમાં મનુષ્યે ખાવુંજ.

માણસના ખોરાકમાં ચાર તત્વો છે, પ્રોટીન, કાર્બો-હાઇડ્રેટ, ચરબી, તેલ તેમજ ખનિજ પદાર્થો. મનુષ્યે પોતાના ખોરાકમાં કુદરતી રીતે ફેરફાર થાય તો થવા દેવો પણ જાણી જોઇને ફેરફાર કરવા નહીં. સાધારણ ખોરાકમાં જોઇશું તો મનુષ્ય રોજ ૧૦૦ ગ્રામ નાઇ-

ટ્રોજનવાળો ખોરાક ખાય છે, સ્ટાર્ચ (કાંજી) ખાંડ અને તેલનું પ્રમાણ બધું મળીને ત્રણ ચારગણું થાય છે અને કદાચ ચાર પાંચ ગ્રામ સુધી ખનિજ તત્ત્વ હોય છે.

આ પ્રમાણમાં ફેરફાર કરવો એ ઘણું ખોટું છે, દાખલા તરીકે નાઇટ્રોજન તત્ત્વનું પ્રમાણ ઘટાડી નાંખીએ અને બીજાં કોઇ તત્ત્વને બહુ વધારીએ તો પરિણામ સારું ન આવે.

માંસને બદલે કઠોળનો ઉપયોગ વધારે હિતકર છે, કેવળ ફળાહારપર રહેવું એ ઠીક નથી. રાંધ્યા વગરના કાચા અનાજપર રહેવું એતો તેથી ખરાબ છે, આવા લોક શરીરે બહુજ દુર્બળ પડે છે.

શાક તેમજ ફળો રંધાયલા કે તળાયલા વાપરવા. બહુ પીવાના પદાર્થો સારા નથી. ૬૦ ડીગ્રીથી ઓછી ડીગ્રીના પદાર્થો નજ વાપરવા. આઇસ નાંખીને પીવાના પદાર્થો નુકસાન જ કરે છે. ખાતી વખતે તેમજ કંઈ પીતી વખતે ધાડાધાડ ન કરવી. ઉનાળામાં સોડાવોટર તેમજ આઇસક્રીમ નુકસાનજ કરે છે; આ પદાર્થોનો ઉપયોગ પ્રકૃતિને લાભજનક નથીજ.

રોટલી કે ભાખરી અને બટાકા એ ખોરાક ગરીબ તેમજ શ્રીમંત સર્વ માટે એક સરખો હિતાવહ છે, કોઇ પણ મનુષ્યની પ્રકૃતિને આ ખોરાક અનુકૂળજ પડવાનો. એ સસ્તો છે તેમજ જીવનને પોષણ આપનાર સઘળાં તત્ત્વો એમાં રહ્યાં છે. જે મનુષ્યોનાં શરીર ખાનપાનની બાબતે લોલુપતાથી અર્થાત્ ફરતાં ફરતી જાતજાતના આહાર તેમજ જુદા જુદા પીવાના પદાર્થો સ્વીકારવાથી દુર્બળ પડ્યાં હોય તેમણે તો ખાસ કરીને આ સાદો ખોરાકજ લેવો. રોટલી અને માખણ એ પણ આવોજ સારો ખોરાક છે. પ્રત્યેક ભોજન સમયે સારી શેકાયલી રોટલી કે ભાખરી તો રાખવીજ.

જે લોકો ઘઉં, ચોખા, દાળ વગેરે અનાજ ખાય છે તેઓ સ્થૂળ કામ માટે બહુજ ઉપયોગી નીવડે છે. સ્કોટ લોકો શરીરે ઘણા જબરા હોય છે તેનું કારણ તેઓ (Oat meal) ઓટનામના અનાજનો લોટ વાપરે છે તે છે. તેમજ ઇટાલિયન લોક ઘઉંની પૂરી વાપરે છે. એ લોક પણ શરીરે જબરા હોય છે અને બહુ કામ કરી શકે છે.

૩ ખરેખરી શાંત નિદ્રા એક મોટું સુખ છે, ચોખ્ખી તાજી હવામાં ગાઢપણે નિદ્રા લેવી, સુવાના ઓરડામાં ઉકળાટ લાગે એમ થવું ન જોઇએ. બારીબારણાં ઉઘાડાં રાખી ચોખ્ખી હવાને આવવા દેવી, ઠંડી ઋતુમાં પણ બારીઓ બંધ રાખીને સુવું નહીં.

બાળકોની ખાસ કરીને સંભાળ રાખવી. બનતાં સુધી તેમને બધો વખત ચોખ્ખી ખુલ્લી હવામાં રાખવા. એથી તેમની પ્રકૃતિ સારી રહે છે એટલુંજ નહીં પણ તેમને નાનપણમાં જણાતા ઘણા રોગો દૂર થાય છે, બહુ આકળા ન પડવું ઘડી ઘડીએ ચીડાવું નહીં. આનંદી મિત્રોની સંગતિમાં વિશેષ રહેવું. અંતઃકરણમાં ક્ષોભ ન પ્રકટે એવી રીતે રહેનાર મનુષ્યો શાંતિથી આઠ કલાક નિદ્રા લઈ શકે છે. તેમને નિદ્રામાં ખરાબ સ્વપ્ન આવતાં નથી. જે મનુષ્યો અંતરાત્માનો ઠપકો મળે એવું વર્તન સેવે છે તેમની નિદ્રામાંજ વિક્ષેપ પ્રકટે છે અથવા તેમને ખરાબ સ્વપ્ન આવે છે, રાત્રિએ નિદ્રામાં પ્રવેશતાં પૂર્વે થોડો સમય વૃત્તિને વ્યવહારના વિચારમાંથી ખાંચી તત્ત્વાકાર કરવી. ક્ષોભ કે અસ્વસ્થતાના વિચારને શમાવી શાંત થવું, વ્યાપક પરમતત્ત્વપ્રતિ મનને વાળવું, ઇશ્વરની સ્તુતિ કરવી. અને પછી નિદ્રા લેવી.

૪ સદ્વિચારને સેવો. આખી પ્રજાને વિચારબળ કેળવવાની જરૂર પડે એવી વ્યવસ્થા રાજ્યસત્તા તરફથી થવી જોઇએ. પુસ્તકાલયમાં જઇ વાંચવાની ટેવ પ્રજામાં સ્થપાવી જોઇએ.

ન્યૂસપેપરો, માસિકો વગેરે પ્રજામાં વધવા જોઇએ. જે પ્રજાજનોને યોગ્ય દિશામાં વિચાર કરવાની ટેવ બંધાય છે તે પ્રજાજનોનું વર્તન પણ ઉચ્ચ પ્રકારનું બને છે. નાનપણથી બાળકોને સમગ્ર સમુદાયનું હિત કેમ થાય તે દિશાના વિચારો કરવાની ટેવ બંધાવી જોઇએ. સ્વાર્થબુદ્ધિના સાંકડા વિચારો બાળકોમાં ન પોષાય પણ સમગ્ર જગત્ આપણું કુટુંબ છે એ દિશાના વિચારો પ્રકટે તે રીતે તેમના અભ્યાસને વાળવો. સદ્વિચારની પદ્ધતિ જેમ પ્રકટે તેમ સજ્જનતા જગત્માં વિશેષ પ્રકટવાની. પ્રજાના મનુષ્યોને લોકોપયોગી કાર્ય કરવાની ફરજ પણ પાડવી.

૫ જેમ કામ કરવાની જરૂર છે તેમ રમત ગમત વગેરેની પણ તેટલી જ જરૂર છે. અર્થાત્ પરિશ્રમની જેટલી મહત્તા છે તેટલી જ વિશ્રાંતિ, ક્રીડા, આનંદની મહત્તા છે. પ્રવૃત્તિના શિખરપર ચઢવાની જેટલી જરૂર છે તેટલી નિવૃત્તિના શિખરે પહોંચવાની પણ જરૂર છે. દિવસમાં પાંચ સાત કલાક કામ કરવું અને પછી શરીર મન તેમજ અંતઃકરણને પૂર્ણ વિશ્રાંતિ આપનાર સત્ક્રિયાની અત્યંત જરૂર છે. બળ તથા આયુષ્યની વૃદ્ધિ માટે નિવૃત્તિ વગર ચાલે એમ નથી. ખૂબ ચાલો, ખુબ દોડો, ચોખ્ખી હવામાં ફરો. ઘોડે બેસી પાંચ સાત માઇલ ફરી આવો, ગમે તે કસરત કરો. ઘરમાં ભરાઇ ન રહો. કુસ્તી કરો અને તમને કકડીને ભૂખ લાગશે. તેમજ આનંદનું પણ ભાન થશે.

રમત રમવી તે આનંદ સાથે. બાગમાં ખોદો, ઝાડોને ઉછેરો, બાગની સુવ્યવસ્થા કરો. તેમાં સાફસુફ કરવાથી, ખોદવાથી, વગેરે શારીરિક શ્રમથી સારી વિશ્રાંતિ મળશે. તેમજ મગજને પણ ઠીક લાગશે. તંબાકુ, દારુ વગેરે કેફી ચીજનું સેવન ન કરશો.

હાથે રસોઇ કરવાની હોય તો તે પણ એક પ્રકારની ગમત માનશો. હાથે ચાહ કરો. દૂધ ઉકાળો કે ભાખરી કે રોટલી બનાવો તો તેથી પણ સારી નિવૃત્તિનું સુખ મળે છે. કવિતા બનાવવી. સંગીત ગાવું કે ચિત્ર ચીતરવું એ જેમ વૃત્તિને પ્રસન્ન કરનાર છે તેમ રસોઇ કરવાની પણ એક કળા છે તે આનંદપ્રદ છે. વહાણુ ચલાવવામાં જે વિશ્રાંતિનો આનંદ રહેલો છે તેટલો જ આનંદ પુડિંગ ( દૂધપાક ) બનાવવામાં રહેલો છે.

રસોડામાં ધુમાડો લાગે તો તેને તબીયત સુધારનાર માનજો. ધુટથી પ્રસ્વેદ થાય તો તેને પ્રકૃતિ સુધારનાર માનજો. એથી ચામડીનાં છિદ્રો ચોખ્ખાં થાય છે તેમજ ચામડી નરમ થાય છે.

જો ટેનીસ કે ગોલ્ફની રમત રમો તો એકજ પ્રકારના સ્નાયુને કસરત મળે છે પણ રસોડામાં તો બધાજ અવયવોને કસરત મળે છે. ઘડીમાં તમે શાક મોળો છો, ઘડીમાં તમે કણક મસળો છો, ઘડીમાં તમે કંઇ ખાંડો છો, ઘડીમાં કંઇ ઉંચકો છો એમ જાત જાતની કસરત જુદા જુદા અવયવને થાય છે.

આપણે બધા આ પ્રકારે સુધરવાના ક્રમમાં રચપાયા છીએ. એંશી વર્ષની વય સુધી કામ કરવાનું સામર્થ્ય માણસમાં રહેવું જોઇએ.

આના વિચારો ડોકટર હાર્વી વીલીના છે. તે સર્વ દિશામાં સ્વાભાવિક વર્તનને સૂચવે છે. કામ કરવું તે સર્વોત્તમ. સર્વાંશે નિર્દોષ તેમજ સર્વ પક્ષથી ઉત્તમ કાર્ય કરવા તે જણાવે છે. ખાવું તે પણ શાંતિથી શાંત નિર્વિક્ષેપ નિદ્રા લેવી. સર્વોત્તમ વિચારબલને કેળવવું. સ્નાન, કસરત, ક્રીડા વગેરેથી શરીર યંત્રને ઉત્તમ બનાવવું.

# साहित्यचर्चा

(શ્રીગોવર્ધન, એલ્ફિન્સ્ટન કોલેજ, મુંબઇ.)

## પ્રથમ વ્યાખ્યાન.

**સાહિત્યનું સ્વરૂપ.** હજારો વર્ષ પૂર્વે આ પૃથ્વીઉપર સાહિત્યના સૂર્યનો ઉદય થયો હતો અને હાલના સમય સુધીમાં તે સૂર્યના અનેક જાતનાં કિરણો જ્યાં ત્યાં પ્રકાશિત થયેલાં દૃષ્ટિએ પડે છે. ચારહજાર વર્ષ પૂર્વે વેદનાં રહસ્યોનો પ્રકાશ આપણી ભરતભૂમિ ઉપર દૈવી સત્તાઓએ કર્યો હતો. જેમ જેમ વર્ષો વીતવા લાગ્યાં તેમ તેમ ક્રમે ક્રમે એક મહાન વટવૃક્ષની પેઠે સાહિત્યની વૃદ્ધિ થવા લાગી. આધુનિક સમયસુધીમાં આખી દુનીયામાં સાહિત્યનો કેટલો મોટો વિચાર થયેલો જોવામાં આવે છે। પ્રત્યેક દેશમાં, પ્રત્યેક ભાષામાં, પ્રત્યેક સામાન્ય મતિના મનુષ્યમાં સાહિત્યની અસર જોવામાં આવે છે। જંગલી લોકોમાં તથા ભરવાડોમાં રાસડા ગાવાનો તથા વાર્તાઓ સંભળાવવાનો રીવાજ અનેક સૈકાઓથી જોવામાં આવે છે. કવિઓ, લેખકો, વક્તાઓ, નવલકથાકારો, વિવેચકો, નાટ્યકારો તથા વર્તમાનપત્રકારો વગેરેએ સાહિત્યના વૃક્ષને પોષી તેને ઉત્તમ ફળ આપનાર બનાવવાના અથાગ પ્રયત્નો સેવ્યા છે, એ વાર્તા સંસ્કૃત, ગુજરાતી, અંગ્રેજી, ફારસી વગેરે પુસ્તકોનું અવલોકન કરનારને સહજ સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી.

આધુનિક સમયમાં સાહિત્ય જનસમાજના વ્યવહારો ઉપર અસાધારણ અસર કરે છે. આપણે થોડી ક્ષણ મગજમાંથી સાહિત્યના જ્ઞાનને દૂર મૂકી વિચારી જોઇશું તો સમજાશે કે આપણું મગજ હાલના સમય માટે કેવળ અજ્ઞાન થઇ જાય છે.

વીસમા સૈકામાં સાહિત્યથી જ આપણું તથા ભવિષ્યની પ્રજાનું જીવન બંધાય છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. આપણા જીવનનાં ૨૫ થી ૩૦ વર્ષ માત્ર કેળવણી લેવામાં જાય છે. એજ બતાવે છે કે વિદ્યાભ્યાસના સમયમાં પડેલા સંસ્કારોની અસર ભવિષ્યના જીવન ઉપર રહ્યા કરે છે. વિદ્યાભ્યાસ પછીની અવસ્થામાં પણ ઘણાં માણસોનો સમય સાહિત્યના અભ્યાસમાં નિયમિત રીતે જાય છે.

સાહિત્યની ચર્ચા જનસમાજને હાલના સમયમાં ઘણી લાભકારક નિવડે તેમ હોવાથી આ લેખનો ઉપક્રમ કરવામાં આવ્યો છે. અનેક પ્રકારની સરળ યુક્તિઓથી આ લેખમાં સાહિત્યસંબંધી વિચારો પ્રતિપાદન કરવાનું યોગ્ય ગણ્યું છે.

**ઉદ્દેશ.** સાહિત્યના અભ્યાસનો ઉદ્દેશ શું છે એ વિચાર પ્રથમજ કરવાની જરૂર રહે છે. સાહિત્ય જેને અંગ્રેજીમાં "Literature" કહે છે તેના અભ્યાસના મુખ્ય ત્રણ ઉદ્દેશ છે; જ્ઞાન, આનંદ તથા ઉન્નતિ. આ ઉદ્દેશો આપણે કેવી જાતનું સાહિત્ય વાંચવું તથા કેવી રીતે વાંચવું એની દિશા દર્શાવે છે. આ ત્રણે ઉદ્દેશો યથાર્થ રીતે સિદ્ધ થાય તે માટે આપણે જનસમાજ વડે જે ઉત્તમ પંક્તિનાં પુસ્તકો ગણાતાં હોય તેનો જ વિશેષ ઉપયોગ કરવો. ઘણાં માણસો નવલકથાની પેઠે પુસ્તકોનું અવલોકન કરે છે તેમ ન કરતાં તીવ્રબુદ્ધિપૂર્વક જ્ઞાનસંશોધક વૃત્તિથી જ

પ્રત્યેક પુસ્તક વાંચવાનો અભ્યાસ રાખવાથી પુસ્તકનું પુસ્તકત્વ તથા અભ્યાસકનું મનુષ્યત્વ સફળ થયેલું ગણાય છે. પુસ્તક વાંચવાની ઉત્તમ રીત એવી છે કે જેમ જેમ પાનાં વાંચતા જઈએ તેમ તેમ પ્રત્યેક પાનામાંથી વિચારોના છુટા છુટા આંકડા ભેગા કરી એક બીજાસાથે પરસ્પર યોગ્ય સંબંધ સાચવી જોડતા જવું. આમ કરવાથી જ્યારે પુસ્તક પુરું વંચાઈ રહે છે ત્યારે આપણા મગજમાં લેખકના મુખ્ય વિચારોની એક તર્કશ્રેણી રચાઈ રહેલી આપણને સમજાય છે. આ શ્રેણીને પુનઃ એક બે વખત બારીકીથી વિચારી જોઈ તેને મગજમાં દૃઢ કરી દેવાથી જ્યારે જ્યારે તે તે વિચારોની આપણને લેખ લખવામાં, ભાષણ આપવામાં, વાર્તાલાપ કરવામાં અથવા ચર્ચા કરવામાં જરૂર પડે છે ત્યારે ત્યારે વ્યવસ્થાપૂર્વક આપણાં તે તે કાર્યોમાં તેઓ ઉત્તમ સહાયક થાય છે.

આટલું જ નહિ પરંતુ મગજમાં રહેલી આવી વિચારશ્રેણીઓ બીજકોની પેઠે યોગ્ય પ્રસંગો પ્રાપ્ત થતાં જ્યાં ત્યાંથી સજાયતીય વિચારોને ગ્રહણ કરી વૃદ્ધિને પામે છે.

**ચેતવણી.** ગમે તેવો આનંદ હલકા પ્રકારનાં પુસ્તકો આપતાં હોય છતાં તે કદી પણ અવલોકવાનો અભ્યાસ પાડવો નહિ; કેમકે આવાં પુસ્તકના વિચારો મગજમાં રહેલા અન્ય ઉત્તમ વિચારોની પંક્તિઓમાં અવ્યવસ્થા પ્રકટાવી તેમની આગળ થતી વૃદ્ધિને અટકાવી દે છે. કેટલીક ભયંકર ગુન્હાનાં ચિત્રોને વર્ણવનાર નવલકથાઓ, કવિતાઓ તથા ગાયનો મનઉપર ખરાબ અસર પ્રકટાવી વાચક વર્ગના વર્તનને દોષવાળાં બનાવે છે તેથી સર્વદા સુશીલ મનુષ્યોએ તેનો ત્યાગ કરવો આવશ્યક છે. હાલનું સાહિત્યક્ષેત્ર એટલું તો વિસ્તારવાળું અને ફળદ્રુપ થયેલું છે કે તેમાંથી જે જે જાતના રસ અથવા અનુભવો જોઈએ તે તે સર્વ ઉત્તમ રીતિથી લખાયેલી પદ્ધતિમાં મળી આવે છે.

**વાંચવાની રીત.** **કેવી રીતે પુસ્તકો વાંચવાં** એ પ્રશ્નના ઉત્તરમાં એટલુંજ જણાવવું જરૂરનું છે કે આપણું મગજ જે જાતના વિચારો સહેલાઈથી સમજી શકતું હોય તેવાજ વિચારોનો ખોરાક તેને આપવો જોઈએ; જેમ દુર્જર ખોરાક ખાવાથી જઠર અવ્યવસ્થ તથા અનિયમિત થઈ વિવિધ રોગોને ઉપજાવનાર કારણ થાય છે તેમ ઘણા કઠણ વિચારોને એકાએક મગજમાં ઠસાવવાનો પ્રયત્ન કરવાથી મસ્તિષ્કનાં વિચારવાહકપુટ, વધારે ક્ષોભ પામી જડવત થઈ જાય છે. જેમ ધીમે ધીમે, સતત, સ્વલ્પનો અભ્યાસ પાડવાથી, પાંચ, સાત હજાર દંડ અથવા બે હજાર બેઠક કરવા જેટલું બળ શરીરમાં આવી શકે છે તેમ ક્રમે ક્રમે ચઢતી જાતનાં પુસ્તકો વાંચવાનો અભ્યાસ પાડવાથી છેવટે ઘણા અટપટા તથા ક્લિષ્ટ વિચારોના ઉપર સ્વતંત્ર તર્કો કરી તેમને મગજમાં ધારણ કરી રાખવાનું બળ અભ્યાસકમાં આવે છે. લેખકના વિચારો તથા લાગણીઓ સાથે મનને તલ્લીન કરીને વાંચવાનો અભ્યાસ પાડવો એ સાહિત્યના ધનનો ઉપભોગ કરાવનાર મોટામાં મોટો માર્ગ છે.

શરૂઆતમાં લેખકના વિચારો ઉપર તર્ક કરી ટીકા કરવાનો લેશ પણ પ્રયત્ન કરવો નહિ કેમકે તેવી દૃષ્ટિથી જે અવલોકન કરવામાં આવે છે તેમાં વાચક લેખકના વિચારોનાં રહસ્યો સુધી પોતાની દૃષ્ટિ દોડાવી શકતો નથી.

ધૈર્ય, શાંતિ અને સ્થિરતા એ ત્રણ ગુણને પ્રત્યેક વાચકે ગમે તેવું પુસ્તક અવલોકતાં પણ મનમાં દઢપણે સ્થાપી રાખવાની જરૂર રહે છે, કેમકે સહજ ઉતાવળથી વાચકની મતિ ઉંધા તર્કો તરફ દોડી જાય છે અને અમૃતમાંથી વિષને ખેંચવા જેવો પ્રયત્ન કરી મૂકે છે.

તત્વવિદ્યા, રસમય ઐતિહાસિક કાવ્યો તથા પૌરાણિક શાસ્ત્રોનો અભ્યાસ કરતી વખતે અભ્યાસકે પોતાના આત્માને દર્પણની પેઠે સ્વચ્છ રાખી તેમાં અસાધારણ બુદ્ધિસંપન્ન લેખકોના વિચારોનાં તથા તેનાં રહસ્યોનાં પ્રતિબિંબો પડવાં દેવાં. લેખકની હજારો અથવા સેંકડો વર્ષ પૂર્વની લખતી વખતની માનસિક સ્થિતિનું પ્રતિબિંબ વાંચન સમયે વાચકના આત્મામાં સંપૂર્ણ રીતે પડે છે તોજ તેનામાં દૈવી સ્ફુરણો જેને પાશ્ચિમાત્ય વિદ્વાનો Inspiration કહે છે તેનો આવિર્ભાવ થવા પામે છે. જે સાહિત્યનાં પુસ્તકોના ઉદ્દેશો આ પ્રકારનો અનુભવ વાચકવર્ગમાં પ્રકટાવતા નથી તે સર્વે મૃત પુસ્તકો છે એમ કહેવું જરા પણ અયોગ્ય નથી.

જ્યારે ઘણાં પુસ્તકો પૂર્વોક્ત રીતિઓથી ક્રમે ક્રમે વાંચવામાં આવે છે ત્યારે વાચકમાં સાદૃશ્ય તથા વિરોધ નામની શક્તિઓ ખીલવા માંડે છે. એક વિચારને બીજા વિચાર સાથે સરખાવી તેની તુલના કરી તે ઉપર અભિપ્રાય આપવાની શક્તિ વાચકમાં તીવ્ર દૃષ્ટિથી લાંબા સમય સુધી સાહિત્યનો અભ્યાસ કર્યા પછી આવે છે. આ શક્તિને કેવી રીતે વાપરવી એ જાણવાની પછી વાચકને જરૂર રહે છે. કેમકે જો તે તેના નિયમો નથી જાણતો તો તેનો અયોગ્ય માર્ગે ઉપયોગ કરી: લાભને બદલે ભયંકર હાનિઓનો ભોગ તે થઈ પડે છે. આ શક્તિનું નામ આપણે 'વિવેચક શક્તિ' આપીશું તથા તેના નિયમોનું કેટલેક અંશે નિરીક્ષણ પણ આ લેખમાં જ કરવાનો પ્રયત્ન કરીશું.

**સાહિત્યની તુલના**

'વિવેચક શક્તિ' અથવા પરીક્ષકબુદ્ધિ મસ્તિષ્કમાં રહેલી એક ન્યાયની તુલા છે કેમકે ઉત્તમ, મધ્યમ, સામાન્ય, કનિષ્ઠ વગેરે જાતના વિચારોની તુલના કરે છે. સાહિત્યનું વિવેચન, ચર્ચા તુલના, અર્થાત્ ટીકા કરવામાં નિષ્પક્ષપાતપણું એ પ્રથમ આવશ્યક ગુણ છે; કેમકે પોતાનો અભિપ્રાય બાંધતી વખતે તથા પ્રકટ કરતી વખતે તુલના કરનાર વ્યક્તિએ લેખકની અવસ્થા તથા તેના વિચારો તરફ જ સંપૂર્ણ લક્ષ આપવાનું હોય છે. અમુક માણસ ધનવાન્ છે, અમુક સંબંધી છે, અમુક મિત્ર છે, અમુક વડિલ છે વગેરે બાબતોને થોડા સમય માટે બાજુએ મૂકી કોર્ટમાં જેમ ન્યાયાધીશ યોગ્ય નિયમો પ્રમાણે ન્યાય આપે છે તેમ વિવેચકે સ્વતંત્ર બુદ્ધિથી લેખકના વિચારોને યોગ્ય ન્યાય આપવો. વિવેચકે માત્ર લેખકના વિચારોને વિવેચન કરવાના જે સાહિત્યવાદીઓના સિદ્ધાંતો તથા નિયમો ( કાયદાઓ ) કહેવાય છે તેના આધાર વડે તેમાં રહેલા ગુણ દોષો અને સાધારણ ખુબીઓનું વિવેચન કરવામાં જ પોતાનો ખરો ધર્મ સમાયેલો છે એમ સમજવું જોઇએ.

પ્રતિપાદ્ય વિષય, પ્રતિપાદનની રીતિ તથા પ્રતિપાદનનો ઉદ્દેશ એ ત્રણ વર્ગ લક્ષમાં રાખી, લેખકના લખાણમાંથી માત્ર દોષદૃષ્ટિથી દોષજ કાઢવા અથવા ખુશામતથી ગુણ જ બતાવી આપવાનો પ્રયત્ન વિવેચકે કરવાનો નથી. પરંતુ જ્યાં જ્યાં સત્ય અથવા શુદ્ધ વિચારોની ખુબીઓ રહેલી હોય ત્યાં ત્યાંથી છાશમાંથી માખણની પેઠે તેમને ખેંચી કાઢી જનસમાજના આસ્વાદમાટે બહાર મૂકવાનો ધર્મ બજાવવાનો હોય છે.

કેટલાક વિવેચકો લેખકના વિચારોની નોંધ લઇ તેમને क, ख, ग આદિ વર્ગમાં ટપાલના કાગળોની પેઠે જુદા પાડવામાં જ વિવેચકનું કર્તવ્ય પૂર્ણ થયું હોય એમ સમજે છે. આવા મનુષ્યોએ સમજવું જોઇએ કે જનસમાજપ્રતિ સાહિત્યના વિષયની સેવા બજાવવામાટે તેમણે તેમના પોતાના તર્કો, અનુમાનો, કલ્પનાશક્તિનાં રહસ્યો તથા સજાતીય વિજાતીય પૂર્વાપર સંબંધ યુક્ત અભિપ્રાયો જગતને જણાવવા જોઇએ.

**વિવેચક શક્તિના લાભ**

વિવેચકશક્તિ જન્મથીજ મનુષ્યને પ્રાપ્ત હોય છે; કેમકે તે અમુક સારૂં, અમુક ખોટું, અમુક ઉપયોગી, અમુક નિરૂપયોગી, અમુક ગ્રાહ્ય, અમુક ત્યાજ્ય વગેરે તુલનાઓ બાળપણથીજ કરવાના સ્વભાવવાળો હોય છે આ શક્તિને તેના યોગ્ય નિયમોનું જ્ઞાન મેળવી યથાર્થ રીતે કેમ કેળવવી એનું અજ્ઞાન હોવાથી તે જીવનમાં અનેક દુઃખદ પ્રસંગોનો ભોક્તા થાય છે. સાહિત્યક્ષેત્રના નિયમોથી મનુષ્ય જો આ શક્તિને કેળવે છે તો તેવાજ બીજા કેટલાક નિયમોના જ્ઞાનથી તે મનુષ્યસ્વભાવની પરીક્ષા કરી શકે છે તથા ભવિષ્યના પ્રસંગોનું વર્તમાનના સંજોગોઉપરથી ચોકસ અનુમાન બાંધી શકે છે.

**વિવિધ ભાષોના મુખ્ય ચર્ચાકારો**

દરેક ઉત્તમ સાહિત્યસંપન્ન દેશમાં ઉત્તમ પ્રકારના વિવેચકો થઇ ગયા છે અને થાય છે. પૂર્વકાળના ગ્રીક લોકોમાં પ્લેટો તથા એરીસ્ટોટલ મોટામાં મોટા વિવેચકો ગણાયા છે; એરીસ્ટોટલના 'પોયેટીક્સ' (Poetics) એ નામના ગ્રંથનું અદ્યાપિપર્યંત પણ વિવેચકો દીર્ઘ દૃષ્ટિથી અવલોકન કરે છે અને તેનો આધાર લઇ નવા સ્વતંત્ર તર્કોબાંધી સાહિત્યચર્ચાના સિદ્ધાંતો ઉપર અસાધારણ પ્રકાશ પાડે છે. ક્વીન્ટીલીયન, સીસેરો અને હોરેસ એ ત્રણ પ્રખ્યાત રોમનવિવેચકો કહેવાય છે.

"આર્સપોયેટીકા" (Ars Poetica) નામનો ગ્રંથ હજી સુધી પણ વિવિધ દેશની કોલેજોમાં તેના સિદ્ધાંતો માટે વખણાય છે. ઓગણીસમા સૈકામાં અંગ્રેજી ભાષાના અનેક ઉત્તમ સાહિત્ય ચર્ચાકારો થયા છે અને હાલની પ્રજા પણ તેમના તીવ્ર બુદ્ધિમય લેખોની અત્યંત પ્રશંસા કરે છે. ઇંગ્લંડના ડ્રાયડન, પોપ, એડીસન, જોન્સન, કોલરીજ, જેફ્રે, મેકોલે, કાર્લાઇલ, મેથ્યુ આરનોલ્ડ હેઝ્લીટ વગેરે ઉત્તમ પંક્તિના સાહિત્ય ચર્ચાકારોએ અંગ્રેજી ભાષાને અસાધારણ ઉંચી ભૂમિકા ઉપર મુકી દીધી છે એટલુંજ નહિ પણ તેને વિચારોને સંપૂર્ણ સરળતાથી જણાવવાના સાધનરૂપે સ્થાપી દીધી છે. દુનીયામાં અંગ્રેજી ભાષાનો પ્રસાર થવામાં અને તેની ખીલવણી થવામાં આ ભાષાના શેક્સપીયર, મીલ્ટન, શેલી, બાયરન, વર્ડઝવર્થ, ટેનીસન વગેરે કવિઓ તથા પૂર્વે જણાવેલા સાહિત્યચર્ચાકારોજ મુખ્ય કારણ છે.

અમેરિકામાં પણ પો, ઇમરસન, વ્હીપલ, લોવેલ તથા સ્ટેડમેન જેવા વિવેચકોએ અંગ્રેજી ભાષાના સમુદ્રમાંથી અનેક પ્રકારનાં રત્નો ખેંચી કાઢી જનસમાજના સાહિત્યપોષણમાં વૃદ્ધિ કરી છે.

સંસ્કૃત ભાષા તરફ દૃષ્ટિ નાખીશું તો જણાશે કે આ ભાષામાં જે ખુબીઓ રહી છે તેવી ખુબીઓ અન્ય ભાષામાં ભાગ્યેજ આવી શકે છે. એક ટુંકા વાક્યમાં, શબ્દમાં એક

એક અક્ષરમાં જે જે ચમત્કૃતિઓ દર્શાવી શકાય છે તેવી કાવ્યચમત્કૃતિઓ અન્ય ભાષામાં દર્શાવી શકાતીજ નથી. આ ભાષામાં પણ અનેક વિવેચકો થયા છે. અનેક મતનું પ્રતિપાદન કરનાર આચાર્યો તથા તે તે મતથી અન્ય મતવાળાઓનાં કે તેનાં ખંડનો અને સ્વમતનાં મંડનો ઘણા પ્રમાણમાં આ ભાષામાં જોવામાં આવે છે. આ ભાષા જે સમયે ઉત્તમ પ્રકારે ભારત ભૂમિમાં ખેડાતી હતી તે સમયે ગુરુ શિષ્યની શાસ્ત્રીય પદ્ધતિથી વિદ્યાભ્યાસ કરવામાં આવતો હતો. આ પદ્ધતિથી વિવેચક શક્તિનું બાળવયથીજ શિક્ષણ વિદ્યાભ્યાસકોને મળતું હતું. ગુરુ પાસેથી અનેક ભિન્ન ભિન્ન મતવાળાઓના સિદ્ધાંતના ગ્રંથોનું અધ્યયન કરી સાદૃશ્ય તથા વિરોધના નિયમોથી તેમની તુલના કરી, સ્વમતની સ્થાપના કરવી એ પ્રત્યેક મતવાદીનું કર્તવ્ય જણાતું હતું. અમુક સૂત્ર ઉપર હડતાલ મારવી, અમુક વાક્યને ગેરથી અંકિત કરવું, અમુક સિદ્ધાન્તને અમુક પ્રક્રિયામાં, ઘટાવવો વગેરે રીતિઓ વિવેચકશક્તિના અપૂર્વ-સામર્થ્યનું સૂચન કરે છે. એક વિદ્વાન્ વિદ્યાભિજ્ઞ પોતાનો મત જણાવે છે કે સંસ્કૃત ભાષામાં વિવિધ મતભેદવાળા અનેક વિવેચકો થવાથીજ આટલું ઉત્તમ સાહિત્ય પ્રકટી શક્યું છે. કાલીદાસ, ભવભૂતિ, બાણ વગેરે પ્રખર સાહિત્યકારો કેવા નિયમોથી સાહિત્યની વૃદ્ધિ કરતા હતા એ વાર્તા તે કાળના સાહિત્યનો ઇતિહાસ વાંચવાથી સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી.

ગુજરાતી ભાષામાં પણ જ્યારથી સાહિત્યના ગ્રંથોની યોગ્ય રીતે તુલના કરવાની પદ્ધતિનો પ્રચાર થવા માંડ્યો ત્યારથી ઉત્તમ પ્રકારનાં કાવ્યો, લેખો, નવલકથાઓ વગેરે પ્રકટવા માંડ્યા છે. નવલરામજેવા વિવેચકોએ ગુજરાતી ભાષાનો ઉદ્ધાર કરવામાં જે સાહાય્ય અર્પી છે તે સર્વને વિદિતજ છે. હાલના સમયમાં આપણી આ ભાષામાં વિવેચનનો જુસ્સો ક્રમે ક્રમે વિશેષ વધતો જાય છે. સાહિત્યપરિષદ્ જેવી ભાષાવિદોને ઉપકારક યોજનાઓ દિવસે દિવસે ગુજરાતી ભાષાનું નવીકરણ કરતી દૃષ્ટિગોચર થાય છે. પાશ્ચિમાત્ય સાહિત્યના અભ્યાસથી જે નવીન લેખકો આ ભાષાની વૃદ્ધિ કરવામાં સાધનભૂત થયા છે તેમનો પ્રયત્ન સફળ થશે એ નિર્વિવાદ છે.

ઉપર દર્શાવેલા વિવિધ ભાષાની ઉત્પત્તિ સંબંધના વિચારોથી વાચક વર્ગને સ્પષ્ટ થશે કે આધુનિક સમયમાં સાહિત્યનો અભ્યાસ અને સાહિત્યનું સ્વતંત્ર વિવેચન કરવાની શક્તિની ખીલવણી કરવી અત્યંત ઉપયોગી છે.

**વિવેચનના મુખ્ય નિયમો.**

સઘળાં વિવેચનોમાં વિચારોની સરખામણી કરવી, પરસ્પર ભેદ પાડવા તથા તેમનું વર્ગીકરણ કરવું એ પ્રથમ પગથીયું ગણાય છે. દરેક જાતના લેખનું વિવેચન કરવામાં લખાણની ભાષા, રીતિ, વિચારની સંકલના, ઉદ્દેશ અને અસર એટલી બાબતો લક્ષમાં રાખવાની હોય છે. પ્રત્યેક બુદ્ધિમાન્ મનુષ્ય કબુલ કરશે કે લેખકની લખવાની રીતિથી એકનો એકજ વિચાર વિવિધ રૂપમાં વાચકના મનમાં ઠસી શકે છે; વાક્યોની રચના, ભાષાની સરળતા, શબ્દોની પસંદગી અને પરસ્પરનો અન્વય ( સંબંધ ) એટલી બાબતો ભાષાની પરીક્ષા કરવામાં ઉપયોગમાં આવે છે.

લખાણની રીતિ આવેશાત્મક, બુદ્ધિ ચમત્કૃતિમય, તથા કલ્પનામય એમ વિવિધ પ્રકારની હોય છે. કેટલાક લખાણો એવાં હોય છે કે વાંચતાંજ તેનું વાચકની બુદ્ધિ સરળતાથી

ગ્રહણ કરી શકે છે અને તેના વિચારોનો તત્કાલ સ્વીકાર કરે છે. કેટલાક લખાણોથી માણસ તત્કાલ આવેશમાં આવી જાય છે અને તેને પોતાના વિચારોનું અથવા પ્રસંગોનું વિસ્મરણ થાય છે. વળી અન્ય લખાણોની રીતિ એવી હોય છે કે તત્કાલ તે વાચકના હૃદયમાં ધારેલી ઉંડી છાપ પાડી દઇ તેને કર્તવ્યના માર્ગના નિશ્ચયમાં વેગથી જોડી દે છે.

કાવ્યની ચર્ચા કરવામાં છંદ, રસની પ્રધાનતા તથા માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ નામના ગુણોનો કેવા રૂપમાં તથા કેટલા પ્રમાણમાં આવિષ્કાર કરવામાં આવ્યો છે એ નિર્ણય કરવો એવો સંસ્કૃત કાવ્ય વિવેચકોનો આશય છે.

અંગ્રેજી કાવ્યોનું વિવેચન કરવામાં અવલોકન શક્તિ (observation), કલ્પના શક્તિ (Imagination), તથા દર્શન શક્તિ (Presentation), એ ત્રણ નિયમોનો આધાર લેવામાં આવે છે.

ગદ્ય, પદ્ય, નવલકથા, નિબંધ વગેરે પ્રત્યેક પ્રકારના સાહિત્યની ચર્ચાના જુદા જુદા નિયમો હોય છે, પરંતુ આ સ્થળે માત્ર સામાન્ય કેટલાક સિદ્ધાંતોનું વાચકને નિરીક્ષણ કરાવવું યોગ્ય ગણેલું હોવાથી સ્વલ્પમાંજ માત્ર લક્ષ કરાવ્યું છે. ભવિષ્યમાં સાહિત્યની આ બધી જાતિઓનાં સ્વતંત્ર વિવેચનોમાં તેના વિશેષ નિયમો તથા દ્રષ્ટાંતો જણાવવામાં આવશે.

**વિવેચક શક્તિનાં સાધનો.**

ઉત્તમ વિવેચક થવા માટે કેટલાક સાધનોનો ઉપયોગ કરવાની ખાસ આવશ્યકતા રહે છે.

પ્રથમ પગથીઆતરીકે ઉત્તમ પ્રકારનો યોગ્ય ન્યાય આપવાની હીંમત તથા શક્તિની ખીલવણી વિવેચકે કરવી જોઇએ. આ શક્તિ પ્રાપ્ત કરવા માટે તેણે વિવિધ લેખકોના વિવિધ વિષયો સંબંધના લેખોનું બહુજ બારીકીથી અધ્યયન કરી તેના ઉપર સ્વતંત્ર તર્ક કરતાં શીખવું જોઇએ. તેણે वसुधैव कुटुंबकंम् એ સિદ્ધાંતને વશ વર્તી આખા જન સમાજમાં નિષ્પક્ષપાતપણે પોતાનો અભિપ્રાય દર્શાવવો. દરેક જાતના માણસોના સ્વભાવની લાગણીઓને ઓળખતાં તથા નવીન જાતના જે જે સિદ્ધાંતો પ્રકાશમાં આવતા જાય તેમની તુલના કરવાનો અભ્યાસ પાડવો જોઇએ. પૂર્વાપર સમયને લક્ષમાં રાખી તેણે પોતાની કલ્પનાને જેમ બને તેમ ઉત્તમ પ્રકારની કરવાનો પ્રયત્ન સેવવા માંડવો જોઇએ. સ્વલ્પમાં ઉત્તમ તુલના શક્તિ, તીવ્ર કલ્પના શક્તિ અને વિશાળ દૃષ્ટિ એ ત્રણ સાધનોને ઉત્તમ પ્રકારે સંગ્રહ કરવાં જોઇએ; જો તે આ સાધનમાંથી એકમાં પણ ન્યૂનતાવાળો હોય છે તો તેનામાં સંકોચ, ભય અને અન્યાય પ્રકટવા પામે છે. આ ઉપરાંત તેણે કેટલોક અભ્યાસ કરવાની આવશ્યકતા રહે છે; જે જે સિદ્ધાંતોના આધારથી તેને વિવેચન કરવાનું હોય છે તે તે સિદ્ધાંતોનું જ્ઞાન તેને વ્યાકરણ, અલંકાર શાસ્ત્ર, તર્ક શાસ્ત્ર તથા નીતિ શાસ્ત્રના અધ્યયનથી પ્રાપ્ત થઇ શકે છે.

વિવેચકત્વ એ એક એવી કળા છે કે જેની સિદ્ધિથી અંતઃકરણમાં અદ્ભુત સાહિત્ય-જ્યોતિ પ્રકટ થાય છે; આ જ્યોતિના પ્રકાશથી મનુષ્ય પ્રત્યેક કાર્યમાં સારાસાર વિવેક કરી શકે છે અને જ્યાં જ્યાં તેના માર્ગમાં ઠોકર ખાઇ ભયમાં આવી પડવાના સંભવો હોય છે ત્યાં ત્યાં તે પોતાનું પોતાની જાતેજ રક્ષણ કરી આખા જીવનનું પ્રયાણ સુખપૂર્વક સંપૂર્ણ કરે છે.

# संसारमां सुरतरु.

જ. લ. પંડિત.

## પ્રકરણ ૨.

### अतिथिसत्कार.

**મનોરમા**ની દૃષ્ટિ ભાસ્કરની દૃષ્ટિ સાથે મળતાં તેના અંતઃકરણમાં ઉછળતા પ્રેમરસના જુવાળની છોળો અધિક વેગથી ઉછળવા લાગી. તેની આંખની કીકી ભીની થઇ ગઇ. વિશાળ કપાલપર પ્રસ્વેદનાં ઝીણું ઝીણું મોતીની હારની હારો જણાવા લાગી. તેના રોમે રોમના મૂળમાં પ્રેમરસ પ્રસર્યો અને તે સર્વ નવા અતિથિને આવકાર આપવા ઉભાં થયાં. રક્તાભિસરણમાં અધિક વેગ આવ્યો. હૃદય જોરથી ધડકવા લાગ્યું. શરીરનાં સર્વ અણુઓ નૃત્ય કરવા લાગ્યાં. સંક્ષેપમાં **મનોરમા**ના સર્વાંગમાં અપૂર્વ નૂતનતા પ્રકટી હતી. તે એક મુહૂર્તમાં તો નવીન **મનોરમા** બની ગઇ હતી.

કોઇ દિવસ નહિ ને મારા સરખી શીલવતીને આજે આ પુરુષને જોઇને શું થયું છે? આમ પુરુષ સામે દૃષ્ટિ સ્થાપીને નિહાળવું એ મને કુમારિકાને યોગ્ય છે? આ સ્થિતિમાં કોઇ મને જૂએ તો તે મારે વિષે શું ધારે? આ કે આવા બીજા કોઇજ વિચાર **મનોરમા**ના અંતઃકરણમાં ઉઠ્યા નહિ. એવા વિચારો પ્રકટવાનો આ સમયજ ન હતો. તેના શરીરનું પ્રત્યેક અણું અત્યંત વેગથી ક્રિયા કરતું હતું છતાં હમણાં તે જડવતજ હતી. તેનાં નેત્ર અત્યંત ચપલ હતાં તેમ છતાં હમણાં તે નિમેષરહિત ત્રાટકની સ્થિતિમાં હતી. અંતઃકરણમાં અનેક વેગો પ્રકટ્યા હતા, પણ **મનોરમા**ને તેનું અજ્ઞાનજ હતું. આ બધું શાથી થતું હતું તે બીચારી **મનોરમા** શી રીતે જાણે?

આવી સ્થિતિ વધારે વાર ટકી નહિ. તેના જડ જેવા શરીરમાં નવિન ચેતન પ્રકટ્યું. પ્રયત્નવડે પોતાની દૃષ્ટિને તે પાછી ખેંચી લેવા લાગી. સાંકળથી સંકળાયેલી દૃષ્ટિ જેમ તેમ પાછી ખેંચાઇ પણ પુનઃ હતી તેમને તેમ વળવા લાગી. **મનોરમા** અધિક બળથી દૃષ્ટિને વાળવા લાગી અને પોતાના પગના નખપર સ્થિર કરવા પ્રયત્ન કરવા લાગી. અબળા છતાં સબળ પ્રયત્ન કર્યો અને દૃષ્ટિ સ્વાધિન કરવામાં વિજય પામી છતાં, મન તો ત્યાંનું ત્યાંજ વળ્યું. તેને સ્વાધિન કરવામાં નિષ્ફલતા જણાઇ. નિષ્ફલતા પામવા છતાં નિર્વેદની છાયા સરખી પણ તેના મુખપર જણાઇ નહિ એ કેટલું બધું આશ્ચર્ય! તને ધન્ય છે. તું તો નિષ્ફળતામાં પણ સફળતા જુએ છે. પરાજયમાં પણ **મનોરમા** તું તો વિજયનેજ અનુભવે છે!!!

નીચે પાણીના મોજાથી હોડી હાલતી હતી તેથીજ ભાસ્કરનું શરીર હાલતું જણાતું. તે તો આરસના પૂતળાની પેઠે નિશ્ચેષ્ટ ઉભો દૃષ્ટિ સ્થાપી જેમને તેમ ઉભો હતો. હોડી, જલનાં મોજાં, પૂર્વે અનુભવેલો પરિશ્રમ કે બીજા કોઇ પદાર્થ કે સ્થિતિનું હમણાં તેને ભાન નહતું. માત્ર મોં પર રતાશ ચઢ્યાં જેવી હતી અને નેત્રની કીકીઓ ચમકતી હતી.

ભાબિની **મનોરમા**ને જોઇ શકતી નહતી. તો પણ ભાસ્કરના મુખ પર આવતા મનોભાવો ઉપરથી તે બનેલી સ્થિતિનું અનુમાન કરી શકી. થોડી વાર ભાસ્કર પ્રતિ કુતૂહલની દૃષ્ટિથી જોઇ રહી. પણ છેવટે બોલી, "આવા તોફાની દરિયામાં તે હોડી ઉતારતા ડરતું!"

ભાસ્કર ચમક્યો, પોતાના મન હસ્તીપર અંકુશની અણી દાબી, શુદ્ધિમાં આવ્યો અને અપરિચિત સ્ત્રી સાથે જાણે પરિચિત હોય તેમ હસતે મોઢે બોલ્યો, 'દરિયો તોફાની છે તો હું મારી હોડી અહીં લાંગરૂં છું.'

'સુખેથી લાંગરો. બારીમાંથી અંદર આવો અને અમારા અતિથિ થાઓ! મારાં માતા પિતા તમને જોઇ ઘણાંજ પ્રસન્ન થશે.' માલિનીએ વિનય અને વિવેકથી કહ્યું.

'મારાપર તમારો મોટો ઉપકાર થયો." ભાસ્કરે ઉપકાર માન્યો. હોડીમાંના બાંધુને સુતરની મજબૂત દોરી બાંધેલી હતી તેનો બીજો છેડો લઇ બારીના કઠેરાને બાંધ્યો, અને એક છલંગ મારી તે બારીમાંથી અંદર કુદી પડ્યો.

અગાશીમાંથી મનોરમા સાવધ થઇ નીચે આવી અને તેનાં માતા પિતા પણ ત્યાં દોડી આવ્યાં. ને સર્વે જણ એક સામટાં બોલ્યાં. 'પરમેશ્વરનો મહાન ઉપકાર થયો.' 'આજે તમે નવો જન્મ પામ્યા છો.' પ્રિયવંદા બોલી. મનોરમા પોતાની માતા પ્રિયવંદાના પડખામાં ઉભી રહી અને ધીમેથી બોલી, 'બા, બા, માલિનીએ એમને સાદ પાડી જાગ્રત કર્યા.' માલિની વચ્ચમાં બોલી 'પણ મોટા ભાઈ! મનોરમાના મધુર શબ્દોથી તેઓ શુદ્ધિમાં આવ્યા.'

પ્રિયંવદા અને હર્ષદ આ સાંભળી પરમ પ્રસન્ન થયાં અને અતિથિને નવજીવન અર્પવા માટે પોતાની બંને દીકરીઓને શાબાશી આપી. પછી તેણે ભાસ્કરનો હાથ પકડી શેકહેન્ડ કર્યા અને અત્યંત પ્રેમથી તેને પોતાના ડ્રૉઇંગરૂમમાં તેડી ગયો. માલિની તથા મનોરમા પણ પ્રિયવંદાની સાથે સાથે ડ્રૉઇંગરૂમમાં ગઇ. અને સર્વે જણાં જુદી જુદી ખુરશીઓ પર હોલની મધ્યમાં ગોઠવેલા ગોળ ટેબલની આસપાસ બેઠાં. આજના દિવસને મહાન્ ઉત્સવનો દિવસ ગણીને તે સર્વ પરમ ઉલ્લાસમાં આવ્યાં હતાં.

નવીન કેળવણી પામેલાં કુટુંબોમાં અગ્રણી ગણાવા છતાં હર્ષદનું કુટુંબ ધાર્મિક હતું. ધર્મશાસ્ત્રો અને ધાર્મિક ક્રિયાઓનાં રહસ્યો પ્રતિજ દૃષ્ટિ રાખી તેઓ ધર્માચરણ કરતાં. તેમને માટે જુના વિચારનાં ગણાતાં મનુષ્યો નાના પ્રકારના વિલક્ષણ વિચારો પ્રકટ કરતાં. પરંતુ તેમના બોલવા પ્રતિ બહુધા તેઓ અલક્ષ કરતાં. તેઓ જાણતાં હતાં કે જેનામાં જેટલી મતિ હોય તેવું તે બોલે અને વર્તે. તેમના બોલવા પર અથવા વર્તન પર ખોટું લગાડવાનું કાંઇજ કારણ નથી. લોકો સારૂં અથવા માઠું કહેશે માટે અમુક પ્રકારે જ રહેવું અને અમુક પ્રકારેજ વર્તન કરવું એતો નિર્બળતા છે.

મોટી દીકરી માલિનીને ગઇ અક્ષય તૃતીયાને દિને વિશ વર્ષ પુરાં થઇને એકવીશમું બેઠું હતું અને માલિનીને ગયા શ્રાવણ શુક્લ પંચમીએ સોળમું ઉતરીને સત્તરમું બેઠું હતું. પણ તેમના વિવાહ કરવા સબંધી વાત સરખી પણ કોઇ ઘરમાં કરતું નહતું. આટલી મોટી ઉમરની છોકરીઓ કેમ સચવાય એવું સમજનારાં અનેક મુર્ખ માબાપો તેમને માટે ફાવે તેવું કહેતાં પણ જેમ ધુળ નાખવાથી સૂર્યના પ્રકાશને હાનિ પહોંચતી નથી તેમ આ કુટુંબને પણ તેમના શબ્દોની કશીજ અસર પહોંચતી નહોતી.

ભાસ્કર અને હર્ષદ પરસ્પર વાર્તાલાપમાં ગુંથાયા અને થોડી મિનિટોમાં સર્વને માટે ચાહા, દૂધ અને કૉફીના પ્યાલા આવ્યા. તેમાંથી કોઇએ ચાહા લીધી તો કોઇએ કૉફી લીધી અને ભાસ્કરે દૂધનો પ્યાલો લીધો. સર્વેએ આનંદથી વાત કરતાં પ્યાલાઓ ખાલી કર્યા અને ટેબલપર પાછા મુક્યા. ભાસ્કરે પણ દૂધનો પ્યાલો ખાલી કર્યો અને તેનાપર અંકિત કરેલા God is love (પરમાત્મા પ્રેમસ્વરૂપ છે) એ શબ્દો વાંચી મનમાં અધિક પ્રસન્ન થયો

અંજાણ્યા અતિથિનું આતિથ્ય ચાલતું હતું, તેટલામાં બહારથી લક્ષ્મણ ઘણાજ આસ્તે પગલે છતાં ત્વરાથી અંદર આવ્યો અને હાથમાંની ટ્રે (તાસક) હર્ષદ આગળ ધરી. ટ્રેમાં ચાર પાંચ સુંદર પરબીડીયાં હતાં અને તે પ્રત્યેક પર અશ્રેષ્ઠ હરફે સરનામાં લખેલાં હતાં. સર્વની દૃષ્ટિ આ પત્રો પર પડી. હર્ષદે પોતાનો પત્ર ઉપાડ્યો અને નિશાની કરી કે પ્રિયંવદા, માલિની અને મનોરમાએ પોતપોતાના પત્રો ઉપાડી લીધા. હજુ ટ્રેમાં એક પત્ર હતો. તેના પર કોનું સરનામું હતું ? પ્રિયંવદા બોલી, 'લક્ષ્મણ આ પત્ર આપણો નથી; માટે તે પોસ્ટમેનને પાછો આપ.' મનોરમાની દૃષ્ટિ આ સરનામા પર હતી, તે બોલી "આતો કોઈ ભાસ્કર નામના......" મનોરમાનું વાક્ય પુરું થાય તે પૂર્વે તો ભાસ્કરે તે પત્ર ઉપાડી લીધો અને બોલ્યો "તે મારું છે."

હર્ષદ બોલ્યો "તમારું નામ ભાસ્કર છે ! અને અહિં તમારું પત્ર શી રીતે આવ્યું." બીજાના સરનામાવાળો પત્ર ભૂલથી અત્ર આવવા છતાં ભાસ્કરને તે બરાબર સમયે મળેલો છે એ જોઇ આશ્ચર્ય સહિત ભાસ્કરે હાથમાંનું પરબીડીયું હર્ષદના હાથમાં મૂક્યું. એણે તેના પર નીચે પ્રમાણે સરનામું જોયું.

આર્યકુળભૂષણ શ્રીયુત ભાસ્કર.

દીનબંધુકુટી—રીજ.

મુંબાઇ.

હર્ષદે પત્ર ભાસ્કરને પાછો આપ્યો અને આપનાં આપનાં બોલ્યો 'દીનબંધુની સંજ્ઞાવાળાં કાવ્યો જે જુદાં જુદાં માસિકોમાં પ્રકટ થાય છે તેના લખનાર હું ધારું છું કે ભાસ્કર તમે હશો.'

ભાસ્કર શો જવાબ આપે છે તે સાંભળવા સર્વે આતુર હતાં. દીનબંધુની સંજ્ઞાવાળાં કાવ્યો આખી પ્રજામાં ઘણાં માનીતાં થઇ પડયાં હતાં. નૂતન શૈલીથી અપૂર્વ રસવાળાં આ છુટક છુટક કાવ્યો સહૃદય વાચકના અંતઃકરણમાં ઘણા ઉંચા પ્રકારની છાપ બેસાડતાં હતાં અને જેમનાં અંતઃકરણમાં કાવ્યપ્રતિભાના સંસ્કારો હતા તેઓ તો આ કાવ્યો પર ફીદા ફીદા થઇ જતાં. મનોરમાની દૃષ્ટિ જોકે વાંકી હતી તે છતાં તે ભાસ્કર પ્રતિ પોતાના કર્ણ રાખી તેનો જવાબ સાંભળવા અત્યંત ઉતાવળી બની રહી હતી.

ભાસ્કર થોડી ક્ષણ તો ગુંચવાયો. પોતાનું નામ અપ્રકટ રાખવા તેની પૂર્વથી ઇચ્છા હતી અને તેથી કાવ્યો ખરા નામથી પ્રકટ કરવાને બદલે માત્ર સંજ્ઞા આપી પોતે ગુપ્ત રહેતો. પણ અહીં શું કરવું તે તેને સમજાયું નહિ. પોતાની પ્રતિ આટલો બધો સ્નેહ રાખનાર અને આટલા પ્રેમથી આતિથ્ય કરનાર આગળ કયા પ્રકારનું વર્તન યોગ્ય છે તે તેણે વિચાર્યું અને બોલ્યો. 'સહજ સ્વભાવે જે સત્ય પ્રકટ થાય છે તે અપ્રકટ રાખવા હું પ્રયત્ન નહિ કરું !'

સઘળાં જ અત્યંત પ્રસન્ન થયાં. દરેકે પોતપોતાનાં પરબીડીયાં ફોડ્યાં, તો તેમાં લગ્ન સમારંભમાં આવવાની આમંત્રણપત્રિકાઓ માલમ પડી. માલિની હર્ષથી પોતાની ખુરશી પરથી એકદમ ઉછળી અને પ્રિયંવદા પાસે આવી, બોલી "આ મને રજા આપો તો હું જઉં. આજે તો હું મારી બેનપણી મીસ લીલીની સાથે આખો દિવસ રહીશ. તમે બધાં સાંજે સાંજનમાં આવશો ત્યાંથી લગ્નક્રિયા થયા પછી તમારી સાથે ઘેરે આવીશ. મનોરમા બોલી. ' મોટી બેન, જમવા નહિ આવો.' 'આજે તો મારે જમવું જ નહિ પડે. મીસ લીલી

આજે પરણશે. તેના હર્ષ સિવાય મારે બીજું કાંઇજ નહિ જોઇએ, તેમ છતાં જરૂર પડશે તો ત્યાં થોડાં ફ્રુટ (ફળ) ખાઇ લઇશ. કેમ બા ! રજા આપશો ?"

સવારમાં વહેલી ઉઠી માલિની સ્નાન વગેરેથી પરવારી તૈયાર થઇ રહી હતી તેનું કારણ પ્રિયવંદા સમજી અને માલિનીને મીસ. લીલી પાસે જવાની રજા આપી. માલિનીએ ભાસ્કરપ્રતિ દૃષ્ટિ નાખી અને બોલી, ' મી. ભાસ્કર ! મને ક્ષમા કરજો, મારૂં દીલ મારી બેનપણી તરફ દોરાયું છે તેથી હું ત્યાં જાઉં છું '

' સુખેથી જાઓ ' ભાસ્કરે વિનયથી કહ્યું. ' હવે બે ચાર મિનિટમાં હું પણ રજા લઇ મારે ઘેર જઇશ. ' તમારો સર્વનો મારા પર ઘણો ઉપકાર થયો છેઃ

' થાય છે ' પ્રિયવંદાએ આગ્રહથી કહ્યું, ' હવણાં કાંઈ જઇ શકાશે નહિ.' તે હસતે મુખડે બોલી, ' ઘણા સમયથી અમે દીનબંધુની મુલાકાત ઇચ્છતાં હતાં, તેમને પરમેશ્વરે સહજસ્વભાવે કૃપા કરીને અમારે ઘેર મોકલ્યા; હવે તો એમ ઉતાવળ કરાશે નહિ.' મારી મનોરમા તો તમારી કવિતા વાંચી હર્ષથી ગાંડી ઘેલી થઈ જાય છે. એને કવિતાનો બહુ શોખ છે અને તમારી કવિતા તો એને વાંચવી ઘણી જ ગમે છે. તમારી જો દશ લીટીની એક કવિતા વાંચવાની હોય તો કોણ જાણે સો વખત તે ફરી ફરીને વાંચતી હશે. એ કહે છે ! દરેક વખતે નવા નવા ભાવો તેમાંથી મને સમજાય છે. '

માલિની પોતાનાં કપડાં પહેરવાના ઓરડામાં ગઇ અને પ્રિયવંદાએ ઉઠી કાવ્યતરંગ નામનું માસિક આણ્યું અને નવમું પાનું કાઢી ભાસ્કર આગળ ધર્યું. અને બોલી ' તમારી આ કવિતા તો મનોરમાએ હું ધારૂં છું કે એક હજાર વખત ગાઇ હશે.' તમારી કવિતાની એ ઘણીજ તારીફ કરે છે.

ભાસ્કરે વિનયથી કહ્યું. ' એમાં કવિતા કંઇ એટલી બધી પ્રશંસા પાત્ર નથી, પણ કવિતાને સમજનાર રસજ્ઞતા પ્રશંસાને પાત્ર છે.'

મનોરમાના મુખપર લાલી ચડવા લાગી. પોતાની પ્રશંસા પોતાના પ્રિયજનના મુખેથી જોઈ, તેના અંતઃકરણમાં આનંદ પ્રકટ્યો. વિનયવાળા થોડા શબ્દો બોલવા વૃત્તિ ઉઠી પણ તે લજ્જાને લીધે શમાઇ ગઇ.

ભાસ્કરે પોતાનું પડખીડીયું ફોડ્યું તો તેમાં પણ આમંત્રણપત્રિકા હતી. તે મીસલીલીના પિતા તરફથી નહતી પણ મી. ખુરશેદના પિતા તરફની હતી. તેનાં મીસ લીલી સાથે આજ સાંજે ઑસ્પ્લેસ બાગમાં મોટી ધામધુમ સાથે લગ્ન થવાનાં હતાં, તેમાં ભાગ લેવા અને શોભા આપવા માટે ભાસ્કરને ઘણોજ આગ્રહ કરવામાં આવ્યો હતો.

આ મી. ખુરશેદને આખી મુંબાઈની પ્રજા એક સુનંદા ક્રિકેટીઅર તરીકે ઓળખે છે. જ્યારે તે પ્રેસિડેન્સી મેચમાં રમવા ઉતરે છે ત્યારે ક્રિકેટની આલમ એક અવાજે જાહેર કરે છે કે પારસીઓની આ વખતે જીત છે. જ્યારે તે અપકન્ટ્રી ગયો હોય અને મેચ ગોઠવવાની હોય તો તેને મેચમાં ભાગ લેવા સારૂ ઘણો આગ્રહ કરવામાં આવે છે અને જો તે કોઇ અડચણથી આવી શકે તેમ નથી એવો જવાબ આવે તો તે ઉપર ગમે તે જોખમે પણ મેચમાં ભાગ લેવા માટે મોટા મોટા માણસો તરફથી ભલામણો કરવામાં આવે છે.

મી. ખુરશેદ સાધારણ વ્યાપારી છે, ઉત્તર હિન્દુસ્તાનમાંથી બીયાં, ઘઉં, ચોખા ખરીદી મુંબાઇની અંગ્રેજ પેઢીઓમાં વેચે છે અને સુખપૂર્વક પોતાનું ગુજરાન ચલાવી શકે તેવી સ્થિતિ

વાળો છે. તેના પિતા મિ. મહેરજીભાઇ કન્ટ્રાકટર રેલવેના કંટ્રાકટોમાં બે પૈસા સારી પેઠે કમાએલા છે અને તે મલબારહીલ પર પોતાના બંગલામાં રહે છે. તેમને મિ. ખુરશેદ એકજ પુત્ર દિકરો છે અને તેથી તેમની સઘળી મિલકતોનો તે એકલોજ વારસ છે. આ ઉપરથી જોઇ શકાય છે કે મી. ખુરશેદ પૈસેટકે સુખી છે. સ્વતંત્ર ઉદ્યોગથી બે પૈસા કમાય છે અને એક સારા ખેલાડી તરીકે તેણે નામના મેળવેલી છે.

ત્રીજા વર્ષની મેચ વખતે મીસ લીલી તેના ઉપર મોહી પડી હતી. અને જ્યારે મેચનું પરિણામ પારસીઓના લાભમાં જાહેર કરવામાં આવ્યું ત્યારે મી. ખુરશેદના નામની બુરરે પોકારવામાં આવી હતી. આ આનંદમાં હજારો પારસી બાનુઓએ પોતાના કોમળ હાથ વડે સફેદ રૂમાલો હવામાં ઉડાડી ભાગ લીધો હતો. આ બાનુઓમાં મીસ. લીલી પણ હતી. તેના હરખનો કોઇ પાર ન હતો. હરખઘેલી લીલી ના મનમાં આવ્યું કે આપાને લેઇ ભીડમાંને ભીડમાં ઠેઠ રીફ્રેશમેન્ટના તંબુ આગળ જાઉં અને હમણાંજ મી. ખુરશેદને મળું, પણ સ્ત્રીસ્વભાવ એટલી બધી હીમત કયાંથી લાવે ?

મનની લાગણીઓ મનમાં દાબી ગાડીમાં બેસી ઘેર આવી અને તે વાત તેણે બીજા કોઇ આગળ કરી નહિ. દરરોજ તે સુકાતી ગઈ. તેનું ગુલાબી મુખડું પીળું પડતું ગયું. તેના મા બાપ ફીકરમાં પડ્યાં કે આ છોકરીને થયું છે શું ? દાકતરની સલાહ લીધી પણ કાંઇ રોગ પરખાયો નહિ. દીવસે દીવસે મીસલીલી વધારે લેવાતી ગઇ તેમ તેમ તેના માતા પિતા ઘણાં ગભરાવા લાગ્યાં. એક પૂરી દીકરી અને તેપણ કોઇ વિચિત્ર દરદની ભોગ થઈ પડેલી જોઈ તેઓ હજારો રૂપીયા ખર્ચ કરવા લાગ્યાં. વિલક્ષણ રોગો કલ્પી ખારા, ખાટા, તીખા, તુરા અને કડવા સ્વાદવાળી દવાઓ ખાવા માંડી. પણ તે કશાથી તેની તબીયતમાં ફેર પડયો નહિ. આથીતો વધારે મુંઝવણ થઈ; અને હવે શો ઉપાય કરવો તેને માટે દાકતરોની એક મીટીંગ બોલાવી. સર્વે મળી એવો અભિપ્રાય આપ્યો કે મીસલીલીને વિલાયત હવા ફેર કરવા લઇ જવી.

મીસલીલીને દરદ શું હતું તે મીસલીલી પણ ભૂલી ગઇ. માતા પિતા, સગાં સંબંધી, વૈદ્યો અને દાકતરોના વિચારોથી તે પોતાને કોઇ અસાધ્ય રોગ લાગુ પડ્યો છે એવું સમજવા લાગી. અને વિલાયત જવાનો દાકતરોનો અભિપ્રાય જાણી વિલાયત જવાને તૈયાર થઇ.

મીસલીલી અને માલિની કોલેજમાં સાથે શીખતાં તેથી એમના વચ્ચે ગાઢ પ્રીતિ બંધાઇ હતી. માલિની પ્રતિદિન મીસલીલીને મળવા જતી અને મીસલીલી પણ માલિની પાસે વારંવાર આવતી. તેની તબીયત બગડ્યા પછી તે આવતી બંધ થઇ, પણ માલિની તેની સંભાળ લેવા વારંવાર જતી, અને દાકતરો, વૈદ્યો અને સંબંધીઓ મીસલીલીના દરદ સંબંધમાં જેજે કહેતા તે માલિની સાચું માનતી નહોતી. તે કવચિત પોતાનો અભિપ્રાય મીસલીલીની માને કહેતી પણ તે ઉપર કોઇ વિશ્વાસ રાખતું નહિ.

એક દિવસ મીસલીલી આગળ તેણે તેના દરદ વિષે વાત કહાડી. અને બોલી. ' જેવી રીતે માણસના શરીરમાં દાકતરો પીચકારી વડે રસી મૂકે છે, તેવી રીતે બીજાના બુદ્ધ ભરેલા વિચારો આપણા મનમાં ઘુસાડવામાં આવે છે. અને પછી તે વિચારો આપણા પોતાના હોય એમ આપણે માનીએ છીએ. મને તો લાગે છે મીસલીલી ! તમને કાંઇજ દરદ થયું નથી.

માત્ર તમારા મનમાં ખોટા ખ્યાલો આસપાસના લોકોના દાખલ થઇ ગયા છે અને તે પછીથી તમારી પોતાની તેવી સ્થિતિ હોય એમ તમે માનવા લાગ્યાં છો.'

મીસલીશી કહે 'માલિની ધારો કે તમારી વાત કદાચ સાચી હશે પણ તેથી શું મારા શરીરમાંથી રોગ ઉડી જાય, ને તે કમતાકાત દૂર થાય ! તમેજ જુઓને હું પ્રથમ હતી તેવી હાલ છું !'

'ના નથીજ' માલિની બોલી 'બધાજ ફેરફારો મનમાં ઘુસીજતા વિચારોથી થાય છે. સારા વિચારો મનમાં ઘર કરી બેસે તો આપણું મન અને શરીર સારાં થાય છે અને તેથી ઉલટા વિચારો મનમાં ઘર કરી બેસે તો ઉલટાં પરિણામો જણાય છે. હમણાં બીજી ત્રીજી વાતો કરવાનો આ સમય નથી. તમારૂં શરીર સારૂં હતું તે કયારથી બગડવા માંડ્યું તેની તપાસ કરો. તે વખતે કેવા કેવા બનાવો બન્યા અને તમારા મનમાં કેવા પ્રકારના વિચારો પ્રવેશ કરવા લાગ્યા તે શોધી કાઢો અને મને લાગે છે કે તમારામાં થએલા ફેરફારનું કારણ હાથ આવ્યા વગર રહેશે નહિ.'

મીસલીશી પોતાની સ્મરણ શક્તિમાં શોધ કરતી હોય તેમ થોડી ક્ષણ લમણાને આંગળી ટેકવી જમીન પર જોઇ રહી અને પછી બોલી 'બેન ! ત્રીજા વર્ષપર અમારા પારસીઓ પ્રેસીડેન્સી મેચમાં જીત્યા ત્યાર પછીથી મારી તબીયત લથડવા માંડી.'

'બરાબર ! તમારો રોગ હવે હાથ આવશે. તે વખતે આખી પારસી આલમ આનંદમાં આવી ગઇ હતી. અને તમને પણ અસાધારણ આનંદ થયો હોવો જોઇએ' માલિની બોલી. "હા, મને ઘણોજ આનંદ થયો હતો. અને તે એટલો બધો કે મારાં રૂવે રૂવાં ઉભાં થયાં હતાં અને હરખથી મારી આંખોમાં પાણી પણ ભરાઇ આવ્યાં હતાં." 'બસ હવે રોગ સમજાતા માંડ્યો છે. તમારા અંતઃકરણની સ્થિતિ તે સમયે એવી હતી કે કોઇ પણ લાગણીવાળા વિચારો તમારા અંતઃકરણમાં ઘણાં ઉંડાં મૂળ ઘાલી શકે.' 'ઠીક, પણ તમને યાદ આવે છે કે તે વખતે બીજા કોઇ લાગણીવાળા વિચારો તમને આવ્યા હોય.'

મીસલીશીની સ્મરણશક્તિ તાજી થઇ. તેની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તેની છાતીમાં ડુમો ભરાઇ આવ્યો અને બોલી શકી નહિ. 'બેન ! ગભરાઓ નહિ. તમારો રોગ હવે લગભગ હાથમાં આવ્યો છે. હજારો રૂપીયા ખર્ચવાથી પણ જે રોગનો પત્તો લાગતો નહતો તે હવે આપણા સમજવામાં આવતો જાય છે. શાન્ત થાઓ. ધીરાં પડો અને લાગણીઓથી દબાયા વગર સ્વસ્થ ચિત્તે વાત કરો.' માલિનીએ કહ્યું,

'બેન તમારા આગળ શી વાત કરૂં.' મીસલીશીમાં હિંમત આવી. 'મને કહેતાં શરમ આવે છે.' 'શરમાવા જેવું કાંઇજ કારણ નથી. જે હોય તે સુખેથી કહો. આપણા મનમાં જે ઉઠે છે તે સઘળુંજ પવિત્ર હોય છે. તેના વાસ્તવ સ્વરૂપમાં તે અશુદ્ધ નથી. લોકરૂઢી–કે લોકવ્યવહારમાં ભલે તેને અશુદ્ધ ગણતા હોય, પણ તે પવિત્રજ છે. બોલો, શું છે ! કહો "ખરેખર." માલિનીએ પૂછ્યું.

'તે મેચમાં પારસીઓને જીત અપાવનાર પેલા મિ. ખુ...ર...શે...' બોલતાં બોલતાં મીસલીશીની બંધ પડી. 'હું સમજી' માલિનીએ કહ્યું. 'તે ખુરશેદ પર તમારૂં મન મોહી પડ્યું. બસ, હવે બધી વાત હું સમજી ગઈ. તમારૂં કુટુંબ ખાનદાન અને ધનાઢ્ય અને

ખુરશેદનું કુટુંબ સાધારણ સ્થિતિનું એટલે તમારો લગ્નસંબંધ થઇ શકે નહિ. તેથી આ વાત તમે આજ કોઇને કરી નહિ હશે.'

'હા, આ વાત મેં કોઇની આગળ કરી નહોતી. પણ ખરું કહું બેન! મારા મનમાં એમ આવેલું કે જો મી. ખુરશેદ મને મળે તો તેને મારા પેટની વાત ખુલાસાથી કહું અને અમે બે મળી ગમે તે રીતે-ગમે તે ભોગે પણ અમારા લગ્નની વ્યવસ્થા ઉતારીએ! ને પછી.

'પણ મી. ખુરશેદ તમને મળ્યો હતો?' માલિનીએ પૂછ્યું. 'ના મળ્યો નહિ, તે તો વિલાયત ઉપડી ગયો. પણ દહાડા વહી ગયા પછી મેં તેના વિષે એક વર્તમાનપત્રમાં વાંચ્યું તે વર્તમાનપત્રમાંથી સરનામું લખી લીધું અને એક કાગળ પણ મેં તેના પર બીડ્યો. પણ તેનો જવાબ પણ આવ્યો નહિ.'

'પછી' માલિની બોલી.

'પછી તો મારું શરીર ચિંતામાં ને ચિંતામાં સૂકાવા લાગ્યું. ચિંતામાંથી તાવ શરૂ થયો અને તાવમાંથી ડાક્તરો પણ ઓળખી શકતા નથી તેવો રોગ લાગુ પડ્યો. બાર મહિના પછી તો હું ખુરશેદને ભૂલી ગઇ. જ્યારે તમે આજ આવ્યાં અને આટલી બધી પૂછપરછ કરી ત્યારે ઘણી મહેનતે મેં આ વાત સંભારી કહાડી. બોલો બહેન મને શો રોગ થયો છે? તમે મટાડી શકશો?'

'હું શું મટાડી શકું! એ તો મટાડે ખુરશેદ!' માલિનીએ હાસ્યમાં કહ્યું. મોટી મોટી મોસલીબી માલિનીને ગળે વળગી પડી અને બોલી. 'મને ખુરશેદ મળે, તેની સાથે મારાં લગ્ન થાય એવો કોઇ માર્ગ શોધી કહાડો તો માલિની તમારો હું કદીજ ઉપકાર ભૂલીશ નહિ. ખરું કહું છું માલિની! ખુરશેદનો પત્તો નથી. નહિતો હું કાંઇક કરતે. પણ ઉપાય ન હોવાથી મારા હાથ હેઠા પડ્યા છે. તમે મને સહાય કરશો?'

'જરૂર' માલિની બોલી.

'કેવી રીતે' અધીરી લીલીએ પૂછ્યું.

માલિનીએ જવાબ દીધો. 'ખુરશેદને મેળવવાની અદ્ભુત યુક્તિ હું તમને બતાવીશ. હાલ તો તમે તમારાં માતા પિતાને સાફ જણાવી દો કે ૭ માસ સુધી વિલાયત જવા મારી મરજી નથી. પછી દવા જુઓ અને ઇશ્વર કરશે તો ૭ મહિનામાં ખુરશેદ તમને મળશે અને તમારાં લગ્ન પણ થઇ જશે. પછી કંઇ?'

'તમારો મોટો ઉપકાર!' મોસલીબી બોલી.

આ શુભ વાતો થયા પછી માલિનીએ મોસલીબીએ શું કરવું તે બતાવ્યું હતું અને તેના પરિણામમાં આજે તેમનાં લગ્ન થવાનાં હતાં.

પ્રિય વાચક! આપને હવે સમજ પડી હશે કે માલિની મોસલીબી પાસે સત્વર જવાને શા માટે આટલી બધી આતુર હતી.

હરિ, પ્રિયંવદા, અને મનોરમા દશ પંદર મિનિટ ભાસ્કર સાથે ગામ ગપાટાં હાંકતાં બેઠાં. ભાસ્કરને જલદી ઘેર જવું હતું તેથી તે ઉઠ્યો. અને સાંજે એલફન્સ્ટન બાગમાં સર્વને જરૂર મળવાનું વચન આપ્યું.

સમુદ્રમાં ભરતી હવે જોરમાં નહતી. પાણી પ્રમાણમાં સ્થિર હતાં. ભાસ્કરે પોતાની હોડી છોડી અને સઢમાં માંડી. હોડી ઉછળ ઉછળ મનોરમાની દૃષ્ટિ પણ નચાવવા લાગી, —અદૃશ્ય થઇ.

# स्त्रीनी संसारयात्रा.

ખાસ સ્ત્રીઓ માટે. બહેન. મણિબાઈ અમરેરામ જે. પી. કન્યાશાળા—મુંબાઈ.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૭ થી. )

બહેનો ! આશરે ૧૫ વર્ષપર મેં મથુરામાં જોયું કે જે તીર્થવાસી તે સ્થળે મળ્યા હતા, તેમાંના કેટલાક મનુષ્યો તો એવા ભાવિક જણાતા હતા કે વાસી કપડે કે વાસી દીને તે યમુનાજીનો સ્પર્શ પણ કરતા નહિં હતા, અર્થાત પોતાને મુકામે નાહી–સ્વચ્છ વસ્ત્ર પહેરી પછી તે તીર્થમાં સ્નાન કરવા આવતા હતા અને પાણીનો કોગળો પણ તેમાં કરતા હતા નહિં. પરંતુ બીજી બાજુએ મથુરાનગરીમાં સ્થાઇ રહેનાર જે સ્ત્રીયો તે સ્થળે સ્નાન કરવા આવતી હતી તે પોતાના ઘરના ઉપયોગ માટે પાણી ભરી જતી અને છોકરાંના બાળોતીયાં સાથે સાથે ધોઈ જતી હતી.

આજ રીતે આપણે પણ જે તીર્થમાં ( સંસારમાં ) રહીએ છીએ તેની મહત્તા તદન ભુલી જઈયે છીયે.

આખું જગત્–સમગ્ર પૃથ્વી એ પવિત્ર નિર્મળ તીર્થ છે–કારણ આપણા ધર્મપુસ્તકમાં ( શ્રીમદ્ભાગવતમાં ) પણ કહ્યું છે કે આખી પૃથ્વી સૃષ્ટિના આરંભે જળમાં ડુબેલી હતી. તેને ઈશ્વરે વરાહસ્વરૂપે પોતાની દાઢમાં પકડી લઇ જળની સપાટીપર સ્થિર કરી. તો બહેનો ! જે જે સ્થળે ઈશ્વરે લીલા કરી, તે તે સ્થળને આપણે પવિત્ર ગણીયે છીએ, ત્યારે જે સમગ્ર પૃથ્વી ઈશ્વરની દાઢને સ્પર્શી તે પવિત્ર કાં નહિ ? આમ જોતાં તો સર્વ પૃથ્વી પવિત્ર તીર્થજ ગણાય. વળી આપણા ધર્મપુસ્તકમાં પણ જણાય છે કે સ્વર્ગમાં રહેલા દેવો પોતાના કલ્યાણ માટે–મોક્ષ મેળવવા માટે આ પૃથ્વીપર જન્મ લઇ આવવા ઇચ્છા ધરાવે છે ( કારણ સ્વર્ગમાં નાના પ્રકારનાં સુખ મળે છે. પરંતુ મોક્ષ તો મનુષ્ય જન્મથીજ સાધી શકાય છે ) અને તે અમુક તીર્થમાં એમ નહિં પણ આ સંસારમાં કોઇ પણ સ્થળે મનુષ્યજન્મ મળે તો દયારૂપી દ્રવ્યનો ઉપયોગ કરી રીબાતા મનુષ્ય અને અન્ય પ્રાણીને સહાય કરી, તેમને દુઃખમાંથી બચાવી પરમાર્થ જો સધાય તો તે અમૂલ્ય પુણ્યના પ્રભાવે સ્થાઇ સુખ–મોક્ષ તે પ્રાપ્ત કરાય એમ દેવોનું માનવું છે માટે તે સ્વર્ગ છોડી–દેવપણું છોડી, સંસારમાં જન્મ લઈ આવવા ઇચ્છે છે. આથી બહેનો, આપણે જોયું કે દેવો પણ આ સંસારયાત્રાની ઇચ્છા ધરાવે છે. દેવપણાથી મનુષ્યપણાને ઉત્તમ માને છે તો આ જોતાં દેવને પણ દુર્લભ એવો મનુષ્યજન્મ હરે છે. મનુષ્યયોનિ એ સર્વ યોનિમાં ઉત્તમ યોનિ મનાય છે–જેમ સર્વ મણિમાં કૌસ્તુભમણિ ઉત્તમ ગણાય છે. તેની પરીક્ષા સર્વ મનુષ્યથી થઈ શકતી નથી પણ જે ઝવેરીનિપુણ હોય છે તેજ તેની પરીક્ષા કરી જાણે છે. તેમ મનુષ્યરૂપી કૌસ્તુભમણિ સર્વ મનુષ્યથી ઓળખાતું–સમજાતું નથી પણ કોઇક વીરલજ જાણે છે–સમજે છે.

બહેનો ! અહીં એક દૃષ્ટાંત યાદ આવે છે અને ચાલતા પ્રસંગને અનુસરી જણાવવું યોગ્ય લાગે છે તેથી જણાવું છું.

થોડાક વર્ષપર એક ઝવેરીનો નોકર કાંઇક ખરીદી માટે એક ગામમાં ગયો અને તળાવના કિનારાપર માર્ગનો શ્રમ ઉતારવા થોડોક વખત બેઠો. તેટલામાં એક ભેંસ આવી. તેને ગળે દોરડું બાંધેલું હતું. દોરડાને છેડે એક પથ્થર લટકતો હતો. ભેંસ પાણી પીવા

લાગી તે વખતે પાણીને પથ્થરનો સ્પર્શ થતાં પાણીનો રંગ બદલાયો, તે આ તળાવ પર બેઠેલા મનુષ્યે બરાબર જોયો અને તુરતજ એને સમજાયું કે આ બાંધેલો પથ્થર એ પથ્થર નથી પણ હીરો છે. પરંતુ તે કોઇ અણઘડને હાથ આવી ચડવાથી પથ્થર સમજાઈ ગયો છે. પછી તે ભેંસની પાછળ પાછળ ચાલી જઇ તેના માલિકને મળ્યો અને તે ભેંસને પોતે વેચાતી લેવા ઇચ્છા જણાવી. ભેંસના માલિકે તે વગર આનાકાનીએ કબુલ કરી અને મોં માગ્યા રૂપીઆ લેઇ, ભેંસ વેચી પથ્થર સાથ ભેંસ લઇ તે માણસ ચાલ્યો અને થોડેક દૂર જઇ, પથ્થર છોડી લઇ ભેંસને છુટી મુકી દીધી. કારણ એને ભેંસની જરૂર હતી નહીં. એ પથ્થરના તેને એટલા બધા રૂપીઆ મળ્યા કે તે એક મોટો ધનાઢ્ય વ્યાપારી થઇ રહ્યો.

બ્હેનો! આપણે પણ તે ખેડુતની માફક મનુષ્યરૂપી કૌસ્તુભમણિ ઓળખ્યા જાણ્યા વિના જેમ ભેંસના માલિકે લાખો રૂપીઆનો લાભ ગુમાવ્યો, તેમ મળતો લાભ ગુમાવીએ છીએ. અને જેમ પેલા નોકરે પથ્થર નહીં પણ આ હીરો છે એમ ઓળખ્યો તેણે લાખો રૂપિયાનો લાભ મેળવ્યો. તેમ જે જે મનુષ્યને પોતે હીરો છે એમ જણાયું છે, તેણેજ આ મનુષ્ય જન્મનો લાભ મેળવ્યો છે.

બ્હેનો! એતો ખરૂંજ છે કે જે જે મહાન્ પુરૂષોએ અને પૂજ્ય માતાઓએ મનુષ્યજન્મનો લાભ મેળવ્યો છે. પરકલ્યાણમાં સ્વકલ્યાણ સાધી પોતાની અમર કીર્તિ આ દુનિયામાં રાખી તેમણે એટલા તત્ત્વોમાંજ ફરીને નહિં પણ પોતે કોણ છે, આ સંસાર એ શું છે, આ સંસારમાં પોતાનું આવવું શા માટે છે અને શા શા કર્તવ્યો કરવાનાં છે તેનો પુરતો વિચાર કરી, યથાશક્તિ તેને ક્રિયામાં મુકતા હતા તેથીજ તેઓ ઉચ્ચ પદિને પામ્યા છે.

બ્હેનો—આપણે પણ મનુષ્ય છીએ. જે દેવોને દુર્લભ એવો મનુષ્યદેહ આપણને મળ્યો છે તે આપણી પુજ્ય માતાઓએ જે મનુષ્યજન્મની સાફલ્યતા મેળવી તેજ સાફલ્યતાના ધારીએ તો થોડે ઘણે અંશે પણ મેળવી શકીએ અને આપણી સંસારયાત્રા કાંઇક સફળ થાય તેટલા માટે આપણને મળેલ પરમાત્મ પિતા તરફથી જે જે ઉત્તમ ગુણ તેનો ઉપયોગ કરીએ. બ્હેનો! સર્વ ગુણમાં મુખ્ય ગુણ દયા છે અને આ ઉત્તમ ગુણથી અભિવૃદ્ધિ પુરેપુરી કરતાં આપણને અધિક મળેલ છે. માટે આપણે કંટુસ-કંગાળ નહિં બનતાં જો તે ગુણનો ઉત્તમ લાભ લઇએ તો આ મનુષ્યજન્મની સાફલ્યતા મેળવી શકીએ તેમ છે.

દયા એ ગુણ સર્વ ગુણમાં ઉત્તમ ગુણ છે. તેને માટે તુલસીદાસજી પણ કહે છે કે "દયા ધર્મકા મૂલ હૈ, પાપમૂલ અભિમાન. તુલસી દયા ન છોડીયે જબલગ ઘટમેં પ્રાન"

બ્હેનો ! આને આપણે દયા કરી એમ ગણશું-માનશું ? હા. દુઃખીને જોઇ, ભૂખ્યાને જોઇ, અભણને-અજ્ઞાનને જોઇ જે લાગણી થાય એ દયા છે. પરંતુ તે ખરી દયા તો ન-હિજ. ખરી દયા તો ત્યારેજ કરી ગણાય કે દુઃખથી પીડાતા પ્રાણીને જોઇ તેની તરફ લાગણી પ્રગટાવી યથાશક્તિ શ્રમ લઈ તેની સારવાર કરી દુઃખથી કાંઇક મુક્ત કરી આરામ અપાય, ભૂખ્યા મનુષ્યને કે પ્રાણીને જોઇ તેના તરફ લાગણી દર્શાવી યથાશક્તિ તેને ખાવાનું આપી થોડો વખત પણ ભૂખના દુઃખથી મુક્ત કરાય, અભણ-અજ્ઞાન બ્હેનોને જોઇ તેના તરફ લાગણીથી નિહાળી યથાશક્તિ તેને વિદ્યાદાન-જ્ઞાનદાન અપાય ત્યારે આપણે ખરી દયા કરી, દયા ગુણનો ઉપયોગ કર્યો મનાય-ગણાય.

વળી ઉત્તમ દયા તો એજ ગણાય કે દર્દીને જોઇ શ્રમથી અને શક્તિ હોય તો દ્રવ્ય ખર્ચી દવાથી તેને દર્દથી મુક્ત કરાય. કોઇ ભૂખથી પીડાતી નિરાધાર બ્હેનને જોઇ તેને લા-યક ઉદ્યોગ બતાવી સદાને માટે ભૂખની પીડા મટાડાય, કોઈ અભણ-અજ્ઞાન બ્હેનને જોઇ તેને યથાશક્તિ જ્ઞાનદાન આપી-અપાવી તેના અજ્ઞાનને દૂર કરાય. આવી જાતની જે દયા તેજ ઉત્તમોત્તમ દયા છે. આજ દયા પરમ કલ્યાણ સાધવામાં-સંસારયાત્રાની સાફલ્યતા પ્રાપ્ત કરવામાં મુખ્ય સાધન છે.

તો બ્હેનો જે સંસારયાત્રા કરવાની ઇચ્છા દેવો રાખે છે, તેજ યાત્રા કરવાની આ-પણને મળેલી તક તેનો પુરતો લાભ લેવા અને મનુષ્યજન્મની સાફલ્યતા મેળવવા આપણું સર્વ-બ્હેનોએ ઉત્સાહી બનવું અને યથાશક્તિ દયા દાનવડે પરમાર્થ સાધી આપણું યાત્રાર્થે આવવું આ સંસારમાં વ્યર્થ ન જાય અને મનુષ્ય જન્મ એળે ન ગુમાવાય તેને માટે પુરતી કાળજી રાખવી એજ આપણી ફરજ-કર્તવ્ય અને ધર્મ છે. માટે સર્વ બ્હેનોની આ સંસારયાત્રા ઉત્તમ વિચારોથી-ઉત્તમ ક્રિયાથી સફળ થાય અને તેમ થવામાં કૃપાળુ પરમાત્મા પૂર્ણ સહાય આપો એજ ઇચ્છા સર્વની હો. ॐ शान्तिः

---

## बालकथा.

જ. લ. પંડિત.

બાપાએ વાર્તાની ચોપડી અપાવી હતી તેનાં પાનાં નરવર ફેરવતો હતો એટલામાં "નાનાં છોકરાંએ મોટાં કેમ થવું" એ વાત આવી. વાંચતાં તે તેને બહુ ગમી તેથી તે બોલ્યો 'આ મારે મારાં ભાઇ બહેનને વંચાવવી જોઇએ'; તે ઉઠ્યો અને પાસેના ઓરડામાં ગયો. સૌનાંનાં ભાંડુને બોલાવી વાત વાંચવા માંડી:—

એક કીડો ધીમે ધીમે એક છોડપર ચઢતો હતો. તેનો રંગ લીલો હતો અને બીજો એક કીડો પાસેના છોડના પાંદડાપર હતો. તેના શરીરપર સુંદર રૂંવાટી દેખાતી હતી અને તેને નાના નાના પગ પણ હતા. આ કીડાની નજર પેલા લીલા કીડાપર પડી તેવીજ તે બોલ્યો "અલ્યા નકામા લીલા કીડા, ક્યારનો તું આ છોડપર શું કરે છે તું જાણતો નથી કે તારામાં



"મારાં ભાઈ બેનને આ મારે વંચાવવું જોઈએ."

Lakshmi Art — Byculla, Bombay



"ભાઈ આ તો જુઓ!" કાન્તા બોલી.

એવી શક્તિ છે કે તેવડે તું ઉંચે ઝાડ પર આવી શકે તેમ છે, પક્ષીઓનાં મધુરં ગાયનો સાંભળી શકે તેમ છે, અને રંગ બે રંગી પતંગીઆં આમ તેમ ઉડે છે તે જોઈ પણ શકે તેમ છે ? જો હું કેવો સુંદર છું ! મારા શરીરપર કેવી નરમ મખમલ જેવી રૂંવાટી છે અને તે કેવી ચળકે છે ! વળી મારે પગ પણ છે. તું જોતો નથી કે નકા કીડાની પેઠે હવે હું પેટ ઘસડીને ચાલતો નથી.'

'શું હું નકો કીડો છું ?' બીજા કીડાએ જવાબ આપ્યો 'નકો કીડો ! હું નકો કીડો છું અને આપ કોણ છો ! પહેલો કીડો બોલ્યો ' હું હવે નકો કીડો નથી. હું આગળ વધેલો છું અને હવે હું ઘણોજ રૂપાળો થયો છું.'

બીજાએ કહ્યું 'ભાઈ તમે ખરૂં કહો છો, તમે સુંદર છો.'

પહેલો—'હવે તમે સમજ્યા; પણ હું અહીંજ અટકવા માગતો નથી. મારામાં જે ગુણો છે તેમાં વધારો કરવા ઇચ્છું છું. જ્યારે તે ગુણો આવશે ત્યારે પછી મને કોઈ પણ આજનાં નામથી બોલાવશે નહિ.'

બીજો—'શું તમે ખરૂં કહો છો. તમે તો અજાયબ જેવા જણાઓ છો ! તમારા જેવા મેં કદી દીઠાજ નથી ! મને તમે આગળ કેમ વધવું, તમારા જેવા કેવી રીતે થવું તે શીખવશો ?'

'તમારે પગ છે અને મારે નથી. તમે કેવા ઝડપથી ચાલો છો ?'

'મારે તો પેટે ચાલવું પડે છે. તમારી પેઠે મને પગ આવે ખરા ?'

પહેલો—'હા, તમારે પગ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. પગ આવે તેમાં શું વળ્યું. પેલાં પક્ષી તરફ જુઓ ! જરા ઉંચે તો જુઓ ! તેઓ કેવાં ઉડે છે !'

બીજો—'મને પક્ષી જોવાં ગમતાં નથી તે તો કીડાને ખાઈ જાય છે.'

પહેલો બોલ્યો. 'મારે પાંખો મેળવવી છે અને પક્ષી થવું છે. તમે પગ મેળવો અને હમણાં હું છું તેવા તમે થાઓ.'

બીજો—'પગ મેળવવાની મારી ઇચ્છા થાય છે પણ શું તમે પક્ષી થવા ચહો છો ? પક્ષી થઇને તમે શું કીડાઓને ખાઈ જશો. ? તમારી દોસ્તી કામની નહિ.'

પહેલો—'ગભરાઓ નહિ. પક્ષી થઇને હું તમને ખાઇશ નહિ, પણ પક્ષી તો થઇશ જ.'

બીજો—'તમે ભલે પક્ષી થાઓ. મારે તો પક્ષી થવું નથી, હું તો તમારા જેવો થઇશ અને પગ આવશે એટલે ઝડપથી ચાલીશ.'

પહેલો—'જો તમે મારા જેવા થવા માગો છો અને પક્ષી થવા માગતા નથી તો પછી તમને તેની તે સ્થિતિમાં બધો સમય રહેવું કેમ ગમશે. ?'

બીજો—'મને તમારા જેવો તો થવા દો. આગળ શું થવું તે મને હમણાં સમજતું નથી.'

પહેલો—'ભલા કીડા ! શું તમને પક્ષી થવું ગમતું નથી ? એક ઝાડપરથી બીજા ઝાડપર ઉડવું ગમતું નથી ! સુંદર રંગ બેરંગી પીંછાવાળા બનવું ગમતું નથી.'

બીજો—'તેવા થવું તો મને ગમશે, પણ પ્રથમ મને તમારા જેવા પગવાળા થવાની કળા શીખવો. તમારા જેવાં રૂવાં મારા શરીર પર ઉગે તેવા બનવા દો. હું મારૂં શરીર શી રીતે બદલી નાખું ? અને મને પગ કેમ કરીને ઉગે ?'

પહેલો—' તમારે તમારૂં શરીર બદલવાની કાંઇ જ જરૂર નથી. તમારાથી તમારૂં શરીર બદલી શકાશે પણ નહિ. મારે તમને જે શીખવવાનું છે તે આ છે. તમારે તમારામાં નવા નવા ગુણો આણવા. તમારે મારા જેવા થવું હોય તો મારા જેવા ગુણો તમારામાં આવે તેમ કરવું.'

બીજો—' શું હું નવા ગુણો મેળવી શકીશ ?'

પહેલો—' હા, તમે તમારામાં નવા ગુણો વધારી શકશો. પ્રથમ તો તમારે મારા જેવા થવાની મજબૂત ઇચ્છા કરવી જોઇએ.'

બીજો—' તે તો મારામાં છેજ.'

પહેલો—' ત્યારે તે ઇચ્છાને તમારે ઘણીજ તીવ્ર કરવી જોઇએ. એ ગુણો વગર તમને ચાલે તેમ નથીજ એવી તીવ્ર લાગણી વાળી ઇચ્છા પ્રકટાવવી જોઇએ.'

બીજો—' આમાં મને કંઇજ સમજ પડતી નથી. મને તમે કહો છો તે સમજાય ત્યાં સુધી તમારે મારી પાસે રહેવું જોઇએ. મહેરબાની કરીને હવે અહીંથી ચાલ્યા જશો નહિ અને મને રખડાવી મારશો નહિ.'

પહેલો—' હું વધારે વાર તમારી પાસે થોભી શકીશ નહિ. કારણ મારે પણ આગળ વધવું છે. તમે મારા જેવા થવા ઇચ્છો છો એ વાત બરાબર છે ને !'

બીજો—' હા, પણ કેવી રીતે તમારા જેવા થવું તે હવે મારે જાણવું છે.'

પહેલો—' એ ઘણું સહેલું છે. તમારે કુદરતી રીતે રહેવાનું છે અને જે કરતાહો તેજ કર્યાં કરવાનું છે. માત્ર એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે બરાબર કુદરતને અનુસરવું અને જે કરવાનું હોય તે બરાબર કરવું. આની સાથે સાથે જ મારા જેવા થવા મારેની ઇચ્છા સતત રાખ્યાં કરવી. જ્યાં તમારા મનની ઇચ્છાઓ-વિચારો-રહેણી અને કરણી સઘળાં મારા જેવા થવા તરફ વલણ લેશે એટલે તમે મારા જેવા થવા માંડશો.'

બીજો—' મને લાગે છે એમાં વાર તો નહિ લાગે ?'

પહેલો—' ઉતાવળ કરવાનું કાંઇજ પ્રયોજન નથી. ઉતાવળે આંબા પાકતા નથી. તમારે તો ધીમે ધીમે પણ ચોક્કસ પગલે આગળ વધ્યાં કરવાનું છે.'

' મારે પક્ષી થવું છે એ વાત આઠે પહોર સ્મરણમાં રાખવાની છે અને તમારે મારા જેવા થવાનું છે એ વાત વિસરવાની નથી. અને આપણે માનવાનું છે કે પ્રત્યેક વિચાર વડે, પ્રત્યેક વર્તન વડે આપણે ઇચ્છીએ છીએ તેવા આપણે થતા જઇએ છીએ.'

બીજો—' તમે પક્ષી થશો પછી મને ખાશ તો નહિ જાઓને ! વળી તે વખતે હું તમને કેવી રીતે ઓળખીશ ?'

પહેલો—' તમને ખાઇશ નહિ એને મારે હું તમને વચન આપુંછું. અને જો તમે મને નહિ ઓળખો તો હું તો તમને ઓળખીશજ. માટે નિશ્ચિંત રહેશો. હું તમને આપણી વાતની યાદ આપીશ. જુઓ મારે પક્ષી થવા પહેલાં ઘણું કરવાનું છે. હમણાં મારામાં જે જે ગુણો છે તેમાં પક્ષીના બધા ગુણો ઉતારવાના છે તે એટલે સુધી કે પછી હમણાંનો એક પણ ગુણ મારામાં હાલ છે તે રૂપમાં રહેશે નહિ. મને લાગે છે કે મારામાં ફેરફાર થવા માંડ્યો છે ! મને બહુ ઉંઘ આવે છે માટે હવે હું ખુબ ઉંઘી લઇશ !' તત્કાળ તે કીડો ઉંઘી ગયો.

બીજા કીડાને આગળ વધવાની ઇચ્છા હતી. તેનામાં સુંદરતા આવવા માંડી છે અને હવે તે પહેલા કીડાના જેવો થતો જાય છે એમ તેને લાગવા માંડ્યું. તેને પગ ઉગ્યા નહતા. પણ તેણે ધાર્યું કે મારે પગ આવ્યા છે માટે મારે પગપર બેસવું જોઇએ. તેને પગ નહોતા છતાં જાણે પગ આવ્યા હોય તેમ પેટપર તે બેસવા લાગ્યો. પગપર જેમ સીધા બેસાય છે તેમ તે બેસી શક્યો નહિ. તેથી તેને મનમાં ઘણી અશાન્તિ દેખાવા માંડી, જેમ જેમ વધારે આગ્રહથી સીધો બેસવા ગયો તેમ તેમ અશાન્તિ વધી. થોડીજ ક્ષણમાં તેને તેના મિત્રની વાત યાદ આવી. કુદરતી રીતે આગળ વધવું જોઇએ ઉતાવળ કરવી કામની નથી. સમય થતાં તે પોતાના મિત્ર જેવો અવશ્ય થશેજ એમ તેણે ધાર્યું. ઘણો સમય નીકળી ગયો, પણ પાસે ઉંઘેલો પેલો કીડો જાગ્યો નહિ.

આ કીડાના રંગમાં ફેરફાર થવા લાગ્યો. તેનો રંગ બદલાવા લાગ્યો અને પોતાને પગ આવવા માંડ્યા હોય તેમ જણાયું. આ વાત કરવા તેણે પોતાના મિત્રને જગાડવા માંડ્યો પણ તે જાગ્યો નહિ. મિત્રના શરીરપર ચઢી તે કૂદયો પણ તે ઉઠયો નહિ. આ જોઇ તેને આશ્ચર્ય થયું. હવે તે પોતાના મિત્રના જેવોજ બન્યો હતો. પણ તેની ધીરજ માટે અને પ્રયત્ન માટે શાબાશી આપવા અને આગળ શું કરવું તે બતાવવા તેનો મિત્ર ઉઠતો નથી એ જોઇ તે નિરાશ થવા લાગ્યો.

એટલામાં ઝાડપરથી અવાજ આવ્યો. 'પ્રિય મિત્ર! તું હવે મખમલના ઝભ્ભાવાળો અને સુંદર પગવાળો કીડો બન્યો છે! મેં તારા જેવું શરીર છોડી દીધું છે અને જો હવે મેં લીલી, બદામી અને રંગ બેરંગી પાંખો ધારણ કરી છે જો હું એક ડાળપરથી બીજી ડાળીપર ઉડી શકું છું, અને કેવી મજાહ ભોગવું છું.'

કીડાએ ઉપર જોયું. પણ પોતાના મિત્રને ઓળખી શક્યો નહિ. પતંગીયાએ કહ્યું 'હું હવે સુંદર રંગવાળું નાનું પક્ષી બન્યો છું. હવે હું આગળ જવા માગું છું. હવે મારે સુંદર પીંછા પ્રાપ્ત કરવાં છે અને મીઠા મીઠા રાગો ગાવા છે. તેને માટે પ્રયત્ન કરીશ. તમારે પણ આગળ વધવું જોઇએ. જે રીતે તમે વધ્યા છો તેજ એક આગળ વધવાનો રાજમાર્ગ છે. તેમાં સીધા સીધા ચાલ્યા આવો અને તમે પણ સુંદર પક્ષી બનશો. આ બુદ્ધિમાન મનુષ્ય થવાનું પણ આપણા હાથમાં છે, પ્રયત્ન કરતાં આગળ જઇશું અને એક દિવસ લોક આપણને કીકા, કીકી કહીને બોલાવશે અને લાડ લડાવશે. મજાની ગાડીમાં બેસારી ફેરવવા લઈ જશે અને નવાં નવાં રમકડાં રમવા અપાવશે.'

કાન્તા બોલી, અને ભાઇ આનો જુઓ! એ શું છે? નટવર કહે, 'એતો ચિત્ર છે. પ્રથમ આ કીડો હતો તે પછી ધીમે ધીમે બદલાઇને આવો રૂંવાવાળો કીડો થયો પછી રંગ બદલતાં બદલતાં પતંગીયું બન્યો અને પછી જુદાં જુદાં પક્ષીરૂપે થશે. આગળ વધતાં છેવટ તે આપણા જેવો છોકરો બનશે!'

'આપણે છોકરાંએ પણ આગળ વધવું જોઇએ. માતા પિતા જે કહે તે પ્રમાણે ચાલી આગળ વધવું જોઇએ. ધીમે ધીમે આપણામાં નવા નવા ગુણો આવે તેમ કરવું જોઇએ. જેમ જેમ ગુણો વધતા જાય તેમ તેમ આપણે આગળ આવીએ, મોટા માણસ થઇએ, અને આપણા મનમાં આવે તેવાં સુખ મેળવી શકીએ. કેમ આ કેવી મજાની વાત છે?' બધાં ઘણાંજ ખુશી થયાં અને આગળ વધવાનો ઠરાવ કરી ઉઠ્યાં ગયાં.

# रमुजी टुचकाओ.

## લખનાર—વિનોદી.

ઉતારુ—માસ્તર સાહેબ ! અમદાવાદની એક ટિકિટ આપો.

માસ્તર ( જે પ્રમાદિ હતો )–માણસની ગાડીની કે જનાવરની ગાડીની ટિકિટ આપું ?

ઉતારુ—જેમાં તમારા જેવા ઉતારુ હોય તેની જનાવરની ગાડીની ટિકિટ આપો,

**( માસ્તર છેડાઈ પડયા ! ! )**

---

રાવ સાહેબ પ્રાણજીવન પોતાની બુદ્ધિ અને કાર્યદક્ષતા માટે બહુ મગરુર હતા. એક વખત તે પ્રતાપ નગર ગયા હતા. ત્યાં તેમણે ઢોર પાછળ ચાલતા ગોવાળીયાને કહ્યું:–અલ્યા ગોવાળીયા ! જન્મથી ગોવાળીયાનો ધંધો કરવા છતાં તને ઢોર કેળવતાં ન આવડ્યાં. તારી જગાએ મારે કામ કરવાનું હોય તો હું તેમને મારી પાછળ પાછળ આવતાં શીખવું.

ગોવાળીયો—એમાં આશ્ચર્ય શું ? એક ઢોર આગળ ચાલે પછી બીજાં ઢોર તેની પાછળજ ચાલવાનાં.

( રાવ સાહેબને મશ્કરી બહુજ ભારે પડી. )

---

ન્યાયાધિશ—( આરોપીને ) તારા ચહેરામાં પુરેપુરી લુચ્ચાઇ જણાય છે.

આરોપી—મારો ચહેરો, ચોખ્ખી આરસી જેવો છે તેથી આપને તેમાં એવું જણાય છે.

---

માતા—વહાલા દિકરા ! તને ચુંબન કરું છું ત્યારે મને તે એટલું બધું મીઠું કેમ લાગે છે ?

દિકરો—કારણ કે તેં મારા પિતાને વઢીને સાકરની દુકાન કરાવી છે.

( છોકરો ચુપકીથી સાકર ખાતો હોવો જોઇએ ! )

---

પોસ્ટ માસ્તર—તમારા કાગળનું વજન ઓછું છે તેને બે આનાની ટિકિટ નહિ જોઇએ.

રંગીલો જવાન—તે મને ખબર છે. પણ બે આનાની ટિકિટનો રંગ મારા પડખીડીયાને મળતો આવે છે.

---

ગણપતરામ—( રડતા છોકરાને ) અલ્યા ! કેમ રડે છે.

છોકરો—મારી બે આની ગુમ થઇ છે.

ગણપતરામે દયા લાવી એક ચવલી તે છોકરાને આપી છતાં છોકરો છાનો રહ્યો નહિ. તેથી ફરીથી પૂછ્યું. અલ્યા, હજુ કેમ રડે છે !

છોકરે જવાબ દીધો—પાવલીને બદલે ભૂલથી તમારા જેવા ઉદાર આગળ બે આની કહી તેથી ! ( મુઠીઓ વાળી ભાગી ગયો. )

---

# हेमाद्रि प्रयोग अने उपाकर्मविधि.

**પ્રકાશક.**

નાના બાલક પ્રતિ દૃષ્ટિ નાંખીએ છીએ ત્યારે આપણી દૃષ્ટિએ શું આવે છે ? તે નાના પ્રકારની ચેષ્ટાઓ કરતું પ્રતીત થય છે. ઘડીમાં હાથ હલાવે છે તો ઘડીકમાં પગ હલાવે છે ઘડીમાં એક ચેષ્ટા કરે છે તો ઘડીકમાં કોઇ બીજીજ ચેષ્ટાઓ કરતું નજરે પડે છે. આ બાલકને આ પ્રમાણે ચેષ્ટાઓ કોણ કરાવે છે ?

શેરીઓમા અને પોળોમાં રમતાં અને કૂદા કૂદ કરતાં નાનાં છોકરાઓ પ્રતિ દૃષ્ટિ નાંખો. તેમને આ ક્રિયાઓ કરવા કોણ પ્રવૃત્ત કરે છે ? બીજાં એથી મોટાં છોકરાઓને જુવો ! તેઓ નિશાળે જાય છે, ત્યાં શીખે છે અને નવરાશના સમયમાં ક્રિકેટ રમે છે. તેમને આ સઘળી ક્રિયાઓ કરાવનાર કયા હેતુઓ છે ?

યુવાનો પ્રતિ દૃષ્ટિ સ્થાપો ! કોઇ એક વિદ્યા સંપાદન કરે છે તો બીજો બીજી સંપાદન કરવા માથાતોડ મહેનત કરે છે. એક એક કળા પ્રાપ્ત કરવા પ્રયત્ન સેવે છે તો બીજો બીજી કલા હસ્તગત થાય તે માટે પરિશ્રમ કરે છે. એક આ દેશમાં રહી કામ કરે છે તો બીજો પરદેશમાં અનેક વિપત્તિઓ સહન કરી કામ કરે છે. હલકામાં હલકા શરીર વડે થતા ઉદ્યોગથી આરંભી મનની ચઢતામાં ચઢતી કળા સુધીના વ્યાપારો પ્રતિ દૃષ્ટિ ફેંકો અને વિચાર કરો કે આ નાના વિધ શરીર, વાણી અને મનની પ્રવૃત્તિ કરાવનાર કયા હેતુઓ છે ?

આપણે જાણીએ છીએ કે જ્યાં જ્યાં વ્યાપાર વિદ્યમાન હોય છે ત્યાં ત્યાં બળ પ્રથમજ હોવું જોઇએ બળના અસ્તિત્વ વગર ક્રિયા થઇજ શકતી નથી. વળી આ બળથી નાનાવિધ વ્યાપાર થવામાં બળમાંથી પ્રકટતી ભિન્ન ભિન્ન ગતિઓજ કારણ હોવી જોઇએ.

બળમાથી ભિન્ન ભિન્ન ગતિઓને પ્રકટાવનાર હેતુઓ ન હોય તો નાનાવિધ વ્યાપારો ( પછી તે શરીરના હોય કે વાણીના હોય કે મનના હોય તો પણ તે બનતા ) સંભવતા જ નથી, માટે ભિન્ન ભિન્ન ગતિને પ્રકટાવનાર ભિન્ન ભિન્ન હેતુઓનો સદ્‌ભાવ માનવો પ્રાપ્ત થાય છે.

આ હેતુઓ એ બીજું કાંઇ જ નથી પણ સંસ્કાર છે. નાના વિધ સંસ્કાર બળને નાના વિધ ગતિઓ અર્પે છે અને આ નાના પ્રકારની ગતિઓથી ભિન્ન ભિન્ન વ્યાપારો અસ્તિત્વમાં આવે છે. આ સંસ્કારો પ્રાણી માત્રને જન્મથી પ્રાપ્ત હોય છે અને તેથી તે સંસ્કારાનુસાર તેનાં શરીર, વાણી કે મનવડે ક્રિયાઓ થતી જોવામાં આવે છે.

આ જન્મ સિદ્ધ સસ્કારો વડે મળેલી ગતિ એજ સઘળા વ્યાપારમાં હેતુ છે એમ કાંઇ નથી. પૂર્વ સસ્કારાનુસાર અન્ય નવીન સંસ્કાર પણ પ્રાપ્ત કરી શકાય છે. અને નવીન સસ્કાર દૃઢ થતાં ઇચ્છા પ્રમાણે ગતિઓ ઉપજાવી શકાય છે. આમ હોવાથી જ જન્મથી જે સંસ્કાર પ્રાપ્ત હોય તેમાં ફેરફાર કરી શકાય છે અને જેવી સ્થિતિ પ્રાપ્ત કરવા ઇચ્છા હોય તેવી સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે.

આ સંસ્કાર બળ વિષે જેટલું જ્ઞાન હાલ આપણને છે તે કરતાં ઘણું વધારે આપણા પૂર્વ પુરુષોને હતું. અને તેથી તેમણે મનુષ્યના અંતઃકરણમાંના વિદ્યમાન સંસ્કારોમાં નવા ઉત્તમ સંસ્કારો સ્થાપી તેનામાં નવીન, ઉત્તમ વેગો કેવી રીતે પ્રકટાવવા એ સબંધમાં ભગીરથ પ્રયત્નો કરેલા છે.

આપણા વેદમાં કર્મકાંડ અને જ્ઞાનકાંડ એવા બે મુખ્ય ભાગ છે. આખો કર્મકાંડ આ સંસ્કારી કરણ સિવાય અન્ય કોઇ હેતુને માટે હોવો સંભવતો નથી. જ્યાં સુધી શરીર, વાણી અને મનનું પૂર્ણ સંસ્કારીકરણ થાય નહિ ત્યાં સુધી શરીર, વાણી અને મનમાં જ્ઞાનનું પ્રકટી કરણ અસંભવ છે,

આમ હોવાથી હવે આપણને સમજાય છે કે બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, અને શુદ્ર પ્રજાને તથા બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમ સેવના પુરુષ વગેરેને ભિન્ન ભિન્ન સંસ્કારો પ્રાપ્ત કરવાનું વિધાન આપણાં સત્શાસ્ત્રોમાં શામાટે વારંવાર આપવામાં આવ્યું છે.

એક વ્યકિત મનુષ્ય શરીરને પ્રાપ્ત કરે છે તે સમયે તેના અંતઃકરણમાં તેના પૂર્વ અનુભવોના સંસ્કારો હોય છે અને તેથી તેનાં મન, વાણી, અને શરીરના વેગો તેના પૂર્વના અનુભવને અનુસાર પ્રતીત થાય છે. આ પૂર્વ સંસ્કારોનો ક્રમે ક્રમે ક્ષય કરી તેનામાં ઉચ્ચ ઉચ્ચ સંસ્કાર સ્થાપવાના હોય છે. આ હેતુ સિદ્ધ કરવા અર્થેજ મુખ્ય સોળ સંસ્કાર આપણા શાસ્ત્રમાં આવશ્યક ગણ્યા છે આ સિવાય અનેક સંસ્કારો પ્રતિ વર્ષ ભિન્ન ભિન્ન નિમિત્તોથી પ્રાપ્ત કરવામાં આવે છે. નીત્ય અને નૈમિત્તિક કર્મો પણ આ સંસ્કારીકરણ સિવાય અન્ય કાંઇજ નથી. જ્યારે એક વ્યક્તિ શરીર, વાણી, અને મનમાં સંસ્કૃત થઇ રહે છે ત્યારે તે જ્ઞાનનો પૂર્ણ અધિકારી થવાથી તેને જ્ઞાન પ્રકટે છે.

હેમાદ્રિ પ્રયોગ-શ્રાવણી કર્મ-ઉપાકર્મ વિધિ વગેરે પણ ત્રિવર્ણ પ્રજાને સેવવ નો સામયિક સંસ્કારીકરણની ક્રિયાઓ છે. અને તે વડે પ્રતિ સંવત્સર ઉચ્ચ અને ઉચ્ચતર સંસ્કારને ધારણ કરતો એક દ્વિજ પોતાનાં નિત્ય નૈમિત્તિક કર્મોને આચરતો પોતાના ઇષ્ટાર્થની સમીપમાં આવે છે.

જુનું તેટલું બધું ખરાબ અને નવું તેટલું બધુંજ સારૂં અથવા જુનું તેટલું બધુંજ સોનું અને નવું તેટલું બધુંજ કથીર સમજનાર મનુષ્યો જો સંસ્કાર વિષે ધીરજથી સમજવા પ્રયત્ન સેવશે તો તેને સત્ય પ્રતિ કેટલાંક પગલાં ભરેલાં જણાયા વગર રહેશે નહિ. ભિન્ન ભિન્ન પ્રસંગે આ વિષયો શ્રીભક્તમાં ચર્ચવામાં આવે છે અને આશા છે કે તે સુખેચ્છકને ફલપ્રદ જણાશેજ.

---

# आजे तो वळेव छे.

પ્રકાશક.

છોકરો—'જો બા આજે તો બળેવ છે. મારા મોટાભાઇ જનોઇ પહેરવા ગયા અને મને કેમ તેડી ન ગયા.'

માતા—'ભાઇ! તું નકાનો છે, વળી રમતીયાળ છે. તળાવમાં નહાવા જાય અને ડૂબી જાય માટે ન લઇ ગયા!

છોકરો—'મોટાભાઇ સાથે હોય અને હું ડુબું કેમ કરીને! મને તરતાં શીખવાનો ઘણો શોખ છે. મોટાભાઇને તરતાં આવડે છે તેથી તેઓ મને આજે તરતાં શીખવત.'

માતા—'તું ઠીક કહે છે ભાઇ! પણ આજે તારી સંભાળ લેવાનો કે તને તરતાં શીખવવાનો તેમને સમય મળી શકને નહિ.'

શ્રીભક્ત.



'ભાઈ! શતાયુ થજે અને તારાં માતાપિતાના કોડ પુરા કરજે.'

"Lakshmi Art."—Byculla Bombay

છોકરો—' એમ કેમ ! રમણિકને એના બાપા લઇ ગયા. પહેલા નહોતા લઇ જતા પણ કાકાએ કહ્યું એટલે તેડી ગયા. તેં જો મોટાભાઇને જરા કહ્યું હોત તો મને લઇ જતે.'

માતા—' ભાઇ ! તું ત્યાં ગયો હોત તો તેથી તારા મોટાભાઇને એમની ક્રિયા કરવામાં ઘણી અડચણ પડત. ઘણા માણસો ધર્મની ક્રિયાઓ મન વગર કરે છે પણ તારા મોટાભાઇ તો પ્રત્યેક ક્રિયા મન પરોવીને કરે છે. તને સાચવવામાં તેમનું મન રહે તો જનોઇની ક્રિયામાં તે ન રહે, માટે સારૂં થયું કે તને તેડી ન ગયા.'

છોકરો—' મારી બધી ગમ્મત ધૂળ મળી ગઈ ! હું રમણિક સાથે રમત પણ ખેલત.'

માતા—' તારૂં ચિત્ત જેવું રમતગમતમાં પરોવાયલું રહે છે, તે કરતાં વધારે જ્યારે ધર્મની ક્રિયાઓમાં મન પરોવાયલું રહે ત્યારે તે ક્રિયાનું ફળ મળે છે.'

' ચિત્ત લગાડીને જેમ તારે તારો પાઠ કરવો જોઇએ તેમ ધર્મની ક્રિયાઓ કરવામાં પણ બરાબર ચિત્ત લગાડવું જોઇએ.'

છોકરો—' વારૂ બા, ત્યારે હું મોટો થઇશ અને જનોઇ પહેરવા જાઇશ ત્યારે ત્યાં જે ક્રિયાઓ કરવાની હશે તે બરાબર ચિત્ત રાખીને કરીશ. પણ ચિત્ત રાખીને પાઠ શીખીએ ત્યારે તો પાઠ આવડે પણ ચિત્ત રાખીને આ ક્રિયા કરીએ તેથી શો લાભ થાય ?'

માતા—' જ્યારે તું પાઠમાં ચિત્ત રાખે છે ત્યારે તારા મગજ પર પાઠની છાપ છપાય છે અને તેથી તે તને ફાયદો કરે છે. તેમ ધર્મ ક્રિયામાં ચિત્ત રાખીએ છીએ ત્યારે આપણા મગજ પર ધર્મક્રિયાની છાપ પડે છે અને તેથી આપણું મન પવિત્ર થાય છે.'

છોકરો—' બા મન પવિત્ર કેવી રીતે થાય ? નહાવાથી શરીર પવિત્ર થાય છે એ વાત તો ખરી પણ મનને કાંઇ નવડાવી શકાય છે ?'

માતા—' હા ભાઇ ! મનને પણ નવડાવી શકાય. શરીરને પાણી વડે નવડાવીએ છીએ તેમ મનને પણ સારા વિચારો વડે નવડાવી શકાય.'

છોકરો—' સારા વિચાર કોને કહેવા ?'

માતા—' પરમેશ્વરના નામનો વિચાર એ સારો વિચાર છે, વળી પરમાર્થની જે જે ક્રિયાઓ છે તે બધી ક્રિયાઓ સમયે જે શબ્દો બોલવામાં આવે છે તે પણ પવિત્ર હોય છે. આ પવિત્ર શબ્દોના સંબંધથી પણ મન પવિત્ર થાય છે.'

છોકરો—' ઠીક ત્યારે તો તમે કહેતાં હતાં કે નાહી ધોઇને સ્વચ્છ થયા પછી ગંદવાડમાં રમીએ અને ગંદા થઇએ તો શરીર પાછું મેલું થાય છે તેમ મન પણ મેલું થતું હશે.'

માતા—' હા, ભાઇ મનને એકવાર પવિત્ર શબ્દો વડે પવિત્ર કર્યાં પછી જો અપવિત્ર શબ્દો સાથે જોડીએ તો તે પણ પાછું અપવિત્ર થાય.'

એટલામાં મણિશંકર ગોર આવ્યા. તેમનો બહારથી અવાજ સંભળાતાં મહેન્દ્ર આગળ આવ્યો ગોરે એક મંત્ર ભણી તેના જમણા હાથે રાખડી બાંધી અને બોલ્યા ' ભાઇ ! ચિરાયુ થજે ! અને તારાં માતા પિતાના કોડ પુરા કરજે.' મહેન્દ્ર ઘણોજ રાજી થયો અને રમવા દોડી ગયો. મહેન્દ્રની માતાએ ગોર મહારાજને દક્ષણા આપી અને પોતાના ઘર કામમાં રોકાઈ.

પણ તમ વાન્યા વગર રહુવાનાજ નથી.

# ભદ્રબાલા

પ્રથમભાગ.

રચનાર.

જ. લ. પંડિત. મુંબાઇ.

"પ્રત્યેક પ્રકરણ જીજ્ઞાસાના તંતુને અધિક અધિક લંબાવી ભવિષ્યની અપૂર્વ ઉન્નતિના પ્રદેશમાં દોરી જાયછે અને મન તથા આત્માને આનંદમાં તલ્લીન કરેછે.

## આ પ્રકરણો જરૂર વાંચો.

૧. સુલોચના અદશ્ય.
૨. મહાત્માનો આદેશ.
૪. સંકેત મુદ્રા.
૨. મહામંડલ.
૬. હનિમૂન માટે પ્રયાણ
૧૦. સુધારાનું સ્વાતંત્ર્ય.
૧૮ માદીકરીની ટપાટપી.
૧૯. નૃત્ય શીખતી છોકરીઓ.
૨૧. સ્પર્ધાકરતી કુમારિકાઓ.
૨૨. સનંદિલા અને અતિથીઓ.
૨૩ દિક્ષા અને આંતર સૃષ્ટિઓ.
૨૪. દિવ્ય—સંગીત.
૨૫ કામનાથ મહાદેવ.



"મારી મનકામના અવશ્ય સિદ્ધ થશે."
(ભદ્રબાલા પૃષ્ટ ૨૧૨)

સોનેરી અક્ષર વાળા પાકા બાઇંડીંગનાં પુસ્તકનું મૂલ્ય રૂ. ૧-૪-૦. ટપાલ પોસ્ટેજ જુદું.

**મેસર્સ ચંદ્રસેન અને કંપની [શ્રીભકત ઑફિસ, કાન્સા બિલ્ડીંગ.**
**મુંબાઇ નં. ૨.**

આ માસિક શ્રીસત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિતકર્યું છે. પાંચકુવા ગેટ બહાર, અમદાવાદ.

THE CORONATION YEAR.

સચિત્ર માસિક.

# શ્રીભક્ત.

પુસ્તક ૮ મું
અંક ૨ જો.
શ્રાવણી પૂર્ણિમા
૧૯૬૭.

તંત્રી. જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત,
સુરત.



समुद्रपूजन.

અધિપતિ અને પ્રકાશક.
જમિયતરામ લક્ષ્મીરામ પંડિત.
અમદાવાદ.

એજન્ટસ.
મેસર્સ જે. પંડિત અને કંપની
મુંબાઈ.

## વિજ્ઞાપના.

શ્રીભક્ત પત્રના સર્વ સુજ્ઞ ગ્રાહકો તથા અન્ય સજ્જનોને સવિનય વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે:—

૧ શ્રીભક્ત પત્રનાં લવાજમો નીચે લખેલા અમારા અથવા અમારા એજન્ટોના સરનામે મોકલવા કૃપા કરવી.

૨ શ્રીભક્ત પત્રમાં મૂકવી જાહેરખબરો માટેનાં નાણાં પણ તેજ સરનામે મોકલવાં.

૩ શ્રીભક્ત પત્ર સાથેનાં નાણાં સંબંધના સર્વ વ્યવહાર ઉપરનાજ સરનામે કરવા.

૪ મનીઓર્ડરથી અથવા વી. પી. થી. નાણાં આપલે કરવામાં આવે તે માટે પહોંચ આપવા લેવાની જરૂર રહેતી નથી.

૫ પણ જ્યાં બીજી રીતે નાણાં ભરવામાં આવે ત્યાં નાણાં લેનારની સહીની રીસીટ લેવા કૃપા કરવી. રીસીટપર અમારી અથવા અમારા એજન્ટોની સહી હોય છે. અને બાજુમાં નાણાં લેનારની ચોખ્ખા અક્ષરે પૂરેપૂરી સહી કરાવવા ભૂલવું ન જોઇએ.

☞ નાણાં સંબંધનો સર્વ પ્રકારનો વ્યવહાર બાજુમાં આપેલા અમારા અથવા અમારા એજન્ટોને સરનામે કરજો.

જમિયતરામ લક્ષ્મીરામ પંડિત
સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસ—અમદાવાદ.
અથવા
જે. પંડિત અને કંપની શ્રીભક્ત ઓફિસ
કાન્તાબિલ્ડિંગ મુંબાઇ. નં. ૨

નવા વર્ષથી શ્રીભક્ત પત્રનું લવાજમ વર્ષ એકનું અગાઉથી હિંદુસ્તાનમાં રૂ. ૩—૦—૦ અને હિન્દુસ્તાન બહાર રૂ. ૩—૧૨—૦ રાખવામાં આવ્યું છે.

જાહેર ખબરો આપનાર સજ્જને જાહેર ખબરના ભાવો મંગાવી લેવા કૃપા કરવી.

અધિપતિ અને પ્રકાશક,

### વિષયાનુક્રમ.



**શ્રાવણના અંકનાં ચિત્રો.**



**અત્યંત રસીલી બોધપ્રદ.**

નાની વાર્તાઓ.

| | |
|---|---|
| લાલાભક્ત. | ૦—૦—૬ |
| રુકિમણી વિવાહ. | ૦—૦—૩ |
| સુજનસિંહ. | ૦—૦—૬ |
| ચક્રનો ચમત્કાર. | ૦—૦—૬ |
| શશિકળા. | ૦—૦—૬ |

લખો—હિંમતલાલ અમૃતલાલ હયાત
વ્યવસ્થાપક—વડોદરા.
અથવા
મેસર્સ સંદ્રસેન અને કંપની, શ્રીભક્ત ઓફિસ કાન્તાબિલ્ડિંગ—મુંબાઇ નં. ૨
અથવા
મેસર્સ ત્રિવેદી અને કંપની સ્વદેશી સ્ટોર્સ, ઘીકાંટા—વડોદરા.

# કોરોનેશન ભેટ.

શ્રીભક્ત સચિત્ર માસિકના ગ્રાહકોને આ વર્ષે આપણા લોકપ્રિય શહેનશાહ નામદાર જ્યોર્જ પાંચમા તથા મહારાણી વિકટોરીઆ મેરીને રાજ્યાભિષેક કરવામાં આવ્યો છે. તેની ખુશાલી નિમિત્તે આશરે રૂપીઆ પાંચસો અથવા વધારેની જુદી જુદી જાતની ઉપયોગી ભેટો આપવાનું ઠેરાવવામાં આવ્યું છે.

આ કિમતિ ભેટોમાં ગ્રામોફોન પણ રાખવામાં આવ્યું છે. દિલ્હીમાં રાજ્યાભિષેક કરવામાં આવશે તે પૂર્વે સઘળી ભેટોની વિગતો બહાર પાડવામાં આવશે.

આ ભેટો ઉપર માત્ર જે સજ્જને પોતાના લવાજમનાં નાણાં મોકલી આપ્યાં હશે તેમનોજ માત્ર હક રહેશે પછીથી ગ્રાહક થનાર અથવા લવાજમો મોકલનારનો આ ભેટો પર હક રહેશે નહિ. માટે સત્વર ગ્રાહક થવા અને લવાજમો ભરી દેવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

માટે અમારાં સર્વે શુભ વાચકોને વિનંતિ કરવામાં આવે છે કે તેઓ પોતાના લવાજમો સત્વર મોકલી આપવા કૃપા કરશે.

જે સજ્જનો મનીઓર્ડરથી લવાજમો મોકલી આપવા ઇચ્છતા હોય તેમણે કૃપા કરી તે પ્રમાણે અત્ર જણાવી દેવું, જેમના પત્રો નહિ આવે તેઓ વી. પી. થી પોતાનાં લવાજમો ભરાવા માગે છે એમ ગણી આવતા અંકથી વી. પી. કરવામાં આવશે. આશા છે કે જેમણે મનિઓર્ડરથી લવાજમો ભરી દીધાં ન હોય તે સજ્જનો વી. પી. નો સ્વિકાર કરી આભારી કરશે.

જે. પંડિત અને કંપની
શ્રી ભક્ત ઓફિસ કાન્તાબિલ્ડિંગ.
મુંબઈ નં. ૨

## ખાસ વિનંતિ.

શ્રીભક્ત પત્રમાં ઉંચી જાતના કિમતિ કાગળો વાપરવા એવી અમારી ઇચ્છા છે અને તેથી પ્રથમ અંકમાં તેવા કાગળો વાપર્યાં હતા. આ અંક વખતે તેવાજ કાગળો મેળવવા આખા મુંબાઇમાં બહુજ શોધ કરી પણ મળી શક્યા નહિ. એટલે અમારે નિરૂપાયે આ બીજી જાતના કાગળો વાપરવા પડ્યા છે. વિલાયતથી ઉંચી જાતના કાગળો મંગાવ્યા છે તે આવેથી તે કાગળો વાપરવામાં આવશે. આ કાગળો પણજ ઉંચા હોવાથી આંખના તેજને નુકશાન કરતા નથી.

શ્રી ભક્તમાં સર્વોત્તમ લેખો આપવાનો પ્રયત્ન સેવવામાં આવે છે અને સુંદર ચિત્રો મૂકવાની પણ ઘણીજ સંભાળ લેવામાં આવે છે. અને હજી તેને વધારે કિંમતિ અને ઉપયોગી બનાવવાને અધિક પરિશ્રમ લેવામાં આવશે, અમારા ઉદાર ગ્રાહકો પોતાના મિત્રોને ભલામણ કરી ગ્રાહકોમાં વધારો કરવા કૃપા કરશે તો અમારા કામને ઉત્તેજન મળશે.

જે. પંડિત અને કંપની.

---

# શ્રીભક્ત.

पुस्तक ८ मुं.] संवत् १९६७. श्रावण, शुक्ल पक्ष १५. [अंक २.

## अनुकूळस्थिति केम प्रकटाववी.

(પ્રકાશક.)

જેટલી જેટલી પ્રકટ સ્થિતિઓ છે તેટલી બધીનાંજ મૂળ બીજકો અપ્રકટ કારણમાં રહેલાં છે. જો અપ્રકટ કારણમાંજ બાહ્ય પ્રતિકૂલ સ્થિતિને શમાવવાનો પ્રયત્ન સેવવામાં આવે તો આ કાર્યમાં અધિક વિજય મળવા સંભવ છે. પણ પ્રતિકૂળ સ્થિતિઓનાં બીજકોને કારણમાં કેવી રીતે શમાવવાં? બીજકને ઉગવવાને માટે જેમ અન્ય સાધનોની અપેક્ષા રહે છે, તેમ કારણમાં રહેલાં પ્રતિકૂલ સ્થિતિનાં બીજકોને ઉગવાને માટે પણ સાધનોની અપેક્ષા રહેવી જોઇએ. જો તેમને ઉગવામાં સહાય આપનાર સાધનો અટકાવવામાં આવે તો તે ઉગી શકવાનાં નહિ. અથવા જે બીજકો ઉગી નીકળ્યાં છે અને બહાર અપ્રિય સ્થિતિ પ્રતીત કરાવી રહ્યાં છે, તેમને પોષણ આપનાર હેતુઓ અટકાવવામાં આવે તો તે સૂકાઇ જવાનાં અને લયને પ્રાપ્ત થવાનાં. વળી જે અનુકૂળ સ્થિતિને પ્રકટાવનાર બીજકો છે તેમને ઉગવામાં સહાય કરનાર જે જે સાધનો આવશ્યક છે તે તેમને પ્રાપ્ત કરાવવાથી તેઓ બહાર ઉગી નીકળવાનાં અને બાહ્ય અનુકૂળ સ્થિતિનો અનુભવ કરાવવાનાં. તેટલા માટે જે અનુકૂળ સ્થિતિની આપણને અપેક્ષા હોય તે સ્થિતિને પ્રકટાવનાર બીજકો સત્વર અંકુર ને પ્રાપ્ત કરે, વૃદ્ધિને પામે અને બહાર પ્રકટી નીકળે તેને માટે પ્રયત્ન સેવવો યોગ્ય છે. કારણમાં સર્વ પ્રકારની સામગ્રી રહેલી છે. અને શબ્દ વડે આ સામગ્રી સર્વોત્તમરીતે જાગ્રત કરી શકાય છે. આ શબ્દ કયો? **પરમાત્માનો શબ્દ.** જ્યાં સુધી આ શબ્દ શ્રવણગોચર ન થાય ત્યાં સુધી **શ્રી સદ્‌ગુરુ ભગવાને** જે શબ્દ અથવા શબ્દસમૂહ અર્પવા કૃપા કરી હોય તેનો સુપ્રેચ્છકે અવિરત પ્રયત્ને અભ્યાસ સેવવો ઘટે છે.

---

# સમય થયોછે.

જ. લ. પંડિત, મુંબઈ.

( તેજ જીવે છે, તેજ જીવે છે. એ રાહ. )

સમય થયો છે, સમય થયો સુવિચાર, વાણી, વર્તન કાજ
સમય થયો છે, જીવન વહેવા, પરિપ્રગતિમાં આ ક્ષણુ આજ;
સમય થયો છે, મળવાનો આરોગ્ય અને વૈભવના સાજ,
સમય થયો છે, કટિ કસીને વીર ! પ્રયત્ન કરવા આ ક્ષણુ આજ.
પ્રેમામૃતે ભીની આંખડીથી ચર અચર જો જો સદા,
ને પ્રસન્ન વદને બોલજો, મીઠડાં મૃદુ વચનો તદા;
ઉત્સાહ આશા સૂર્યનાં કિરણો અધિક વિકસાવજો,
ને વિજયપદ ગૃહી વીર ! સહુને વિજયથીજ હસાવજો.
સમય થયો છે, સુહૃદ્ થઇને કરગૃહી આગળ થાવાનો,
સમય થયો છે, સકલ સ્થલોમાં સુખની લ્હાણી લાવવાનો;
સમય થયો છે, (જીવન) બી બોવાનો, સમય થયો છે ઉગવાનો,
સમય થયો છે, જીવન પુલડાં દશદિશમાં મીમળવાનો.
જાગ્રત થઇ, સાવધ રહી, મન વાણી પ્રભુમાં વાળજો,
પ્રભુની પ્રભુતા પામીને તે જગતમાં વે'વડાવજો;
ને જીવનરસથી અમરવાડી, જગતમાંહી ખીલાવજો,
ને અમરફલ ખાવા અહિં સૌ દેવને બોલાવજો.
સમય થયો છે, સમય થયો છે, અમૃત ફલને લણવાનો,
સમય થયો છે પ્રફુલ્લ થઇને રસ-રૂપ-સુગંધ ધરવાનો;
સમય થયો છે વિશુદ્ધિ સાધી, મન, વચ, કરણી કરવાનો,
સમય થયો છે સુખરૂપતાની શશિરવિજ્યોત ઝળકવાનો.

# विकासक्रम.

શ્રીયુત. દુર્ગેશ્વરભાઈ. સીટી માજીસ્ટ્રેટ. સુરત.

( અનુસંધાન પૃ૪ ૧૫ થી ચાલુ. )

॥ ॐ श्रीं ॥

असूर्यानाम ते लोका अंधेन तमसा वृताः ॥
तांस्ते मेत्याभिगच्छंतियेके चात्महनोजनाः ॥ ३ ॥

પૂર્વે કહેલા એ મંત્રોનું તાત્પર્ય શ્રી ભગવદ્ ગીતાના અધ્યાય ૬ ના પાંચમા શ્લોકમાં આ રીતે કહ્યું છેઃ—

॥ उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ॥
॥ आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥

આ શ્લોકમાં उद्धरेत् અને अवसादयेत् એ શબ્દોનો વિરોધી રૂપે પ્રયોગ થયો છે. તેમાં પ્રથમનો શબ્દ उत् એટલે ઉચ્ચતા-વિકાસ-વાચક છે. એટલે વિકાસ થાય એવી રીતે. એ ઉપસર્ગની સાથે ક્રિયાપદમાં हरेत् એ ગતિ વાચક છે. એટલે આત્માનો આત્માવડે ઉદ્ધાર અથવા ઉચ્ચ ઉચ્ચ પ્રતિનો વિકાસ થયાં કરે તેમ કરવું. આ વિકાસનો ક્રમ અનંત છે. એક ક્રમ સધાયો એટલે તેનાથી ઉંચો બીજો એ રીતે છે. તે દર્શાવવા બીજા પાદમાં નિષેધાત્મક સૂચન કરી કહ્યું છે કે આ પ્રકારે ચાલતા ક્રમને કદી પણ અટકાવવાનો નથી. માટે તેમાં अव ઉપસર્ગ જેનો અર્થ ' નીચે ' એવો થાય છે. અને ક્રિયાપદમાં सादयेत् એટલે બેસાડી દેવું. ગતિને-વિકાસને અટકાવી દેવો નહીં. સારાંશ કે આત્મતત્વનો વિકાસ બંધ પડે તેવું કાંઈ કરવું નહીં. આ રીતે બને રીતે કરવાથી જેના વડે માત્ર વિકાસને જ સધાય છે તેજ ખરેખરો પોતાનો બંધુ એટલે શ્રેયસ્સાધક છે. જે ક્ષણે તે વિકાસને અટકાવે છે તે ક્ષણે તેજ પોતાનો રિપુ છે. આ વિકાસને અટકાવવો એટલે પૂર્વે કહ્યા પ્રમાણે આસક્તિથી રહિત રહીને પ્રસન્નતાનો એકલીનો જ અનુભવ થાય તે રીતે ભોગ તથા કર્મરૂપ દ્વંદ્વને ઉચ્ચ ઉચ્ચપ્રતિની સાધતા પૂર્ણ આયુષ્યની માત્ર કામનાને લક્ષ્યબિંદુમાં રાખવા જે વહ્યા જવાનું છે તે કર્તવ્યમાંથી ભ્રષ્ટ થવું. આમ કરવું તેને જ આત્મહનન અથવા આત્મઘાત આ ત્રીજા મંત્રમાં કહ્યો છે. ને તેવાને आत्महनः એટલે આત્મઘાતી કહ્યા છે. કારણ કે આત્માનો જે સ્વભાવ વિકાસ માત્ર જ છે તેના ઉપર તે આઘાતને-પ્રહારને કરનાર છે. આ પ્રહાર ક્ષંતવ્ય કે નહાનો નજીવો નથી. શ્રી શ્રુતિ ભગવતી કેનોપનિષત્‌ના દ્વિતીય ખંડમાં કહે છે કેઃ—

इहचेद् वेदीदथ सत्यमस्ति ॥ नचेदि ह्यवेदीन्महती विनाष्टिः ॥
भूतेषु भूतेषु विचित्यधीराः मेत्यास्माल्लोकादमृता भवंति ॥

આ દેહમાં જ અહીં જ પૂરેપૂરું સમજ્યા તો તો સત્ય છે. પણ અહીં આ દેહમાં રહીને સમજ્યા નહીં તો નાશ નહીં પણ વિલક્ષણ પ્રકારનો નાશ છે. ને તે વિનાશ મહોટો છે. એટલે તેના પ્રમાણમાં જેને જેને હાનીરૂપે આપણે સમજીએ છીએ તે બધી જ સ્વલ્પ

છે. આ સમજવાનું તે શું ? ધીર પુરૂષો ધી એટલે જે બુદ્ધિરૂપી સામર્થ્યને અસ્ખલિતપણે વાપરે છે તેવા બનીને સૂક્ષ્મ બુદ્ધિનો ઉપયોગ કરીને જે જે પ્રસંગોનો અનુભવ થતો જાય છે તે તેમાં જે વિશેષરૂપ જણાય તેનો સંગ્રહ કરતા કરતા વધો. આમાં लोक શબ્દના પ્રયોગથી બહુ ગેરસમજ થાય છે. लोक એટલે અનુભવ અથવા જે પ્રતીત થાય છે, દેખાય છે તે. प्रेत्य શબ્દનો અર્થ મરણવાચક નથી પણ प्र ઉપસર્ગ અને इ ધાતુનો વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે. પૂર્ણ વેગથી વિકાસ ક્રમમાં ધાવન કરતાં આસક્તિથી પાછું જોવાની જેમાં નવરાશ કે રસ નથી તેવી ગતિ કરતાં અનુભવ માત્રનો સંગ્રહ કરતાં આપણે અમૃત એટલે મરણ જેમાં નથી એવી સ્થિતિને પ્રાપ્ત કરીશું. તેમ નહીં કરીએતો મ્હોટો વિનાશ છે.

આ જે વિનાશ તેને ત્રીજા મંત્રમાં સ્પષ્ટ વર્ણવ્યો છે. જેઓ આત્મતત્વના ઉચ્ચ ઉચ્ચતર ગતિ કરવાના વિકાસમય સ્વભાવને નથી અનુસરતા તેવા આત્મઘાતીઓને જે અનુભવો થવાના તે આ પ્રકારના છે. તે असुर्य છે. એટલે તેમાં પ્રકાશનો હેતુ જે સૂર્ય તે નથી. તેમાં માત્ર જડતાજ હોય છે. આમાં ધાતુ सू ( એટલે જનનક્રિયા કરવી ) છે. ઉત્પાદક સામર્થ્યની શૂન્યતાનો તેમાં અનુભવ થાય છે. અને તે પૂર્ણ અંધકારમય હોય છે. ગમે એવું અંધારૂં હોય છતાં તેમાં પણ આ અંધારૂં છે એવો અનુભવ કરાવનાર હું છું. એ પ્રકારે આત્મજ્યોતિની પ્રતીતિ હાલ આપણે કરીએ છીએ. પણ પાછું વાળીને ન જોતાં આપણે વિકાસક્રમ જે રીતે બંધ પડે તેવું વર્તન હઠ કરીને ચાલુ રાખવાથી છેવટે આ પ્રકારનું અંધારાનું ભાન કરાવનાર આત્મજ્યોતી પણ ઓલવાઇ જાય છે. આ અર્થ સૂચવવા માટે अंधेन અને तमसा એમ અંધારાવાચક બે શબ્દો મૂક્યા છે અને તેમાંથી આણનાર જનન સામર્થ્યરૂપ સૂર્યની પણ શૂન્યતા હોવાથી તે સ્થિતિમાંથી બ્હાર નિકળવાનો પ્રસંગજ અવશિષ્ટ રહેતો નથી ને તેથીજ તેને મહતી વિનષ્ટિ કહેલી છે.

આવી પરિસ્થિતિ હોવાથી વિકાસક્રમને અનુસરવું જ જોઇએ એમ નિશ્ચય થાય છે. ભોગ અને કર્મરૂપ અનુભવ કરવો. આયુષ્યની પૂર્ણતાની કામનાને ધારણ કરવી એટલી જ આજ્ઞા શ્રુતિભગવતી વિધિમુખે કરીને નથી અટકતી. પણ તે શિવાય બીજું કાંઇજ નહીં કરવું, તે કર્યાવિના તમારો છુટકોજ નથી એમ નિષેધ મુખે પણ આ ત્રીજા મંત્રથી કહીને તેની આવશ્યકતાને દૃઢાવી છે.

તો હવે જ્યારે આત્મહનન થતું અટકાવવું, તો આત્મતત્વ શી વસ્તુ છે. ભોગ તથા કર્મ તથા તેનાં સાધનરૂપ આયુષ્ય એટલે શરીર વિશેષની પ્રતીતિ એટલી સામગ્રી તો કહી છે. આ સામગ્રીમાં વસનાર જેને શ્રુતિ ભગવતી આજ્ઞા કરે છે તથા લાભ હાનિનું ભાન કરાવે છે તે એમાં છે. આમાં મુખ્ય જેને માટે આ બધું છે, તે પુરૂષ છે એટલે શરીર રૂપ પુરમાં વસીને पु એટલે દુઃખનો અનુભવ કરાવનાર પાપને ( उष् જેના ઉપરથી उषस् પ્રાતઃકાળ પૂર્વેનું સૂર્યનું તેજ એ શબ્દ નીકળ્યો છે ) તે બાળે છે. વિકાસમાર્ગમાં આગળ ગતિ કરવામાં પ્રતિબંધરૂપે જે આવીને અટકાવનાર છે તે પાપને બાળી નાંખે છે એવો જે વસનારો તે પુરૂષ છે. તેજ શરીરરૂપ પુરમાં વ્યાપી રહેલો હોવાથી આત્મારૂપે કહેવાય છે. એ આત્માનું સ્વરૂપ કે વ્યાખ્યા થઇ શકે તેમ છેજ નહીં. વ્યાવહારિક દૃષ્ટિથી હવા સૂર્યનો પ્રકાશ વિગેરે જે જે પદાર્થોનો વ્યાપકરૂપે અનુભવ થાય છે તે પણ અમાપ અનંત જ છે. છતાં તેટલા જ કારણથી એટલે જેને બધી જ હવા કે બધુંજ અજવાળું કહીએ

તેનું સ્વરૂપ અમર્યાદિત છે. તેટલા માટે આપણે તેનો ઉપયોગ કરતાં અટકતા નથી. તેનો વિચાર કરતાં અટકતા નથી. જે જે નિયમોથી તે પ્રવૃત્તિ કરી રહેલા છે તેમાંના જેમ જેમ ને જેટલા જેટલા નિયમો જેટજેટલે અંશે સમજાય છે તેમ તેમ દુઃખ નિવૃત્તિ અને સુખના સાધન રૂપે સમૃદ્ધિમાં આગળ આપણે વધતાજ જઇએ છીએ. તેજ નિયમથી આપણે આપણા આત્મતત્વનો અભ્યાસ કરવાનો પ્રાપ્ત થાય છે. આત્મતત્વનો વિચાર કરાવવા શ્રુતિભગવતી ચોથા મંત્રનો આરંભ કરે છે.

अनेजदेकं मनसोजवीयो नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत् ॥
तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपोमातरिश्वा दधाति ॥ ४ ॥

અહો ! આપણાં કેવાં ધન્ય ભાગ્ય છે કે શ્રુતિભગવતી અપૂર્વ પ્રેમથી આ મંત્રરૂપી પોતાનું અમૃત કરનારૂં સ્તન આપણે મૂઢ હઠીલા બાળકના મુખમાં મૂકીને કોઇ પીઓ હૃદયથી પીઓ-પીઓજ પીઓ કહે છે. મુખ હલાવવાની ગમ નથી ! રમતમાં જીવ છે ને મુખ હલાવતાં શિખવાની આતુરતા જ ક્યાં છે ? જીવન સફાતું આ ચાલ્યું ને કેટલાં બધાં જ ચાલ્યાં તે દેખતાં છતાં પણ નવરાશ ક્યાં છે ? આ ચાલ્યા આ ચાલ્યા એવી મિથ્યા બુમો પાડતાં છતાં પણ ચીલામાંથી દિશા બદલવાનો વિચાર પણ ક્યાં સહન થાય છે ? આપણું આત્મતત્વ સદ્ગુરૂ રૂપે સ્તનને દાબીને મુખમાં ઘાલવા જાય છે પણ રડવા તથા તોફાન કરવા આડે તેમને ત્રાસ આપ્યા વિના અન્ય કશુંજ ક્યાં કરવા દેવું છે ? આવા પ્રેમમય સ્તનમાંથી દુધની સેર નિકળતા પૂર્વે આપણા હાથ તથા દાંત ક્યાં પાછા પાડીએ એમ છે અને તે બંનેનો ઉપયોગ કરીને તેમાંથી દુધને ખાળીને માત્ર ખારા લોહી શિવાય આપણે બંદા અન્યનો સ્વાદ લેવાના છીએજ ક્યારે ને ભાર કોઇના છે કે એ સ્વાદ આપણને લેવરાવે ?

આ મંત્રનો ખરો સ્વાદ તો રસસિદ્ધોજ જાણીને તેના મર્મથી-તેમાં રહેલા સત્ય-એકજ ઉપયોગી સત્યથી-તેના અનુભવરૂપ આસ્વાદનથી શ્રી સદ્ગુરૂ પરમાત્મા-શ્રી મહુપેંદ્ર ભગવાનના એકજ સાચા સદ્ગુરૂના મહિમારૂપ અપરોક્ષ રૂપે આત્મતત્વનાં દર્શન કરતા આત્મમસ્તાઇમાં જગતને ગાંડા દેખાતા પુણ્યવંતોજ લે છે. એવા પુણ્યવંતો પૂર્વે પણ થએલાજ છે અને આગળ ઉપર તેની સંખ્યા વિસ્તારને પામશેજ. પણ પ્રસ્તુત વિષયથી આડા ઉતરી પડાયું. હાલનો આ મંત્રનો અર્થ જેટલે અંશે ઉપાડી શકવાનું ઉચિત છે તેટલુંજ કહીને સંતોષ માનવાનો છે.

આત્મતત્વ એક છે. આત્મતત્વ સર્વત્ર હોવાથી તેનો અભ્યાસ કરવામાં છેવટે તો આપણે આપણામાં જ આવીશું, ત્યારે જ કૃતકૃત્યતાનો આરંભ થશે. પણ તે પ્રકારે દાસ ગુરત કરવાનું ફાવતું નથી તેથી આપણી નજર દશ્યમાં જોઇએ. આ વિકાસ એજ સ્વભાવથી આત્મતત્વનું પગલું કહેવડાવાનું છે. ખનિજ સૃષ્ટિમાં વિકાસ એટલો બધો ધીમો ધીમો ચાલે છે કે તેનું નિરીક્ષણ થાય તેમ લાગતું નથી. પ્રાણીજ સૃષ્ટિમાં તે ક્રમ એટલો બધો ગુપ્ત રીતે ચાલે છે કે હાલ તેને સમજવા જેટલી બુદ્ધિની તીક્ષ્ણતાને કેળવ્યા વિના તેમાં ઉતરવાનું ફાવતું નથી. મધ્યવર્તિ જે વનસ્પતિસૃષ્ટિ છે તેમાં કાંઇક વિશેષ અનુકૂળતાજેવું ભાસે છે. માટે આ અભ્યાસ માટે તેમાં વ્યાપેલા આત્મતત્વપ્રતિ દૃષ્ટિ કરીશું ને જ્યાં જ્યાં અનુકૂળતા આવશે ત્યાં પ્રાણીજ સૃષ્ટિમાં અવલોકીશું.

વનસ્પતિમાં આપણે એક સુંદર આંબાના વૃક્ષ પાસે આવ્યા. હવે આ આંબાના વૃક્ષમાં આત્મા વિકાસને પામી રહેલો છે. એ શી વસ્તુ છે? તે કાંઇક એવી વસ્તુ છે કે જે એક છે.

પૂર્વે થએલો અનુભવ સ્મૃતિરૂપે તરી આવવો એ આપણો એક સ્વભાવ છે. જેમ જેમ વિશેષ પટ તે અનુભવના પડેલા હોય છે તેમ તેમ તે વિશેષ જોસથી તરી આવે છે. આપણે પૂર્વસ્થિતિને કારણરૂપે વાપરીને ઉત્તરસ્થિતિને કાર્યરૂપે અનુભવતા વિકાસરૂપ ગગનમાં ઉંચે ઉડ્યા જઇએ છીએ. એ દરેક સ્થિતિમાં દરેક પ્રસંગે આત્મતત્વનો કારણરૂપે અનુભવ કરતાં તેને ને તેને જ જૂદા જૂદા વેશોને અપૂર્વરૂપે ધારણ કરતો દીઠો છે, તેથી આપણી વૃત્તિ તે કારણપ્રતિ "એકતા"ના વિચારને ધારણ કરતી તેને શોધતી અનુશાવાય છે. આ વ્યતિકરને આપણે "એનું મૂળ આરંભક કારણ શું?" એ રૂપમાં બોલીયે છીએ. સારાંશ કે સર્વમાં આદિમાં શી વસ્તુ છે તે જાણવાની કુદરતી આકાંક્ષા થાય છે.

પણ વસ્તુ તો માત્ર એક જ છે. નાટકશાળામાં રંગભૂમિઉપર નારદ મુનિનો વેશધારી થઇને હું આવ્યો તે સમયે મને નારદ એવા સંબોધનથી બોલાવ્યો, તે શ્રવણ કરતાં નારદ નામની વ્યક્તિ માત્રનો સંસ્કાર લીધો. તે પછી હું પોતે જ અસૂરનો વેષ ધારણ કરીને આવું છું. આ બંનેમાં હું પોતે જ તે તે વેષનો ધારણ કરનાર છું. તે વાતનું વિસ્મરણ થતાં પૂર્વના નારદ મુનિને સંબોધેલા હતા તેટલું જ યાદ આવતાં આખું વિશ્વ ઉંધું ચત્તું કરી નાંખીને થાકું છતાં તે નારદમુનિ હાથમાં નહીં જ આવવાના. તે જ પ્રમાણે જગતના સમષ્ટિરૂપના કે વ્યક્તિના પરમ આદિ પરમ આરંભકની બાબતમાં થવાનું ને થાય છે. આ કારણથી કલ્પના તેમાં થઇ શકતી નથી, તેથી ખરા તત્વચિંતકો તે પરમ કારણને અનાદિ એટલે જેનું આદિ જેનો આરંભ કહાણો એમ નથી કહેવાતું તે રૂપે નિરૂપણ તેનું કરેલું છે; છતાં આવો ગહન અર્થ મગજમાં સર્વને ઉતરે તેમ નથી. તેથી તે ઉતારવાનું સામર્થ્ય પ્રાપ્ત થવા અર્થે ને તે પ્રાપ્ત થાય ત્યાં સુધીને માટે એ ઉત્કંઠાને શાંત કરવાપ્રતિ સૃષ્ટિની ઉત્પત્તિને વર્ણવેલી છે. ને તે તાત્પર્યવની નહીં હોવાથી તે વર્ણનોમાં જૂદી જૂદી સંસ્થાઓ જૂદા જૂદા મતોને બતાવે છે. ને તે પોત પોતાના અનુયાયીનાં અંતઃકરણની સામગ્રીને અનુસરીને કલ્પેલું છે, તેથી તેમાં વિરોધ નથી ગણવાનો. સર્વ સંસ્થાઓએ તે વર્ણનમાં પણ યોજેલી યુક્તિઓ તથા આખ્યાયિકાઓ તથા રૂપકો તથા સંજ્ઞાઓ કે સંકેતોદ્વારા જે મુખ્ય કર્તવ્ય આત્મતત્વનો વિકાસ, તેને ઉઘાડતા જ ચાલ્યા છે.

સારાંશ કે આંબો પહેલો કે કેરી? એનો ઉત્તર સમષ્ટિ આંબો તથા સમષ્ટિ કેરી બંને અનાદિ છે. સમષ્ટિરૂપે તો તેનું આરંભક કહાણું એવું બીજ નહીં. તેનો છે ઉને બીજ. ને તેમ હોવાથી જ વ્યક્તિરૂપ આંબાની તથા કેરીની પ્રતીતિ છે. વ્યવહારમાં સમષ્ટિ આંબો કે સમષ્ટિ કેરી નિર્ગુણ નિરાકાર અવ્યક્તતત્વ છે. વ્યષ્ટિ આંબો કે વ્યષ્ટિ કેરીના સંબંધમાં જ વિચાર કરવો પ્રાપ્ત થાય છે. ત્યાં વ્યષ્ટિ આંબા મારી કલ્પનામાં છે. તેમની પ્રતીતિ પ્રત્યક્ષ કરાવવા શું જોઇએ? ઉત્તરઃ—વ્યષ્ટિ કેરીઓ. તેમને લેઇને કુદરતના નિયમને અનુસરીને સંસ્કારમાં નાંખતાં વ્યષ્ટિ આંબાનો અનુભવ થશે ને વ્યષ્ટિ આંબાનો કારણરૂપે કુદરતના નિયમને અનુસરતાં વ્યષ્ટિ કેરીઓનો અનુભવ થશે. આમ હોવાથી પરમ એટલે છેવટ

એવુંજ નહીં હોવાથી ઉપરનું કહેવાય તેનું કારણ શોધવામાં સમય કે સામર્થ્યનો ઉપયોગ કરવો નિરર્થક છે. તે સમય તથા સામર્થ્યનો યોગ્ય ઉપયોગ ઠેઠ પાછળ હઠવામાં નહીં કરતાં માત્ર એક કે બે ક્રમ સુધી નિરીક્ષણ કરીને તેમાંથી આત્મતત્વના વિકાસના નિયમને સમજીને તુરતજ તેનો અમલ કરતા કરતા આગળ વધવું એજ કર્તવ્ય પ્રાપ્ત થાય છે. અને આ આત્મતત્વ એક છે એમ પણ સિદ્ધ થાય છે. છતાં જો આત્મતત્વ એક છે તે કેવા સ્વરૂપે પ્રતીત થાય છે ?

## " अनेजत् " અને " मनसो जवीयान्. "

અનેજત્ એટલે સ્થિર એટલે જરાપણ હાલે નહીં તેવો. વળી મન કરતાં પણ અધિક વેગવાળો. આ બે ધર્મો એકમાં જ !! કેવી નવાઈ !! વિજ્ઞાનવાદીઓ—જેમનાં અંતઃકરણમાં કાવ્યચાતુર્યની પ્રતિભાએ પ્રકાશ નાંખ્યો નથી તે તો ઉટ્નોન્સેન્સ કરીને ફેંકી દેવાના તેથી ઊલટું શુષ્ક તર્કથીજ સંતુષ્ટ તથા શ્રેયસ્ નામનો વિકાસ સાધવાનો છે એ કર્તવ્યના સ્વરૂપથી અત્ર આધ્યાત્મિક અર્થને બંધ બેસતો કરવાના. સંધ્યામાં " अघमर्षण " સંસ્કારના મંત્રમાં પણ આ ભાવના શબ્દોનો પ્રયોગ બાળકને યજ્ઞોપવિત આપવામાં કહેલો છે. " ऋतंचसत्यंचा० " " ऋतं " એ શબ્દ ऋ એ ગતિ વાચક ધાતુમાંથી અને सत्यं એ अस् સ્થિતિ વાચક ધાતુમાંથી નિકળેલા છે. બને શબ્દો વસ્તુ—યથાર્થત્વ વાચક છે. યથાર્થતત્વ એકજ આત્મતત્વ છે. તેના વાચક એ બને છે. એકજ આત્મતત્વ સ્થાવરરૂપે ઉપાદાન કારણરૂપતાનો વેષ કહાડી પ્રતીત થાય છે. જંગમ રૂપે નિમિત્ત કારણ બને છે. પોતાનાજ સ્વભાવભૂત આત્મતત્વવડે પોતાને વસવાનું ગૃહ બનાવીને પોતેજ તેમાં રહે છે. આ વ્યતિકર-અનાદિ પરંપરાથી ચાલ્યો આવ્યો છે. જે સ્થાનથી આ વ્યતિકરનું ભાન થયું ત્યાંથી એ ભાન નામક અનુભવનો વિશેષરૂપે સંગ્રહ કરતા ચાલો આગળ વધીએ. આંબામાં કેરીઓને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે. તેને યોગ્ય ખાતર—જળ—ઊંજણના આદિ કુદરતની અનુકૂળ સામગ્રી રચી આપીએ, એટલે સમય આવે કેરીઓને બનાવીને આપશે. કોણ? શાવડે? શાંમાથી ? આંબાનો આત્મા તે આંબામાં રહેલા આત્મતત્વમાંથી આત્મતત્વવડે કેરીઓ બનાવી કહાડશે. આને ઉત્પત્તિક્રમ યજ્ઞાનોક્રમ કહેલો છે.

એ આંબામાં રહેલા આત્માના આ સર્જન સામર્થ્યનો કેરીઓ આણી આપવા શિવાય બીજો કોઇ ઉપયોગ છે ? હા. એના મહોર આવે તે સમયે તે સામર્થ્યને કેરીઓ બનાવવાના કામમાં વેરી ના નાખીએ તો તેનું શું થાય તે વિચાર કરવાથી આ આપણા હાથમાં આવશે અને આપણે અર્થે ખરેખરૂં જ્ઞાન તે દ્વારા જ ઉઘડશે.

તો કેરી આવ્યા પછી એ કેરીઓને તેના મહોરરૂપ આરંભક સ્થિતિ પ્રાપ્ત થાય તે પછી આંબાને સદ્‌ગુરૂ પ્રાપ્ત ન થાય અથવા પ્રાપ્ત થાય છતાં પણ પોતાના શરીરના આંતર ભાગમાં પોતાના આત્માનો વિનાશ કરવા માત્રમાં જ ઉપયોગી એવી મધમાખીઓને શરણ આપીને, તેમને જ શરણ પોતે હોય એવી ભ્રમણાવશ થઇને, તે પરમકારૂણિક—સત્ય જ્ઞાનના ભંડારરૂપ શ્રી સદ્‌ગુરૂને વાસ આપવામાં જ માખીઓનો ઉપયોગ કરે તો પરિણામ શો આવે ? શ્રી સદ્‌ગુરૂ તો આંબાની પાત્રતાનો વિચાર કરી વેગળા ઉભા રહે છે. મહોરની કેરીઓ બનાવવામાં આંબામાં રહેલા આત્મતત્વના સામર્થ્યનો ઉપયોગ થઇ જાય છે. કેરીઓ આંબા ઉપરને ઉપર જ કોહી જાય છે, ને ડાળીઓને, ને તે દ્વારા થડને કોહાણ લાગે છે.

આંબો ખવાઇ જાય છે ને વહેલો પોતાના આત્મતત્વના કુદરતી વિકાસમાં પ્રતિબંધ નાંખવાથી હતો નહતો થઇ જાય છે. બ્રહ્મચર્યવ્રતનો કુદરતના નિયમને અનુસરતો શો અર્થ છે? કયો ઉદ્દેશ તે વ્રતવડે કુદરતના કયા નિયમને અનુસરીને કેવી રીતે પાર પાડવો છે. તેના જ્ઞાનના અભાવે બ્રહ્મનામ વડે સૂચવાયલો બૃહત્ એટલે વિકાસક્રમમાં નિરંતર થતી વૃદ્ધિ તેમાંથી ભ્રષ્ટ થવાય છે ને મહતી વિનષ્ટિરૂપે જેને શ્રુતિ ભગવતી વર્ણવે છે તેને જ પ્રાપ્ત કરે છે. આ બ્રહ્મ એટલે અખંડ જેમાં મહાન થવાનો ક્રમ વગર અટકે ચાલી રહ્યો છે એવો સ્વભાવ આ આંબાના આત્મામાં કયો છે તેપ્રતિ દષ્ટિ કરીએ. ( અપૂર્ણ. )

---

# मनघनगर्जन.

શ્રી ગોવર્ધન. એલ્ફીન્સ્ટન કોલેજ—મુંબઈ.

પદ.

( અજબ શી આ ઉપવનની બહાર. એ લય).

અહો ! શું મનઘનગર્જન થાય,
સકળ ઇન્દ્રિય સ્થળમાંહિ છવાય.— અહો૦
શ્યામતા જોઈ ઘનશ્યામની આજે, ભક્ત મયૂર હરખાય— અહો૦
ભક્તનું નર્તન થતાં એમાંથી, આર્દ્રત્વ અતિ ઉભરાય— અહો૦
દિવ્ય સ્ફુરણ વિદ્યુત્ ઝળકારા, પળેપળેજ ભળાય— અહો૦
અમૃતધારાના સિંચનથી અણુ, અણુમાં (આહા !) બળ રેલાય— અહો૦
ત્રિતાપ આધિ વ્યાધિ ઉપાધિના, શૈત્યથી પળમાં વિલાય— અહો૦
શ્રદ્ધાની માલતી પુષ્ટ થઇને, પ્રીતિ તરુને વિંટળાય.— અહો૦
ઘન ભેદન થઇ જોતાં જોતાંમાં, ચૈતન્યચંદ્ર દેખાય.— અહો૦
ઇન્દુ કર સ્પર્શથી આનંદ કુમુદિની, હૃત્સરમાં મલકાય — અહો૦
જય ચક્રવાકનો સ્વર સદ્ય સુણતાં, મૃદ્દરે ! સહસા વદાય— અહો૦

---

# रामकृष्ण परमहंस.

શ્રી જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત. સુરત

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ટ ૧૮૩ થી. )

બોધવચન ૩૧ મું:—પરમેશ્વર એ સ્વતંત્ર, સનાતન બ્રહ્મતત્વ છે, તેમજ સકળ વિશ્વના મહાપિતા છે અદ્રશ્ય, મનવાણીથી અગોચર બ્રહ્મતત્વ એક વિશાળ અમર્યાદ મહાસાગર સમાન છે. એમાં હું કેવળ બાથોડીયાં મારું છું. તથા ડુબી જાઉં છું. પણ જ્યારે હું સર્વદા લીલા કરનાર આનંદમૂર્તિ વિષ્ણુ ભગવાનસમીપ જાઉં છું ત્યારે ડુબી જતા મનુષ્યને કીનારો મળે અને તે આનંદ પામે તેની પેઠે શાંતિ મેળવું છું.

બોધવચન ૩૨ મું:—ઇશ્વર સાકાર છે તેમજ નિરાકાર છે. એ સાકાર પણ ન કહેવાય તેમજ કેવળ નિરાકાર પણ ન કહેવાય. એ પોતે શા સ્વરૂપે છે તે પોતે જ કહી શકે.

બોધવચન ૩૩ મું:—ભક્તિમાર્ગે અમુક અંશે ચડ્યા પછી ભક્તને સાકાર સ્વરૂપથી સંતોષ તથા આનંદ પ્રકટે છે, અને ભક્તિની અમુક કળાએ એને પરમાત્માના કેવળ નિરાકારસ્વરૂપથી સંતોષ તથા આનંદ પ્રકટે છે.

બોધવચન ૩૪ મું:—પરમાત્માનું સાકારસ્વરૂપ દૃષ્ટિગોચર છે અને જેમ આપણા પ્રિયતમ મિત્રને મળીએ, ભેટીએ વગેરે કરીએ, તેમ આપણા ઇષ્ટ પ્રભુને પણ મળીએ, ભેટીએ વગેરે કરી શકીએ.

બોધવચન ૩૫ મું:—જેમ એક વખત હું સવસ્ત્ર હોઉં છું અને બીજી વખત નિર્વસ્ત્ર, દિગંબર હોઉં છું, તેમ બ્રહ્મતત્ત્વ એક વખત સગુણ સ્વરૂપે અનુભવાય છે, અન્ય સમયે નિર્ગુણ વા ગુણાતીતસ્વરૂપે અનુભવાય છે.

બોધવચન ૩૬ મું:—જેમ પાણી ઠરી જઈને બરફ બને છે તેમ સર્વ શક્તિમય પરમાત્માનું ઇંદ્રિયગોચર સ્વરૂપ એ સર્વવ્યાપક નિરાકાર બ્રહ્મતત્ત્વનું સ્થૂલ સ્વરૂપ છે. સત્ય રીતે એ સત્ ચિત્ અને આનંદ આ ત્રણ ધર્મોનું સ્થૂલ મૂર્તિમાન સ્વરૂપ ગણાય. જેમ જળનો એક સ્થૂલ વિભાગ જે બરફ તે કેટલોક કાળ જળમાં રહે છે અને પછી તેમાં પીગળી જાય છે તેમ ઇશ્વરાવતાર અથવા લીલાવિગ્રહ એ નિરાકાર બ્રહ્મતત્ત્વનું મૂર્તિમાન સ્વરૂપજ છે. એ મૂર્તિમાન સગુણ સ્વરૂપ નિર્ગુણ, નિરાકાર તત્ત્વમાંથી પ્રકટે છે, ત્યાં જ સ્થિર રહે છે અને અંતે તેમાંજ લય પામે છે. અને અદૃશ્ય થઇ જાય છે.

બોધવચન ૩૭ મું:—પરમાત્માનું નામ સર્વ પ્રકારના જ્ઞાનને સૂચવે છે. તેમનું નિવાસસ્થાન બ્રહ્મવિદ્યાના પ્રકાશને વિસ્તારે છે અને એ પરમાત્મા પોતે જ્ઞાનસ્વરૂપજ છે.

બોધવચન ૩૮ મું:—પરમાત્માનું પ્રસાદમય વદન બે સમયે અનુભવાય છે. એક તો જ્યારે એક જ કુટુંબનાં ધનધાન્યાદિના વિભાગને કરાવનાર મોહનાં બંધનને કુટુંબી જનો ત્યજે છે ત્યારે અને બીજું જ્યારે કોઇ મનુષ્ય મૃત્યુની અણીપર હોય છે અને તે સમયે કોઇ વૈદ્ય આવીને તે મનુષ્યના પ્રાણ ટકાવવા પ્રબળ ધૈર્ય આપે છે ત્યારે.

બોધવચન ૩૯ મું:—ગાંડા મનુષ્યો, માદક પદાર્થના સેવનથી મત્ત બનેલા મનુષ્યો તથા બાળકો કોઈ કોઇ વખતે જાણે પરમેશ્વરથી પ્રેરાયલા હોય તેમ અજાણતાં પણ કેવળ સત્ય વચન ઉચ્ચારે છે. તેમનાં વચન દૈવી વાણીરૂપ નીવડે છે.

બોધવચન ૪૦ મું:—સૂર્ય એ પૃથ્વી કરતાં ઘણોજ મોટો છે પણ પૃથ્વી અને સૂર્યની વચ્ચે અંતર ઘણુંજ હોવાથી તે એક નાની થાળી જેવડો દેખાય છે. તેજ પ્રમાણે પરમાત્મા અત્યંત મહાન્ છે, પણ આપણે એ પરમાત્માથી અત્યંત દૂર રહીએ છીએ. એ પરમાત્માનો સાક્ષાત્કાર થાય તેવું ઉચ્ચ પુરુષાર્થ ભર્યું જીવન ગાળતા નથી અને તેથીજ એમનું વાસ્તવ મહત્ત્વ અનુભવવા અતિ અસમર્થ નીવડીએ છીએ.

બોધવચન ૪૧ મું:—આપણે સમજીને અથવા વગર સમજે, જાણતાં અથવા અજાણતાં પરમાત્માનું સ્મરણ કરીએ, તેમનું નામ ઉચ્ચારીએ તો તેથી આપણે પવિત્ર થઇએ છીએજ. જે મનુષ્ય સ્વેચ્છાથી નદીએ જાય છે અને તેમાં સ્નાન કરે છે તેને સ્નાનનો લાભ મળે છે. તેમજ જે મનુષ્યને બીજા કોઇએ નદીમાં નાંખ્યો હોય છે તે મનુષ્ય અથવા સ્વપ્નમાં નિદ્રા લેનાર મનુષ્યપર બીજો કોઇ મનુષ્ય જળ રેડે તો તેવો નિદ્રિત મનુષ્ય પણ સ્નાનના લાભને અનુભવે છે.

બોધવચન ૪૨ મું:—જે ઘરમાં સર્વદા હરિસ્તવન થતાં હોય છે તેમાં કલિયુગનો પ્રવેશ કદાપિ થતો નથી.

બોધવચન ૪૩ મું:—એક રાજાએ એક સમયે બ્રહ્મહત્યાનું ઘોર પાપ કીધું. પછી તે એક ઋષિના આશ્રમમાં ગયો અને ત્યાં તે મહાત્માને એવો પ્રશ્ન પૂછવા માગતો હતો કે આ ઘોર પાપની નિવૃત્તિમાટે મારે કયું પ્રાયશ્ચિત્ત કરવું ? પણ આશ્રમમાં તે કાળે ઋષિ પોતે હતા નહીં. તેમના પુત્ર હતા. તેમને એ રાજાએ આ પ્રશ્ન પૂછ્યો. તે ઋષિપુત્રે કહ્યું ' ઈશ્વરનું નામ ત્રણ વખત ઉચ્ચારો અને તમારા પાપની નિવૃત્તિ થશે. જ્યારે તે ઋષિ ઘેર આવ્યા અને પોતાના પુત્રે સૂચવેલું પ્રાયશ્ચિત્ત સાંભળ્યું ત્યારે તેમણે કંઇક કોપાવિષ્ટ થઇ પોતાના પુત્રને કહ્યું:-' સર્વશક્તિમય પરમાત્માનું નામ કેવળ એક વાર ઉચ્ચારવાથી જ હજારો જન્મનાં પાપ નિવૃત્ત થાય છે. હે પુત્ર ! તારી શ્રદ્ધા કેટલી બધી દુર્બળ છે. તેથી જ તેં હરિનામનું સ્મરણ ત્રણ વાર કરવા પ્રબોધ્યું છે. તારા આ અપરાધ માટે તું શૂદ્રનો દેહ ધાર. ' અને એ રીતે તે ઋષિપુત્ર રામાયણમાં વર્ણવેલો ગૂહક ઉત્પન્ન થયો.

બોધવચન ૪૪ મું:—જાણતાં અથવા અજાણતાં, ગમે તે પ્રકારે કોઇ પણ મનુષ્ય અમૃતનો પાત્રમાં પડે તો તે અમર થાય જ. એજ પ્રકારે જે મનુષ્ય પરમાત્માનું સ્મરણ સ્વેચ્છાથી અથવા પારતંત્ર્યવશાત્ કરે છે તેને અંતે અમરત્વ મળે છે જ.

બોધવચન ૪૫ મું:—જેવી રીતે એક મોટું જબરું વહાણ પાણીપર જોરથી વહેતું ચાલ્યું જાય છે ત્યારે સાથે સાથે તરાપાઓ, મછવાઓ વગેરેને પણ ઘસડતું જાય છે તેમ જ્યારે કોઇ તારક સત્તા અવતરે છે અર્થાત્ ઇશ્વરાવતાર પ્રકટે છે ત્યારે તે અવતારી મહાપુરુષ સરળપણે હજારો મનુષ્યોને સંસારસાગરની પાર લઇ જાય છે.

બોધવચન ૪૬ મું:—જ્યારે રેલ આવે છે ત્યારે નદી નાળાં ઉભરાઈ જાય છે અને સમીપની સર્વ ભૂમિઓ જળ, જળ થઇ રહે છે. વૃષ્ટિનું પાણી અમુક માર્ગોમાં થઈને જ વહી જાય છે. એ જ પ્રકારે પરમાત્મા જ્યારે અવતાર ધારણ કરે છે ત્યારે એ પ્રભુની કૃપાદ્વારા સર્વ પ્રાણિમાત્ર ઉન્નતિના ક્રમમાં સ્થપાય છે, બંધનથી મુક્ત થાય છે અને સુખસ્વરૂપ બને છે. સાધક દશામાંથી પુરુષાર્થ સેવી ઉત્તરોત્તર વૃદ્ધિને સાધી સિદ્ધ થયલા મનુષ્યો અનેક તિતિક્ષા, તપશ્ચર્યાના પ્રકારને સેવી સુખસ્વરૂપ બને છે. કુદરતમાંથી સતત વૃષ્ટિની ધારા પડવાથી સર્વત્ર જળ, શાંતિ, લીલોતરી વગેરે પ્રકટે છે તેમ ઇશ્વરાવતાર વિશ્વમાં સર્વત્ર ઉદયનાં કારણોને વિસ્તારે છે. અમુક ભાગપર જ પડેલી થોડી વૃષ્ટિથી થોડા ભાગજ જલપૂર્ણ બને છે.

બોધવચન ૪૭ મું:—જ્યારે લાકડાનો મોટો તરાપો નદીપર તરે છે ત્યારે તે એક સો મનુષ્યને લઇ જાય છે અને તોપણ તે ડૂબતો નથી. નદીના જળપર વહેતું તણખલું એક કાગળ સરખાના ભારથી પણ જળમાં ઉતરી ડૂબી જાય છે. તેજ પ્રમાણે જ્યારે કોઈ ઈશ્વરાવતારી તારક મહાસત્તા પ્રકટે છે ત્યારે એમનું શરણ સેવીને અસંખ્ય મનુષ્યો તરી જાય છે. સિદ્ધ પુરુષ તો માત્ર શ્રમ કષ્ટ કે તપશ્ચર્યા સેવીને પોતાનો જ ઉદ્ધાર કરે છે.

બોધવચન ૪૮ મું:—આગગાડીનું એંજીન પહોંચવાને સ્થળે પોતે પહોંચે છે તેમજ ભારથી ભરેલી ગાડીઓ અથવા ડબ્બાઓને પણ તે સ્થળે તાણી જાય છે. આ જ પ્રકારે

તારક મહાપુરૂષો પ્રવૃત્તિ કરે છે. તેઓ સંસારની ચિંતાથી ગ્રસ્ત લાખ્ખો મનુષ્યોને પરમાત્માના સ્વતંત્ર, કૂટસ્થ, નિરામય પદમાં સ્થાપે છે.

બોધવચન ૪૯ મું:—જ્યારે ભગવાન્ શ્રી રામચંદ્રજી આ સૃષ્ટિમાં પધાર્યા ત્યારે માત્ર સાત ઋષિઓએ જ એમને સાક્ષાત્ ઈશ્વરાવતારરૂપે ઓળખ્યા. એજ પ્રમાણે જ્યારે પરમાત્મા આ વિશ્વમાં અવતાર ધારણ કરે છે ત્યારે થોડા જ મનુષ્યો એ પરમાત્માના દૈવી સ્વરૂપને ઓળખી શકે છે.

બોધવચન ૫૦ મું:—સચ્ચિદાનંદ પરમતત્ત્વ એ એક મહાન્ વૃક્ષ છે, એ વૃક્ષ ઉપર અસંખ્ય રામ, કૃષ્ણ, ક્રાઇસ્ટ વગેરે તારક મહાપુરષો થાય છે. કાળે કાળે આવા એક બે અવતારી મહાપુરુષો ભૂમિપર પ્રકટે છે અને મહાન્ ફેરફારો કરી નાંખે છે.

બોધવચન ૫૧ મું:—ઈશ્વરાવતારી મહાપુરુષ અથવા તારક મહાપ્રભુ એ પરમાત્માના દૈવી દૂત છે. એક મહાન્ મહારાજાધિરાજના પ્રતિનિધિજેવા એ છે. કોઇ દૂરના વિભાગમાં જ્યારે કોઇ અવ્યવસ્થા અથવા કંઇ તોફાન જાગ્યું હોય ત્યારે તેને શમાવવાને જેમ રાજા પોતાના પ્રતિનિધિને મોકલે છે તેમ પરમાત્મા સૃષ્ટિના કોઇ ભાગમાં પ્રકટેલી ધર્મબિગાની દુર્બળતાને નિવૃત્ત કરવા પોતાના અવતારી પુરુષને ત્યાં મોકલે છે.

બોધવચન ૫૨ મું:—પરમાત્મા એક સ્થાને દેહ ધારણ કરી કૃષ્ણરૂપે પ્રકટ થાય છે અને બીજે સ્થાને પુનઃ પ્રકૃતિતત્ત્વનો આશ્રય કરી ક્રાઇસ્ટરૂપે દર્શન આપે છે. આમ ભિન્ન ભિન્ન સ્વરૂપે પ્રતીત થતા પરમાત્મા એક જ છે.

બોધવચન ૫૩ મું:—કોઇક ઋતુઓમાં પાણી માત્ર ઉંડા કુવાઓને તળીયેથી અને તે પણ ઘણે કષ્ટે મળે છે પણ જ્યારે વર્ષાઋતુમાં રેલ આવે છે ત્યારે સર્વત્ર જળ, જળ થઇ રહે છે. એજ પ્રકારે સામાન્ય રીતે તપશ્ચર્યા તથા સ્તુતિઓદ્વારા પરમેશ્વરનાં દર્શન કષ્ટે કરીને થાય છે પણ જ્યારે ઇશ્વરાવતાર રૂપ મહાકૃપાવૃષ્ટિ વર્ષે છે ત્યારે સર્વત્ર, સ્થળે સ્થળે ઇશ્વરનાં જ દર્શન થાય છે. પ્રત્યેક સ્થળે, પ્રત્યેક પ્રાણીમાં ઈશ્વરત્વનું-દર્શન થાય છે.

બોધવચન ૫૪ મું:—સાધક દશામાંથી પ્રયત્ન સેવી સિદ્ધ પદે ચઢેલો પુરુષ એ પુરાણવસ્તુશોધક પ્રવીણ પુરુષ જેવો છે. તે કોઇ જૂના પુરાણા કુવાપરના ઉગેલા ઝાંખરાને તથા ઉપર બાઝેલા ધૂળના ઢગને ખસેડે છે અને તળેનું પાણી તૃષાતુરને બતાવે છે. બીજે પક્ષે ઈશ્વરાવતારી પુરુષ મોટો ઇજનેર જેવો છે. તે પૂર્વે જળ નહીં હોય એવા સ્થાનમાં પણ નવો જ કુવો ખોદી કાઢે છે. જે સજ્જનોમાં નિષ્ઠા, ભક્તિ, સાધુતા વગેરેના સંસ્કાર હોય છે તેમને જ મહાત્માઓ ઉદ્ધારે છે પણ દૈવી તારક સત્તાસ્વરૂપ અંશી પુરુષ તો જેનું અંતઃકરણ પ્રેમ કે ભક્તિથી શૂન્ય હોય અને કેવળ જડ જેવું હોય તેને પણ ઉદ્ધારે છે.

બોધવચન ૫૫ મું:—શ્રી રામચંદ્ર, સીતા, શ્રીકૃષ્ણ, રાધા, અર્જુનવગેરે ઐતિહાસિક પાત્રો ન હતા પણ કેવળ દૃષ્ટાંતમાટે જ વર્ણવેલા ઉપજાવી કાઢેલાં પાત્રો હતા એમ ન માનશો. તેમજ એ પાત્રોનાં ચરિત્રો વર્ણવીને શાસ્ત્રો ગુપ્ત સાંકેતિક બોધ આપે છે એટલું જ માનીને વિરમશો નહીં. એ પાત્રો આપણા જેવાંજ શરીરધારી-તનુઓ થઇ ગયા છે અને તેઓમાં દૈવી અંશ હતો તેથી જ તેમનાં જીવનચરિતમાંથી ઇતિહાસવિષયક જ્ઞાન મળે છે તેમજ આધ્યાત્મિક જ્ઞાન પણ મળે છે.

બોધવચન ૫૬ મું:—જ્યારે પરમાત્મા અવતાર વા લીલાતનુ ધારણ કરે છે ત્યારે એ મહાસત્તા જે મહાયત્ન કરે છે તેનું ગહન સ્વરૂપ સમજવાને કોઇકજ મહાપુરુષ સમર્થ હોયછે.

બોધવચન ૫૭ મું:—જેમ એક મહાસાગરમાં પાણીનાં અસંખ્ય મોજાં ઉછળે છે તેમ બ્રહ્મતત્ત્વમાંથી અનેક ઇશ્વરાવતારી વા લીલાતનુધારી મહાપુરુષો પ્રકટે છે.

બોધવચન ૫૮ મું:—સિદ્ધનું સ્વરૂપ વા લક્ષણ શું ? ( પૂર્ણ વા નિર્દોષ, નિતાંત શુદ્ધ પુરુષ અને સારી રીતે રાંધેલું અન્ન બંને સિદ્ધ કહેવાય છે. ) જેમ બટાકા, વેગણ વગેરે શાક બરોબર ચૂલાપર ચડે છે અથવા રંધાય છે ત્યારે પોચા, નરમ પડે છે તેમ જ્યારે કોઇ મનુષ્ય પૂર્ણ પદને પામે છે ત્યારે તે સર્વાંશે નમ્ર, દયાળુ તથા ક્ષમાવાન્ બને છે.

બોધવચન ૫૯ મું:—આ જગતમાં પાંચ પ્રકારના સિદ્ધો જણાય છે.

(૧) સ્વપ્નસિદ્ધો. આ પુરુષોને સ્વપ્નમાં દૈવી બળ પ્રાપ્ત થાય છે. આ દૈવી અંશ મળવાથી એઓ મુક્ત પદમાં સ્થિર થાય છે.

(૨) મંત્ર સિદ્ધો. આ પુરુષો કોઈ દૈવી મંત્રના જાપથી ઉચ્ચતર વધ્યા ગયા હોય છે.

(૩) હઠાત્ સિદ્ધો. આ પુરુષો એકાએક પૂર્ણ કૂટસ્થ પદે સ્થપાયા હોય છે. જેમ એક નિર્ધન મનુષ્ય ગુપ્ત ધનભંડાર મળવાથી અથવા કોઇ શ્રીમંત કુટુંબમાં પરણવાથી એકાએક શ્રીમંત થઇ જાય છે તેજ પ્રમાણે ઘણા પાપમતિ મનુષ્યો એકાએક કોઇ સર્વોત્તમ સંગતિ મળવાથી અતીવ શુદ્ધ બને છે અને સ્વર્ગના મહારાજ્યમાં પ્રવેશ કરે છે.

( ૪ ) કૃપાસિદ્ધો. આ મનુષ્યો જેમ કોઇ નિર્ધન મનુષ્ય નૃપતિની ખાસ કૃપાથી શ્રીમંત બની જાય છે તેમ પરમાત્માની ખાસ કૃપાદૃષ્ટિથી દૈવી સંપત્તિઓના ભંડાર બને છે અને પૂર્ણ, સ્વતંત્ર, નિષ્કલંક, શુદ્ધ બને છે.

( ૫ ) નિત્યસિદ્ધો. આ મનુષ્યો મૂળથીજ શુદ્ધ, નિર્મળ, પુણ્યાત્મા હોય છે. જેમ દૂધી અથવા કાકડીને પ્રથમ ફળ અને પછી ફુલ આવે છે તેમ સર્વાંશે પૂર્ણ પુરુષો જન્મથી જ સિદ્ધ પદે હોય છે. એમના મોક્ષ નિમિત્તના પ્રયત્નો કેવળ અન્ય મનુષ્યોને દૃષ્ટાંત આપવાને માટે જ હોય છે. એમની પ્રવૃત્તિ લોકસંગ્રહાર્થ જ હોય છે.

બોધવચન ૬૦ મું:—'હોમા' એ નામના પક્ષીઓની એક જાત છે. એ પક્ષીઓ આકાશમાં ઘણેજ ઉંચે રહે છે અને પોતાના—ઉચ્ચ પ્રદેશોને બહુજ ચહાય છે. તેઓ પૃથ્વીપર નીચે આવવાની વૃત્તિ બીલકુલ કરતાં નથી. આ પક્ષીઓનાં ઇંડાં આકાશમાં મૂકાય છે ત્યારે ગુરુત્વાકર્ષણથી તણાઇને પૃથ્વીભણી પડવા જાય છે. પણ નીચે પડતા પહેલાં મધ્ય માર્ગેજ એ ઇંડાં સેવાય છે અને બચ્ચાંને જન્મ આપે છે. આ બચ્ચાંને પાંખ આવે છે કે તરતજ તેઓ સમજી જાય છે કે આપણે નીચે તણાઇને પડીએ છીએ અને એમ ચેતતાં વારને અંતરથી પ્રેરાઇને પોતાના ઉપરના આકાશમાંના સ્થાન તરફ ઉડવાનું શરૂ કરે છે. શુકદેવ, નારદ, ઇશુ, શંકરાચાર્ય વગેરે મહાપુરુષો આ પક્ષીઓના જેવા છે. આ મહાપુરુષોએ કુમારાવસ્થામાંથી જ જગતના ક્ષણિક સુખદાતા વિષયોના સંગને ત્યજ્યો છે અને સત્ય દૈવી જ્ઞાન માટે તીવ્રેચ્છા સેવી છે, આવા મહાપુરુષો તે નિત્યસિદ્ધ ગણાય છે.

બોધવચન ૬૧ મું:—દૈવી જ્ઞાનવાળા મહર્ષિઓ જાણે પરમેશ્વરના અતિ નિકટના સંબંધીઓનું એક ગુપ્ત આંતરમંડળ વા સિદ્ધસમાજ હોય તેમ ગણાય છે. આ સત્પુરુષો

પરમેશ્વરના મિત્રો, સ્નેહીઓ કે સંબંધીઓ જેવા છે. અન્ય સામાન્ય મનુષ્યો પરમેશ્વરનું બાલમંડળ અથવા ભક્તમંડળ ગણાય છે.

ઓપવચન ૬૨ મું:—જ્યારે નાળીયરના ઉપલા પડમાં ચપ્પુ કે ખીલો ઘોંચ્યો હોય છે ત્યારે તે ચપ્પુ કે ખીલો કોપરાપરના ઢાંકણમાં થઈને પાણીવાળા ભાગમાં પેસી જાય છે. પણ જો પાણી સુકાઇ ગયું હોય છે અને કોપરાની વાટી છૂટી પડી ગઈ હોય છે તો જ્યારે ચપ્પુ કે ખીલો ઘાલીએ તો વાટીને ન અડકે અને ઉપલી ચોટલીવાળો ભાગજ કોચાય છે. પછી તે ચોટલીવાળા ભાગને ભાંગીને આખો ગોટો છૂટો પાડીએ છીએ. જીસસ એ ગોટો બાજેલા નાળીયર જેવો હતો, એનો અંતરાત્મા દેહથી કેવળ નિરાળો હતો. એનો દેહાધ્યાસ નિર્મૂળ થયો હતો. આથીજ દેહનાં દુઃખની એને કંઇ પણ અસર થયલી નહીં.

(અપૂર્ણ.)

---

# मनुष्य सो वर्ष शी रीते जीवे ?

શ્રી જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત. સુરત.

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના ખેતીવાડી ખાતામાં રસાયનશાસ્ત્રના વિદ્વાન ડોક્ટર નામે ડોક્ટર હાર્વી વીલી લખે છે કેઃ—

"I myself expect to live until I am one hundred years old." હું સો વર્ષનો થાઉં ત્યાં સુધી હું પોતે જીવું એવી આશા રાખું છું.

આમ સો વર્ષનું પૂર્ણ આયુષ્ ભોગવવા માટે એ ડોક્ટર પાંચ નિયમોને સ્થાપન કરે છે.

## The Five "Wells" of Life.

1. Work well. સારી રીતે કામ કરો.
2. Eat well. સારી રીતે ખાઓ.
3. Sleep well. સ્વસ્થપણે નિદ્રા લો.
4. Think well. સર્વોત્તમ વિચારો કરો.
5. Play well. સારી રીતે રમો.

આ પાંચ નિયમોના પાલનથી પ્રકૃતિ નિરામય રહે છે. જીવન દીર્ઘકાળ ટકે છે. અને શાંત સ્વસ્થ જીવન ભોગવાય છે. જીવનના નિયમો સ્વાભાવિક જોઇએ. કોઈ પણ વિદ્વાન મનુષ્યો બધા મનુષ્યો માટે સામાન્ય નિયમો સ્થાપન કરે તોપણ તેમાં એવું બને છે કે જે અમુક ચાર પાંચ મનુષ્યોને અનુકૂળ પડે તે બીજા પાંચ સાતને પ્રતિકૂળ પડે છે. મનુષ્યની પોતાની પરીક્ષક બુદ્ધિમાં જે નિયમ સર્વોત્તમ નીવડે તે નિયમ જ સેવ્ય છે. આ વિદ્વાને શોધી કાઢ્યું છે કે કાચાં અનાજ આમ લાભ કરે છે, અમુકે એમ શોધ્યું છે કે ઉપવાસ જ બહુ હિત કરે છે, ત્રીજાએ એમ શોધ્યું છે કે ફળાહાર સર્વોત્તમ છે. તોપણ જે નિયમોમાં રૂચિપર દબાણ પડે, જે નિયમોને સ્વાભાવિક રીતે આપણે સ્વીકારીએ નહીં, જે નિયમો સેવવા અંતઃકરણ પૂર્ણરીતે તૈયાર થાય નહીં તેવા નિયમો કોઇએ પણ સેવવા જરૂર નથી.

૧. પ્રત્યેક મનુષ્યને કંઇ પણ કામ હોવું જોઇએ. નિરુદ્યમી મનુષ્યનું જીવન દીર્ઘકાળ ટકતું નથી. આલસ્ય એ વ્યાધિ, વૃદ્ધાવસ્થા તથા મરણને નિમંત્રણ કરે છે. બાળકને રમ-

વાનું હોવું જોઇએ. એક સ્થાને બાળકને દબાણમાં રાખવું નહી. તેને ઘરમાં ગોંધી રાખવું નહીં; જે કામ બાળકને રુચે તે હાનિપ્રદ ન હોય તો તેમાંથી તેને રોકવું નહીં, કોઇ પણ આનંદ આપનારું કામ બાળકને જરુર સોંપવું. બાળકને ભણવાનું કામ પણ આનંદ ઉપજે એ ઢબથી સોંપવું. તેનો સ્વાભાવિક વેગ જે પ્રકારના ઉદ્યમ તરફ વળનો હોય તેથી ભિન્ન પ્રકારના ઉદ્યમ તરફ તેને વાળવા મથવું નહીં, જે દિશાપ્રતિ તેનું મન કુદરતી રીતે વળે તે દિશાના ઉદ્યમો સર્વોત્તમ પ્રકારે કરાય એવી સાવધાનતા સેવવી.

સ્ત્રીઓ તથા પુરુષોને પણ કામ હોવું જોઈએ. એક સ્થાનમાં ગોંધાઈને કરવાનાં કામથી આયુષ્ દીર્ઘ થતું નથી. ખુલ્લી હવામાં કામ કરવાનું હોવું જોઇએ. ઓરીસો, નિશાળો, કારખાનાં વગેરેમાં કામ કરનારને ચોખ્ખી હવા મળવી જોઇએ. જે મકાનોમાં કામ કરવાનું હોય તેમાં બહુ મનુષ્યો ભરાય અને હવા બગડે એમ ન થવું જોઈએ. શહેરના ભાગ કરતાં શહેર બહાર ખુલ્લી હવામાં જે કારખાનાં, શાળાઓ વગેરે હોય તેથી જીવન દીર્ઘ કાળ ટકે છે. શહેરોમાં રહેનાર મનુષ્યોનાં મકાનોમાં ચોખ્ખી પુષ્કળ હવા અંદર આવે એ ઢબનાં તે હોવાં જોઇએ. શ્રીમંતો પોતાનાં મકાનોની આસપાસ વાડી કે બાગ બંધાવી શકે અને તેમાં બેસી ખુલ્લી હવાનો લાભ લઇ શકે તેમજ કસરત પણ કરી શકે. શરીરને મહેનત આપવાની બહુજ જરુર છે. શરીર તેમજ મનને ઉત્તમ કસરત અપાય તોજ તે નીરોગ તેમજ બળવાન્ રહે છે.

જગતમાં સર્વત્ર પૂર્વના મનુષ્યો કરતાં લોકની પ્રકૃતિ અકાળે વિશેષ નિરામય થતી ચાલે છે. પચાસ વર્ષ પૂર્વે મનુષ્યની સરાસરી જીંદગી તેત્રીશ વર્ષની હતી. હાલ તે પાંત્રીશ અને ચાળીશની વચ્ચે છે. આપણે પ્રયત્ન કરીને સરાસરી જીવન પચાસનું કરી નાંખવું જોઇએ. જ્યારે બાળકને ઉછેરનારી માતાઓ જીવનના સામાન્ય નિયમોનું જ્ઞાન મેળવશે ત્યારે હાલ બાળકો જન્મ પામ્યા પછી જેટલા જીવે છે તેથી બમણાં જીવશે. પચીશ વર્ષ પૂર્વે પાંચ વર્ષની અંદરના બાળકને જેટલો જીવવાનો સંભવ હતો તે કરતાં હાલ બમણો છે. તેમાં હેતુ માતાઓને બાળકોને ઉછેરવાના નિયમોનું જ્ઞાન વિશેષ સધાયું છે તે છે. તેમજ બાળકોને ઉછેરવાના કાર્ય તરફ લક્ષ આપવું એ માતાની પોતાની પવિત્ર ફરજ છે એમ પણ સર્વત્ર સમજાયું છે.

૨ સારી રીતે ખાવું. આ પણ તેટલુંજ અગત્યનું છે.

શરીરને ખાનપાનથી સર્વોત્તમ પોષણ આપવું, ભુખ કરતાં ઓછું ખાવાથી શરીર દુર્બળ પડે છે; દિવસનાં જે કામ કરવાનાં હોય તે માટે જોઇતી ગરમી તથા ઉત્સાહ આપણે ભોજનમાંથી મેળવીએ છીએ. કામકાજ કીધા પછી પણ નવું બહારનું કોઇ કામ આવી પડે છે. આવા વિશેષ કામ માટે પ્રસંગે વિશેષ પણ ખાવું જોઇએ તે કરતાં ઓછું ખાઇએ તો વ્યાધિ સામે ટકવાનું સામર્થ્ય રહેવું નથી. શરીરને સારી કસરત મળી હોય, ભૂખ બહુજ લાગી હોય તો ઓછો આહાર જરુરનો નથીજ, એવા મનુષ્યે તો કંઇ વધારે ખાવું પણ ઓછું તો નહીંજ. ભૂખના પ્રમાણમાં મનુષ્યે ખાવુંજ.

માણસના ખોરાકમાં ચાર તત્ત્વો છે, પ્રોટીન, કાર્બો-હાઇડ્રેટ, ચરબી, તૈલ તેમજ ખનિજ પદાર્થો. મનુષ્યે પોતાના ખોરાકમાં કુદરતી રીતે ફેરફાર થાય તો થવા દેવો પણ જાણી જોઇને ફેરફાર કરવા નહીં. સાધારણ ખોરાકમાં જોઇશું તો મનુષ્ય રોજ ૧૦૦ ગ્રામ નાઇ-

ટ્રોજનવાળો ખોરાક ખાય છે, સ્ટાર્ચ (કાંજી) ખાંડ અને તેલનું પ્રમાણ બધું મળીને વણું ચારગણું થાય છે અને કદાચ ચાર પાંચ ગ્રામ સુધી ખનિજ તત્વ હોય છે.

આ પ્રમાણમાં ફેરફાર કરવો એ ઘણું ખોટું છે, દાખલા તરીકે નાઇટ્રોજન તત્વનું પ્રમાણ ઘટાડી નાંખીએ અને બીજાં કોઇ તત્વને બહુ વધારીએ તો પરિણામ સારૂં ન આવે.

માંસને બદલે કઠોળનો ઉપયોગ વધારે હિતકર છે, કેવળ ફળાહારપર રહેવું એ ઠીક નથી. રાંધ્યા વગરના કાચા અનાજપર રહેવું એનો તેથી ખરાબ છે, આવા લોક શરીરે બહુજ દુર્બળ પડે છે.

શાક તેમજ ફળો રંધાયલા કે તળાયલા વાપરવા. બહુ પીવાના પદાર્થો સારા નથી. ૬૦ ડીગ્રીથી ઓછી ડીગ્રીના પદાર્થો નજ વાપરવા. આઇસ નાંખીને પીવાના પદાર્થો નુકસાન જ કરે છે. ખાતી વખતે તેમજ કંઈ પીતી વખતે ધાડાધાડ ન કરવી. ઉનાળામાં સોડાવોટર તેમજ આઇસક્રીમ નુકસાનજ કરે છે; આ પદાર્થોનો ઉપયોગ પ્રકૃતિને લાભજનક નથીજ.

રોટલી કે ભાખરી અને બટાકા એ ખોરાક ગરીબ તેમજ શ્રીમંત સર્વ માટે એક સરખો હિતાવહ છે, કોઇ પણ મનુષ્યની પ્રકૃતિને આ ખોરાક અનુકૂળજ પડવાનો. એ સસ્તો છે તેમજ જીવનને પોષણ આપનાર સઘળાં તત્વો એમાં રહ્યાં છે. જે મનુષ્યોનાં શરીર ખાનપાનની બાબતે લોલુપતાથી અર્થાત્ ફરતાં ફરતી જાતજાતના આહાર તેમજ જુદા જુદા પીવાના પદાર્થો સ્વીકારવાથી દુર્બળ પડ્યાં હોય તેમણે તો ખાસ કરીને આ સાદો ખોરાકજ લેવો. રોટલી અને માખણ એ પણ આવોજ સારો ખોરાક છે. પ્રત્યેક ભોજન સમયે સારી શેકાયલી રોટલી કે ભાખરી તો રાખવીજ.

જે લોકો ઘઉં, ચોખા, દાળ વગેરે અનાજ ખાય છે તેઓ સ્થૂળ કામ માટે બહુજ ઉપયોગી નીવડે છે. સ્કૉટ લોકો શરીરે ઘણા જબરા હોય છે તેનું કારણ તેઓ (Oat meal) ઓટનામના અનાજનો લોટ વાપરે છે તે છે. તેમજ ઇટાલિયન લોક ઘઉંની પુરી વાપરે છે. એ લોક પણ શરીરે જબરા હોય છે અને બહુ કામ કરી શકે છે.

૩ ખરેખરી શાંત નિદ્રા એક મોટું સુખ છે, ચોખ્ખી તાજી હવામાં મનુષ્યે નિદ્રા લેવી, સુવાના ઓરડામાં ઉકળાટ લાગે એમ થવું ન જોઇએ. બારીબારણાં ઉઘાડાં રાખી ચોખ્ખી હવાને આવવા દેવી, ઠંડી ઋતુમાં પણ બારીઓ બંધ રાખીને સૂવું નહી.

બાળકોની ખાસ કરીને સંભાળ રાખવી. બનતાં સુધી તેમને બધો વખત ચોખ્ખી ખુલ્લી હવામાં રાખવા. એથી તેમની પ્રકૃતિ સારી રહે છે એટલુંજ નહીં પણ તેમને નાનપણમાં જણાતા ઘણા રોગો દૂર થાય છે, બહુ આકળા ન પડવું ઘડી ઘડીએ ચીડાવું નહીં. આનંદી મિત્રોની સંગતિમાં વિશેષ રહેવું. અંતઃકરણમાં ક્ષોભ ન પ્રકટે એવી રીતે રહેનાર મનુષ્યો શાંતિથી આઠ કલાક નિદ્રા લઈ શકે છે. તેમને નિદ્રામાં ખરાબ સ્વપ્ન આવતાં નથી. જે મનુષ્યો અંતરાત્માનો ઠપકો મળે એવું વર્તન સેવે છે તેમની નિદ્રામાંજ વિક્ષેપ પ્રકટે છે અથવા તેમને ખરાબ સ્વપ્ન આવે છે, રાત્રિએ નિદ્રામાં પ્રવેશતાં પુર્વે થોડો સમય વૃત્તિને વ્યવહારના વિચારમાંથી આકર્ષી તત્વસાર કરવી. ક્ષોભ કે અસ્વસ્થતાના વિચારને શમાવી શાંત થવું, વ્યાપક પરમતત્વપ્રતિ મનને વાળવું. ઇશ્વરની-સ્તુતિ કરવી. અને પછી નિદ્રા લેવી.

૪ સદ્વિચારને સેવા આપી પ્રજાને વિચારબળ કેળવવાની જરૂર પડે એવી વ્યવસ્થા રાજ્યસત્તા તરફથી થવી જોઇએ. પુસ્તકાલયમાં જઇ વાંચવાની ટેવ પ્રજામાં સ્થપાવી જોઇએ.

ન્યૂસ્પેપરો, માસિકો વગેરે પ્રજામાં વધવા જોઇએ. જે પ્રજાજનોને યોગ્ય દિશામાં વિચાર કરવાની ટેવ બંધાય છે તે પ્રજાજનોનું વર્તન પણ ઉચ્ચ પ્રકારનું બને છે. નાનપણથી બાળકોને સમગ્ર સમુદાયનું હિત કેમ થાય તે દિશાના વિચારો કરવાની ટેવ બંધાવી જોઈએ. સ્વાર્થબુદ્ધિના સાંકડા વિચારો બાળકોમાં ન પોષાય પણ સમગ્ર જગત્ આપણું કુટુંબ છે એ દિશાના વિચારો પ્રકટે તે રીતે તેમના અભ્યાસને વાળવો. સદ્વિચારની પદ્ધતિ જેમ પ્રકટે તેમ સજ્જનતા જગતમાં વિશેષ પ્રકટવાની. પ્રજાના મનુષ્યોને લોકોપયોગી કાર્ય કરવાની ફરજ પણ પાડવી.

૫ જેમ કામ કરવાની જરૂર છે તેમ રમત ગમત વગેરેની પણ તેટલી જ જરૂર છે. અર્થાત્ પરિશ્રમની જેટલી મહત્તા છે તેટલી જ વિશ્રાંતિ, ક્રીડા, આનંદની મહત્તા છે. પ્રવૃત્તિના શિખરપર ચઢવાની જેટલી જરૂર છે તેટલી નિવૃત્તિના શિખરે પહોંચવાની પણ જરૂર છે. દિવસમાં પાંચ સાત કલાક કામ કરવું અને પછી શરીર મન તેમજ અંતઃકરણને પૂર્ણ વિશ્રાંતિ આપનાર સત્ક્રિયાની અત્યંત જરૂર છે. બળ તથા આયુષ્યની વૃદ્ધિ માટે નિવૃત્તિ વગર ચાલે એમ નથી. ખુબ ચાલો, ખુબ દોડો, ચોખ્ખી હવામાં ફરો. ઘોડે બેસી પાંચ સાત માઈલ ફરી આવો, ગમે તે કસરત કરો. ઘરમાં ભરાઇ ન રહો. કુસ્તી કરો અને તમને કકડીને ભૂખ લાગશે. તેમજ આનંદનું પણ ભાન થશે.

રમત રમવી તે આનંદ સાથે. બાગમાં ખોદો, ઝાડોને ઉછેરો, બાગની સુવ્યવસ્થા કરો. તેમાં સાફસુફ કરવાથી, ખોદવાથી, વગેરે શારીરિક શ્રમથી સારી વિશ્રાંતિ મળશે. તેમજ મગજને પણ ઠીક લાગશે. તંમાકુ, દારુ વગેરે કેફી ચીજનું સેવન ન કરશો.

હાથે રસોઇ કરવાની હોય તો તે પણ એક પ્રકારની ગમત માનશો. હાથે ચાહ કરો. દૂધ પિવાઓ કે ભાખરી કે રોટલી બનાવો તો તેથી પણ સારી નિવૃત્તિનું સુખ મળે છે. કવિતા બનાવવી. સંગીત ગાવું કે ચિત્ર ચીતરવું એ જેમ વૃત્તિને પ્રસન્ન કરનાર છે તેમ રસોઇ કરવાની પણ એક કળા છે તે આનંદપ્રદ છે. વહાણુ ચલાવવામાં જે વિશ્રાંતિનો આનંદ રહેલો છે તેટલો જ આનંદ પુડિંગ ( દૂધપાક ) બનાવવામાં રહેલો છે.

રસોડામાં ધુમાડો લાગે તો તેને તબીયત સુધારનાર માનજો. ધુટથી પ્રસ્વેદ થાય તો તેને પ્રકૃતિ સુધારનાર માનજો. એથી ચામડીનાં છિદ્રો ચોખ્ખાં થાય છે તેમજ ચામડી નરમ થાય છે.

જો ટેનીસ કે ગોલ્ફની રમત રમો તો એકજ પ્રકારના સ્નાયુને કસરત મળે છે પણ રસોડામાં તો બધાજ અવયવોને કસરત મળે છે. ઘડીમાં તમે શાક મોળો છો, ઘડીમાં તમે કણક મસળો છો, ઘડીમાં તમે કંઇ ખાંડો છો, ઘડીમાં કંઇ ઉંચકો છો એમ જાત જાતની કસરત જુદા જુદા અવયવને થાય છે.

આપણે બધા આ પ્રકારે સુધરવાના ક્રમમાં સ્થપાયા છીએ. એંશી વર્ષની વય સુધી કામ કરવાનું સામર્થ્ય માણસમાં રહેવું જોઇએ.

આવા વિચારો ડોક્ટર હાર્વી વીલીના છે. તે સર્વ દિશામાં સ્વાભાવિક વર્તનને સૂચવે છે. કામ કરવું તે સર્વોત્તમ. સર્વાંશે નિર્દોષ તેમજ સર્વ પક્ષથી ઉત્તમ કાર્ય કરવા તે જણાવે છે. ખાવું તે પણ શાંતિથી શાંત નિર્વિક્ષેપ નિદ્રા લેવી. સર્વોત્તમ વિચારબલને કેળવવું. સ્નાન, કસરત, ક્રીડા વગેરેથી શરીર યંત્રને ઉત્તમ બનાવવું.

# साहित्यचर्चा.

( શ્રીગોવર્ધન, એલ્ફિન્સ્ટન કૉલેજ, મુંબઇ. )

## પ્રથમ વ્યાખ્યાન.

હજારો વર્ષ પૂર્વે આ પૃથ્વીઉપર સાહિત્યના સૂર્યનો ઉદય થયો હતો અને હાલના સમય સુધીમાં તે સૂર્યનાં અનેક જાતનાં કિરણો જ્યાં ત્યાં પ્રકાશિત થયેલાં દૃષ્ટિએ પડે છે. ચારહજાર વર્ષ પૂર્વે વેદનાં રહસ્યોનો પ્રકાશ આપણી ભરતભૂમિ ઉપર દૈવી સત્તાઓએ કર્યો હતો. જેમ જેમ વર્ષો વીતવા લાગ્યાં તેમ તેમ ક્રમે ક્રમે એક મહાન્ વટવૃક્ષની પેઠે સાહિત્યની વૃદ્ધિ થવા લાગી. આધુનિક સમયસુધીમાં આખી દુનીયામાં સાહિત્યનો કેટલો મોટો વિચાર થયેલો જોવામાં આવે છે ! પ્રત્યેક દેશમાં, પ્રત્યેક ભાષામાં, પ્રત્યેક સામાન્ય મતિના મનુષ્યમાં સાહિત્યની અસર જોવામાં આવે છે ! જંગલી લોકોમાં તથા ભરવાડોમાં રાસડા ગાવાનો તથા વાર્તાઓ સંભળાવવાનો રીવાજ અનેક સૈકાંઓથી જોવામાં આવે છે. કવિઓ, લેખકો, વક્તાઓ, નવલકથાકારો, વિવેચકો, નાટ્યકારો તથા વર્તમાનપત્રકારો વગેરેએ સાહિત્યના વૃક્ષને પોષી તેને ઉત્તમ ફળ આપનાર બનાવવાના અથાગ પ્રયત્નો સેવ્યા છે, એ વાર્તા સંસ્કૃત, ગુજરાતી, અંગ્રેજી, ફારસી વગેરે પુસ્તકોનું અવલોકન કરનારને સહજ સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી.

**સાહિત્યનું સ્વરૂપ.**

આધુનિક સમયમાં સાહિત્ય જનસમાજના વ્યવહારો ઉપર અસાધારણ અસર કરે છે. આપણે થોડી ક્ષણ મગજમાંથી સાહિત્યના જ્ઞાનને દૂર મૂકી વિચારી જોઇશું તો સમજાશે કે આપણું મગજ હાલના સમય માટે કેવળ અજ્ઞાન થઇ જાય છે.

વીસમા સૈકામાં સાહિત્યથી જ આપણું તથા ભવિષ્યની પ્રજાનું જીવન બંધાય છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. આપણા જીવનનાં ૨૫ થી ૩૦ વર્ષ માત્ર કેળવણી લેવામાં જાય છે. એજ બતાવે છે કે વિદ્યાભ્યાસના સમયમાં પડેલા સંસ્કારોની અસર ભવિષ્યના જીવન ઉપર રહ્યા કરે છે. વિદ્યાભ્યાસ પછીની અવસ્થામાં પણ ઘણાં માણસોનો સમય સાહિત્યના અભ્યાસમાં નિયમિત રીતે જાય છે.

સાહિત્યની ચર્ચા જનસમાજને હાલના સમયમાં ઘણી લાભકારક નિવડે તેમ હોવાથી આ લેખનો ઉપક્રમ કરવામાં આવ્યો છે. અનેક પ્રકારની સરળ યુક્તિઓથી આ લેખમાં સાહિત્યસંબંધી વિચારો પ્રતિપાદન કરવાનું યોગ્ય ગણ્યું છે.

સાહિત્યના અભ્યાસનો ઉદ્દેશ શું છે એ વિચાર પ્રથમજ કરવાની જરૂર રહે છે.

**उद्देश.**

સાહિત્ય જેને અંગ્રેજીમાં " Literature " કહે છે તેના અભ્યાસના મુખ્ય ત્રણ ઉદ્દેશ છે; જ્ઞાન, આનંદ તથા ઉન્નતિ. આ ઉદ્દેશો આપણે કેવી જાતનું સાહિત્ય વાંચવું તથા કેવી રીતે વાંચવું એની દિશા દર્શાવે છે. આ ત્રણે ઉદ્દેશો યથાર્થ રીતે સિદ્ધ થાય તે માટે આપણે જનસમાજ વડે જે ઉત્તમ પંક્તિનાં પુસ્તકો ગણાતાં હોય તેનો જ વિશેષ ઉપયોગ કરવો. ઘણાં માણસો નવલકથાની પેઠે પુસ્તકોનું અવલોકન કરે છે તેમ ન કરતાં તીવ્રબુદ્ધિપૂર્વક જ્ઞાનસંશોધક વૃત્તિથી જ

પ્રત્યેક પુસ્તક વાંચવાનો અભ્યાસ રાખવાથી પુસ્તકનું પુસ્તકત્વ તથા અભ્યાસકનું મનુષ્યત્વ સફળ થયેલું ગણાય છે. પુસ્તક વાંચવાની ઉત્તમ રીત એવી છે કે જેમ જેમ પાનાં વાંચતા જઈએ તેમ તેમ પ્રત્યેક પાનામાંથી વિચારોના છુટા છુટા આંકડા ભેગા કરી એક બીજાસાથે પરસ્પર યોગ્ય સંબંધ સાચવી જોડતા જવું. આમ કરવાથી જ્યારે પુસ્તક પુરૂં વંચાઇ રહે છે ત્યારે આપણા મગજમાં લેખકના મુખ્ય વિચારોની એક તર્કશ્રેણી રચાઇ રહેલી આપણને સમજાય છે. આ શ્રેણીને પુનઃ એક બે વખત બારીકીથી વિચારી જોઇ તેને મગજમાં દ્દઢ કરી દેવાથી જ્યારે જ્યારે તે તે વિચારોની આપણને લેખ લખવામાં, ભાષણ આપવામાં, વાંતાલાપ કરવામાં અથવા ચર્ચા કરવામાં જરૂર પડે છે ત્યારે ત્યારે વ્યવસ્થાપૂર્વક આપણાં તે તે કાર્યોમાં તેઓ ઉત્તમ સહાયક થાય છે.

આટલું જ નહિ પરંતુ મગજમાં રહેલી આવી વિચારશ્રેણીઓ બીજાઓની પેઠે યોગ્ય પ્રસંગે પ્રાપ્ત થતાં જ્યાં ત્યાંથી સજાયતીય વિચારોને ગ્રહણ કરી વૃદ્ધિને પામે છે.

**ચેતવણી.**

ગમે તેવા આનંદ હલકા પ્રકારનાં પુસ્તકો આપતાં હોય છતાં તે કદી પણ અવલોકવાનો અભ્યાસ પાડવો નહિ; કેમકે આવાં પુસ્તકના વિચારો મગજમાં રહેલા અન્ય ઉત્તમ વિચારોની પંક્તિઓમાં અવ્યવસ્થા પ્રકટાવી તેમની આગળ થતી વૃદ્ધિને અટકાવી દે છે. કેટલીક ભયંકર ગુન્હાનાં ચિત્રોને વર્ણવનાર નવલકથાઓ, કવિતાઓ તથા ગાયનો મનઉપર ખરાબ અસર પ્રકટાવી વાચકવર્ગના વર્તનને દોષવાળાં બનાવે છે તેથી સર્વદા સુશીલ મનુષ્યોએ તેનો ત્યાગ કરવો આવશ્યક છે. હાલનું સાહિત્યક્ષેત્ર એટલું તો વિસ્તારવાળું અને ફળદ્રુપ થયેલું છે કે તેમાંથી જે જે જાતના રસ અથવા અનુભવો જોઇએ તે તે સર્વ ઉત્તમ રીતિથી લખાયેલી પદ્ધતિમાં મળી આવે છે.

**વાંચવાની રીત.**

**કેવી રીતે પુસ્તકો વાંચવાં** એ પ્રશ્નના ઉત્તરમાં એટલુંજ જણાવવું જરૂરનું છે કે આપણું મગજ જે જાતના વિચારો સહેલાઇથી સમજી શકતું હોય તેવાજ વિચારોનો ખોરાક તેને આપવો જોઇએ; જેમ દુર્જર ખોરાક ખાવાથી જઠર અવ્યવસ્થ તથા અનિયમિત થઈ વિવિધ રોગોને ઉપજાવનાર કારણ થાય છે તેમ ઘણા કઠણ વિચારોને એકાએક મગજમાં ઠસાવવાનો પ્રયત્ન કરવાથી મસ્તિષ્કનાં વિચારવાહકપુટ, વધારે ક્ષોભ પામી જડવત્ થઇ જાય છે. જેમ ધીમે ધીમે કસરત કરવાનો અભ્યાસ પાડવાથી લાંબા સમયે હજાર દંડ અથવા બે હજાર બેઠક કરવા જેટલું બળ શરીરમાં આવી શકે છે તેમ ક્રમે ક્રમે ચઢતી જાતનાં પુસ્તકો વાંચવાનો અભ્યાસ પાડવાથી છેવટે ઘણા અટપટા તથા ક્લિષ્ટ વિચારોના ઉપર સ્વતંત્ર તર્કો કરી તેમને મગજમાં ધારણ કરી રાખવાનું બળ અભ્યાસકમાં આવે છે. લેખકના વિચારો તથા લાગણીઓ સાથે મનને તલ્લીન કરીને વાંચવાનો અભ્યાસ પાડવો એ સાહિત્યના ધનનો ઉપભોગ કરાવનાર મોટામાં મોટો માર્ગ છે.

શરૂઆતમાં લેખકના વિચારો ઉપર તર્ક કરી ટીકા કરવાનો લેશ પણ પ્રયત્ન કરવો નહિ કેમકે તેવી દૃષ્ટિથી જે અવલોકન કરવામાં આવે છે તેમાં વાચક લેખકના વિચારોનાં રહસ્યો સુધી પોતાની દૃષ્ટિ દોડાવી શકતો નથી.

ધૈર્ય, શાંતિ અને સ્થિરતા એ ત્રણ ગુણને પ્રત્યેક વાચકે ગમે તેવું પુસ્તક અવલોકતાં પણ મનમાં દૃઢપણે સ્થાપી રાખવાની જરૂર રહે છે, કેમકે સહજ ઉતાવળથી વાચકની મતિ ઉંધા તર્કો તરફ દોડી જાય છે અને અમૃતમાંથી વિષને ખેંચવા જેવો પ્રયત્ન કરી મૂકે છે.

તત્વવિદ્યા, રસમય ઐતિહાસિક કાવ્યો તથા પૌરાણિક શાસ્ત્રોનો અભ્યાસ કરતી વખતે અભ્યાસકે પોતાના આત્માને દર્પણની પેઠે સ્વચ્છ રાખી તેમાં અસાધારણ - બુદ્ધિસંપન્ન લેખકોના વિચારોનાં તથા તેનાં રહસ્યોનાં પ્રતિબિંબો પડવાં દેવાં. લેખકની હજારો અથવા સેંકડો વર્ષ પૂર્વની લખતી વખતની માનસિક સ્થિતિનું પ્રતિબિંબ વાંચન સમયે વાચકના આત્મામાં સંપૂર્ણ રીતે પડે છે તોજ તેનામાં દૈવી સ્ફુરણા જેને પાશ્ચિમાત્ય વિદ્વાનો Inspiration કહે છે તેનો આવિર્ભાવ થવા પામે છે. જે સાહિત્યનાં પુસ્તકોના ઉદ્દેશો આ પ્રકારનો અનુભવ વાચકવર્ગમાં પ્રકટાવતા નથી તે સર્વ મૃત પુસ્તકો છે એમ કહેવું જરા પણ અયોગ્ય નથી.

જ્યારે ઘણાં પુસ્તકો પૂર્વોક્ત રીતિઓથી ક્રમે ક્રમે વાંચવામાં આવે છે ત્યારે વાચકમાં સાદૃશ્ય તથા વિરોધ નામની શક્તિઓ ખીલવા માંડે છે, એક વિચારને બીજા વિચાર સાથે સરખાવી તેની તુલના કરી તે ઉપર અભિપ્રાય આપવાની શક્તિ વાચકમાં તીવ્ર દૃષ્ટિથી લાંબા સમય સુધી સાહિત્યનો અભ્યાસ કર્યો પછી આવે છે. આ શક્તિને કેવી રીતે વાપરવી એ જાણવાની પછી વાચકને જરૂર રહે છે. કેમકે જો તે તેના નિયમો નથી જાણતો તો તેનો અયોગ્ય માર્ગે ઉપયોગ કરી લાભને બદલે ભયંકર હાનિઓનો ભોગ તે થઈ પડે છે. આ શક્તિનું નામ આપણે 'વિવેચક શક્તિ' આપીશું તથા તેના નિયમોનું કેટલેક અંશે નિરીક્ષણ પણ એજ લેખમાં જ કરવાનો પ્રયત્ન કરીશું.

**સાહિત્યની તુલના**

'વિવેચક શક્તિ' અથવા પરીક્ષકબુદ્ધિ મસ્તિષ્કમાં રહેલી એક ન્યાયની તુલા છે કેમકે ઉત્તમ, મધ્યમ, સામાન્ય, કનિષ્ઠ વગેરે જાતના વિચારોની તુલના કરે છે. સાહિત્યનું વિવેચન, ચર્ચા તુલના, અર્થાત્ ટીકા કરવામાં નિષ્પક્ષપાતપણું એ પ્રથમ આવશ્યક ગુણ છે; કેમકે પોતાનો અભિપ્રાય બાંધતી વખતે તથા પ્રકટ કરતી વખતે તુલના કરનાર વ્યક્તિએ લેખકની અવસ્થા તથા તેના વિચારો તરફ જ સંપૂર્ણ લક્ષ આપવાનું હોય છે. અમુક માણસ ધનવાન્ છે, અમુક સંબંધી છે, અમુક મિત્ર છે, અમુક વડિલ છે વગેરે બાબતોને થોડા સમય માટે બાજુએ મૂકી કોર્ટમાં જેમ ન્યાયાધીશ યોગ્ય નિયમો પ્રમાણે ન્યાય આપે છે તેમ વિવેચકે સ્વતંત્ર બુદ્ધિથી લેખકના વિચારોને યોગ્ય ન્યાય આપવો. વિવેચકે માત્ર લેખકના વિચારોને વિવેચન કરવાના જે સાહિત્યવાદીઓના સિદ્ધાંતો તથા નિયમો (કાયદાઓ) કહેવાય છે તેના આધાર વડે તેમાં રહેલા ગુણ દોષો અને સાધારણ ખુબીઓનું વિવેચન કરવામાં જ પોતાનો ખરો ધર્મ સમાયેલો છે એમ સમજવું જોઇએ.

પ્રતિપાદ્ય વિષય, પ્રતિપાદનની રીતિ તથા પ્રતિપાદનનો ઉદ્દેશ એ ત્રણ વર્ગ લક્ષમાં રાખી, લેખકના લખાણમાંથી માત્ર દોષદૃષ્ટિથી દોષજ કાઢવા અથવા ખુશામતથી ગુણ જ બનાવી આપવાનો પ્રયત્ન વિવેચકે કરવાનો નથી. પરંતુ જ્યાં જ્યાં સત્ય અથવા શુદ્ધ વિચારોની ખુબીઓ રહેલી હોય ત્યાં ત્યાંથી છાશમાંથી માંખણની પેઠે તેમને ખેંચી કાઢી જનસમાજના આસ્વાદમાટે બહાર મુકવાનો ધર્મ બજાવવાનો હોય છે.

કેટલાક વિવેચકો લેખકના વિચારોની નોંધ લઇ તેમને क, ख, ग આદિ વર્ગમાં ટપાલના કાગળોની પેઠે જુદા પાડવામાં જ વિવેચકનું કર્તવ્ય પૂર્ણ થયું હોય એમ સમજે છે. આવા મનુષ્યોએ સમજવું જોઇએ કે જનસમાજપ્રતિ સાહિત્યના વિષયની સેવા બજાવવામાટે તેમણે તેમના પોતાના તર્કો, અનુમાનો, કલ્પનાશક્તિનાં રહસ્યો તથા સજાતીય વિજાતીય પૂર્વાપર સંબંધ યુક્ત અભિપ્રાયો જગતને જણાવવા જોઇએ.

**વિવેચક શક્તિના લાભ**

વિવેચકશક્તિ જન્મથીજ મનુષ્યને પ્રાપ્ત હોય છે; કેમકે તે અમુક સારૂં, અમુક ખોટું, અમુક ઉપયોગી, અમુક નિરૂપયોગી, અમુક ગ્રાહ્ય, અમુક ત્યાજ્ય વગેરે તુલનાઓ બાળપણથીજ કરવાના સ્વભાવવાળો હોય છે આ શક્તિને તેના યોગ્ય નિયમોનું જ્ઞાન મેળવી યથાર્થ રીતે કેમ કેળવવી એનું અજ્ઞાન હોવાથી તે જીવનમાં અનેક દુઃખદ પ્રસંગોનો ભોક્તા થાય છે. સાહિત્યક્ષેત્રના નિયમોથી મનુષ્ય જો આ શક્તિને કેળવે છે તો તેવાજ બીજા કેટલાક નિયમોના જ્ઞાનથી તે મનુષ્યસ્વભાવની પરીક્ષા કરી શકે છે તથા ભવિષ્યના પ્રસંગોનું વર્તમાનના સંજોગોઉપરથી ચોકસ અનુમાન બાંધી શકે છે.

**વિવિધ ભાષોના મુખ્ય ચર્ચાકારો**

દરેક ઉત્તમ સાહિત્યસંપન્ન દેશમાં ઉત્તમ પ્રકારના વિવેચકો થઇ ગયા છે અને થાય છે. પૂર્વકાળના ગ્રીક લોકોમાં પ્લેટો તથા એરીસ્ટોટલ મોટામાં મોટા વિવેચકો ગણાયા છે; એરીસ્ટોટલના 'પોયેટીક્સ' (Poetics) એ નામના ગ્રંથનું અદ્યાપિપર્યંત પણ વિવેચકો દીર્ઘ દૃષ્ટિથી અવલોકન કરે છે અને તેનો આધાર લઇ નવા સ્વતંત્ર તર્કોબાંધી સાહિત્યચર્ચાના સિદ્ધાંતો ઉપર અસાધારણ પ્રકાશ પાડે છે. ક્વીન્ટીલીયન, સીસેરો અને હોરેસ એ ત્રણ પ્રખ્યાત રોમનવિવેચકો કહેવાય છે.

"આર્સપોયેટીકા" (Ars Poetica) નામનો ગ્રંથ હજી સુધી પણ વિવિધ દેશની કોલેજોમાં તેના સિદ્ધાંતો માટે વખણાય છે. ઓગણીસમા સૈકામાં અંગ્રેજી ભાષાના અનેક ઉત્તમ સાહિત્ય ચર્ચાકારો થયા છે અને હાલની પ્રજા પણ તેમના તીવ્ર બુદ્ધિમય લેખોની અત્યંત પ્રશંસા કરે છે. ઇંગ્લંડના ડ્રાયડન, પોપ, એડીસન, જોન્સન, કોલરીજ, જેફ્રે, મેકોલે, કાર્લાઇલ, મેથ્યુ આરનોલ્ડ હેઝ્લીટ વગેરે ઉત્તમ પંક્તિના સાહિત્ય ચર્ચાકારોએ અંગ્રેજી ભાષાને અસાધારણ ઉંચી ભૂમિકા ઉપર મુકી દીધી છે એટલુંજ નહિ પણ તેને વિચારોને સંપૂર્ણ સરળતાથી જણાવવાના સાધનરૂપે સ્થાપી દીધી છે. દુનીયામાં અંગ્રેજી ભાષાનો પ્રસાર થવામાં અને તેની ખીલવણી થવામાં આ ભાષાના શેક્સપીયર, મીલ્ટન, શેલી, બાયરન, વર્ડ્ઝવર્થ, ટેનીસન વગેરે કવિઓ તથા પૂર્વે જણાવેલા સાહિત્યચર્ચાકારોજ મુખ્ય કારણ છે.

અમેરિકામાં પણ પો, ઇમરસન, વ્હીપલ, લોવેલ તથા સ્ટેડમેન જેવા વિવેચકોએ અંગ્રેજી ભાષાના સમુદ્રમાંથી અનેક પ્રકારનાં રત્નો ખેંચી કાઢી જનસમાજના સાહિત્યધનમાં વૃદ્ધિ કરી છે.

સંસ્કૃત ભાષા તરફ દૃષ્ટિ નાખીશું તો જણાશે કે આ ભાષામાં જે ખુબીઓ રહી છે તેવી ખુબીઓ અન્ય ભાષામાં ભાગ્યેજ આવી શકે છે. એક ટુંકા વાક્યમાં, શબ્દમાં એક

એક અક્ષરમાં જે જે ચમત્કૃતિઓ દર્શાવી શકાય છે તેવી કાવ્યચમત્કૃતિઓ અન્ય ભાષામાં દર્શાવી શકાતીજ નથી. આ ભાષામાં પણ અનેક વિવેચકો થયા છે. અનેક મતનું પ્રતિપાદન કરનાર આચાર્યો તથા તે તે મતથી અન્ય મતવાળાઓનાં કે તેનાં ખંડનો અને સ્વમતનાં મંડનો ઘણા પ્રમાણમાં આ ભાષામાં જોવામાં આવે છે. આ ભાષા જે સમયે ઉત્તમ પ્રકારે ભારત ભૂમિમાં બોલાતી હતી તે સમયે ગુરુ શિષ્યની શાસ્ત્રીય પદ્ધતિથી વિદ્યાભ્યાસ કરવામાં આવતો હતો. આ પદ્ધતિથી વિવેચક શક્તિનું બાળવયથીજ શિક્ષણ વિદ્યાભ્યાસકોને મળતું હતું. ગુરુ પાસેથી અનેક ભિન્ન ભિન્ન મતવાળાઓના સિદ્ધાંતના ગ્રંથોનું અધ્યયન કરી સાદશ્ય તથા વિરોધના નિયમોથી તેમની તુલના કરી, સ્વમતની સ્થાપના કરવી એ પ્રત્યેક મતવાદીનું કર્તવ્ય જણાતું હતું. અમુક સૂત્ર ઉપર હડતાલ મારવી, અમુક વાક્યને ગેરુથી અંકિત કરવું, અમુક સિદ્ધાન્તને અમુક પ્રક્રિયામાં ઘટાવવો વગેરે રીતિઓ વિવેચકશક્તિના અપૂર્વ સામર્થ્યનું સૂચન કરે છે. એક વિદ્વાન્ વિદ્યાભિરત પોતાનો મત જણાવે છે કે સંસ્કૃત ભાષામાં વિવિધ મતભેદવાળા અનેક વિવેચકો થવાથીજ આટલું ઉત્તમ સાહિત્ય પ્રકટી શક્યું છે. કાલીદાસ, ભવભૂતિ, બાણ વગેરે પ્રખર સાહિત્યકારો કેવા નિયમોથી સાહિત્યની વૃદ્ધિ કરતા હતા એ વાતો તે કાળના સાહિત્યનો ઇતિહાસ વાંચવાથી સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી.

ગુજરાતી ભાષામાં પણ જ્યારથી સાહિત્યના ગ્રંથોની યોગ્ય રીતે તુલના કરવાની પદ્ધતિનો પ્રચાર થવા માંડ્યો ત્યારથી ઉત્તમ પ્રકારનાં કાવ્યો, લેખો, નવલકથાઓ વગેરે પ્રકટવા માંડ્યા છે. નવલરામજેવા વિવેચકોએ ગુજરાતી ભાષાનો ઉદ્ધાર કરવામાં જે સાહાય્ય અર્પી છે તે સર્વને વિદિતજ છે. હાલના સમયમાં આપણી આ ભાષામાં વિવેચનનો જુસ્સો ક્રમે ક્રમે વિશેષ વધતો જાય છે. સાહિત્યપરિષદ્ જેવી ભાષાવિદોને ઉપકારક યોજનાઓ દિવસે દિવસે ગુજરાતી ભાષાનું નવીકરણ કરતી દષ્ટિગોચર થાય છે. પાશ્ચિમાત્ય સાહિત્યના અભ્યાસથી જે નવીન લેખકો આ ભાષાની વૃદ્ધિ કરવામાં સાધનભૂત થયા છે તેમનો પ્રયત્ન સફળ થશે એ નિર્વિવાદ છે.

ઉપર દર્શાવેલા વિવિધ ભાષાની ઉન્નતિ સંબંધના વિચારોથી વાચક વર્ગને સ્પષ્ટ થશે કે આધુનિક સમયમાં સાહિત્યનો અભ્યાસ અને સાહિત્યનું સ્વતંત્ર વિવેચન કરવાની શક્તિની ખીલવણી કરવી અત્યંત ઉપયોગી છે.

**વિવેચનના મુખ્ય નિયમો.**

સઘળાં વિવેચનોમાં વિચારોની સરખામણી કરવી, પરસ્પર ભેદ પાડવા તથા તેમનું વર્ગીકરણ કરવું એ પ્રથમ પગથીયું ગણાય છે. દરેક જાતના લેખનું વિવેચન કરવામાં લખાણની ભાષા, રીતિ, વિચારની સંકલના, ઉદ્દેશ અને અસર એટલી બાબતો લક્ષમાં રાખવાની હોય છે. પ્રત્યેક બુદ્ધિમાન મનુષ્ય કબુલ કરશે કે લેખકની લખવાની રીતિથી એકનો એકજ વિચાર વિવિધ રૂપમાં વાચકના મનમાં ઠસી શકે છે; વાક્યોની રચના, ભાષાની સરળતા, શબ્દોની પસંદગી અને પરસ્પરનો અન્વય ( સંબંધ ) એટલી બાબતો ભાષાની પરીક્ષા કરવામાં ઉપયોગમાં આવે છે.

લખાણની રીતિ આવેશાત્મક, બુદ્ધિ ચમત્કૃતિમય, તથા કલ્પનામય એમ વિવિધ પ્રકારની હોય છે. કેટલાંક લખાણો એવાં હોય છે કે વાંચનાંજ તેનું વાચકની બુદ્ધિ સરળતાથી

ગ્રહણ કરી શકે છે અને તેના વિચારોનો તત્કાલ સ્વીકાર કરે છે. કેટલાંક લખાણોથી માણસ તત્કાલ આવેશમાં આવી જાય છે અને તેને પોતાના વિચારોનું અથવા પ્રસંગોનું વિસ્મરણ થાય છે. વળી અન્ય લખાણોની રીતિ એવી હોય છે કે તત્કાલ તે વાચકના હૃદયમાં ધારેલી ઉંડી છાપ પાડી દઇ તેને કર્તવ્યના માર્ગના નિશ્ચયમાં વેગથી જોડી દે છે.

કાવ્યની ચર્ચા કરવામાં છંદ, રસની પ્રધાનતા તથા માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ નામના ગુણોનો કેવા રૂપમાં તથા કેટલા પ્રમાણમાં આવિષ્કાર કરવામાં આવ્યો છે એ નિર્ણય કરવો એવો સંસ્કૃત કાવ્ય વિવેચકોનો આશય છે.

અંગ્રેજી કાવ્યોનું વિવેચન કરવામાં અવલોકન શક્તિ ( observation ), કલ્પના શક્તિ ( Imagination ), તથા દર્શન શક્તિ ( Presentation ), એ ત્રણ નિયમોનો આધાર લેવામાં આવે છે.

ગદ્ય, પદ્ય, નવલકથા, નિબંધ વગેરે પ્રત્યેક પ્રકારના સાહિત્યની ચર્ચાના જુદા જુદા નિયમો હોય છે, પરંતુ આ સ્થળે માત્ર સામાન્ય કેટલાક સિદ્ધાંતોનું વાચકને નિરીક્ષણ કરાવવું યોગ્યગણેલું હોવાથી સ્વલ્પમાંજ માત્ર લક્ષ કરાવ્યું છે. ભવિષ્યમાં સાહિત્યની આ બધી જાતિઓનાં સ્વતંત્ર વિવેચનોમાં તેના વિશેષ નિયમો તથા દૃષ્ટાંતો જણાવવામાં આવશે.

**વિવેચક શક્તિનાં સાધનો.** ઉત્તમ વિવેચક થવા માટે કેટલાંક સાધનોનો ઉપયોગ કરવાની ખાસ આવશ્યકતા રહે છે.

પ્રથમ પગથીયાતરીકે ઉત્તમ પ્રકારનો યોગ્ય ન્યાય આપવાની હીંમત તથા શક્તિની ખીલવણી વિવેચકે કરવી જોઇએ. આ શક્તિ પ્રાપ્ત કરવા માટે તેણે વિવિધ લેખકોના વિવિધ વિષયો સંબંધના લેખોનું બહુજ બારીકાઇથી અધ્યયન કરી તેના ઉપર સ્વતંત્ર તર્ક કરતાં શીખવું જોઇએ. તેણે **વસુધૈવ કુટુંબકમ્** એ સિદ્ધાંતને વશ વર્તી આખા જન સમાજમાં નિષ્પક્ષપાતપણે પોતાનો અભિપ્રાય દર્શાવવો. દરેક જાતના માણસોના સ્વભાવની લાગણીઓને ઓળખતાં તથા નવીન જ્ઞાનના જે જે સિદ્ધાંતો પ્રકાશમાં આવતા જાય તેમની તુલના કરવાનો અભ્યાસ પાડવો જોઇએ. પૂર્વાપર સમયને લક્ષમાં રાખી તેણે પોતાની કલ્પનાને જેમ બને તેમ ઉત્તમ પ્રકારની કરવાનો પ્રયત્ન સેવવા માંડવો જોઇએ. સ્વલ્પમાં ઉત્તમ તુલના શક્તિ, તીવ્ર કલ્પના શક્તિ અને વિશાળ દૃષ્ટિ એ ત્રણ સાધનોને ઉત્તમ પ્રકારે સર્જ્ કરવાં જોઇએ; જો તે આ સાધનમાંથી એકમાં પણ ન્યૂનતાવાળો હોય છે તો તેનામાં સંકોચ, ભય અને અન્યાય પ્રકટવા પામે છે. આ ઉપરાંત તેણે કેટલોક અભ્યાસ કરવાની આવશ્યકતા રહે છે; જે જે સિદ્ધાંતોના આધારથી તેને વિવેચન કરવાનું હોય છે તે તે સિદ્ધાંતોનું જ્ઞાન તેને વ્યાકરણ, અલંકાર શાસ્ત્ર, તર્ક શાસ્ત્ર તથા નીતિ શાસ્ત્રના અધ્યયનથી પ્રાપ્ત થઇ શકે છે.

વિવેચકત્વ એ એક એવી કળા છે કે જેની સિદ્ધિથી અંતઃકરણમાં અદ્‌ભુત સાહિત્ય-જ્યોતિ પ્રકટ થાય છે; આ જ્યોતિના પ્રકાશથી મનુષ્ય પ્રત્યેક કાર્યમાં સારાસાર વિવેક કરી શકે છે અને જ્યાં જ્યાં તેના માર્ગમાં ઠોકર ખાઇ ભયમાં આવી પડવાના સંભવો હોય છે ત્યાં ત્યાં તે પોતાનું પોતાની જાતેજ રક્ષણ કરી આખા જીવનનું પ્રયાણ સુખપૂર્વક સંપૂર્ણ કરે છે.

---

# संसारमां सुरतरु.

જ. લ. પંડિત.

## પ્રકરણ ૨.

### अतिथिसत्कार.

**મનોરમા**ની દૃષ્ટિ ભાસ્કરની દૃષ્ટિ સાથે મળતાં તેના અંતઃકરણમાં ઉછળતા પ્રેમરસના જુવાળની છોળો અધિક વેગથી ઉછળવા લાગી. તેની આંખની કીકી ભીની થઇ ગઇ. વિશાળ કપાલપર પ્રસ્વેદનાં ઝીણાં ઝીણાં મોતીની હારની હારો જણાવા લાગી. તેના રોમે રોમના મૂળમાં પ્રેમરસ પ્રસર્યો અને તે સર્વ નવા અતિથિને આવકાર આપવા ઉભાં થયાં. રક્તાભિસરણમાં અધિક વેગ આવ્યો. હૃદય જોરથી ધડકવા લાગ્યું. શરીરનાં સર્વ અણુઓ નૃત્ય કરવા લાગ્યાં. સંક્ષેપમાં **મનોરમા**ના સર્વાંગમાં અપૂર્વ નૂતનતા પ્રકટી હતી. તે એક મુહૂર્તમાં તો નવીન **મનોરમા** બની ગઇ હતી.

કોઇ દિવસ નહિ ને મારા સરખી શીલવતીને આજે આ પુરુષને જોઇને શું થયું છે? આમ પુરુષ સામે દૃષ્ટિ સ્થાપીને નિહાળવું એ મને કુમારિકાને યોગ્ય છે? આ સ્થિતિમાં કોઇ મને જૂએ તો તે મારે વિષે શું ધારે? આ કે આવા બીજા કોઇજ વિચાર **મનોરમા**ના અંતઃકરણમાં ઉદ્ભવ્યા નહિ. એવા વિચારો પ્રકટવાનો આ સમયજ ન હતો. તેના શરીરનું પ્રત્યેક અણું અત્યંત વેગથી ક્રિયા કરતું હતું છતાં હમણાં તે જડવત્જ હતી. તેનાં નેત્ર અત્યંત ચપલ હતાં તેમ છતાં હમણાં તે નિમેષરહિત ત્રાટકની સ્થિતિમાં હતી. અંતઃકરણમાં અનેક વેગો પ્રકટ્યા હતા, પણ **મનોરમા**ને તેનું અભાનજ હતું. આ બધું શાથી થતું હતું તે બીચારી **મનોરમા** શી રીતે જાણે?

આવી સ્થિતિ વધારે વાર ટકી નહિ. તેના જડ જેવા શરીરમાં નવિન જીવન પ્રકટ્યું. પ્રયત્નવડે પોતાની દૃષ્ટિને તે પાછી ખેંચી લેવા લાગી. સાંકળથી સંકળાયેલી દૃષ્ટિ જેમ તેમ પાછી ખેંચાઇ પણ પુનઃ હતી તેમને તેમ વળવા લાગી. **મનોરમા** અધિક બળથી દૃષ્ટિને વાળવા લાગી અને પોતાના પગના નખપર સ્થિર કરવા પ્રયત્ન કરવા લાગી. અબળા છતાં સબળ પ્રયત્ન કર્યો અને દૃષ્ટિ સ્વાધિન કરવામાં વિજય પામી છતાં, મન તો જ્યાંનું ત્યાંજ વળ્યું. તેને સ્વાધિન કરવામાં નિષ્ફલતા જણાઇ. નિષ્ફલતા પામવા છતાં નિર્વેદની છાયા સરખી પણ તેના મુખપર જણાઇ નહિ એ કેટલું બધું આશ્ચર્ય! તને ધન્ય છે. તું તો નિષ્ફળતામાં પણ સફળતા જુએ છે. પરાજયમાં પણ **મનોરમા** તું તો વિજયનેજ અનુભવે છે!!!

નીચે પાણીનાં મોજાંથી હોડી હાલતી હતી તેથીજ ભાસ્કરનું શરીર હાલતું જણાતું. તે તો આરસના પૂતળાની પેઠે નિશ્ચેષ્ટ ઉંચી દૃષ્ટિ સ્થાપી જેમને તેમ ઉભો હતો. હોડી, જલનાં મોજાં, પૂર્વે અનુભવેલો પરિશ્રમ કે બીજા કોઇ પદાર્થ કે સ્થિતિનું હમણાં તેને ભાન નહતું. માત્ર મોં પર રતાશ ચઢ્યાં જતી હતી અને નેત્રની કીકીઓ ચમકતી હતી.

ભામિની **મનોરમા**ને જોઇ શકતી નહતી. તો પણ ભાસ્કરના મુખ પર સહસા તરી આવતા મનોભાવો ઉપરથી તે બંનેની સ્થિતિનું અનુમાન કરી શકી. થોડી ક્ષણ ભાસ્કર પ્રતિ કુતૂહલની દૃષ્ટિથી જોઇ રહી. પણ છેલ્લે બોલી, 'આવા તોફાની દરિયામાં તે હોડી ઉતારતા હશો!'

આજે પરણશે. તેના હર્ષ સિવાય મારે બીજું કાંઇજ નહિ જોઇએ, તેમ છતાં જરૂર પડશે તો ત્યાં થોડાં ફ્રુટ (ફળ) ખાઇ લઇશ. કેમ બા ! રજા આપશો ?"

સવારમાં વહેલી ઉઠી માલિની સ્નાન વગેરેથી પરવારી તૈયાર થઇ રહી હતી તેનું કારણ પ્રિયવંદા સમજી અને માલિનીને મીસ. લીલી પાસે જવાની રજા આપી. માલિનીએ ભાસ્કરપ્રતિ દૃષ્ટિ નાખી અને બોલી, 'મી. ભાસ્કર ! મને ક્ષમા કરજો, મારું દીલ મારી બેનપણી તરફ દોરાયું છે તેથી હું ત્યાં જાઉં છું '

' સુખેથી જાઓ ' ભાસ્કરે વિનયથી કહ્યું. ' હવે બે ચાર મિનિટમાં હું પણ રજા લઇ મારે ઘેર જઇશ. ' તમારો સર્વનો મારા પર ઘણો ઉપકાર થયો છે.

' થાય છે ' પ્રિયવંદાએ આગ્રહથી કહ્યું, ' હવણાં કાંઈ જઇ શકાશે નહિ.' તે હસતે મુખડે બોલી, 'ઘણા સમયથી અમે દીનબંધુની મુલાકાત ઇચ્છતાં હતાં, તેમને પરમેશ્વરે સહજસ્વભાવે કૃપા કરીને અમારે ઘેર મોકલ્યા; હવે તો એમ ઉતાવળ કરાશે નહિ.' મારી મનોરમા તો તમારી કવિતા વાંચી હર્ષથી ગાંડી ઘેલી થઈ જાય છે. એને કવિતાનો બહુ શોખ છે અને તમારી કવિતા તો એને વાંચવી ઘણી જ ગમે છે. તમારી જો દશ લીટીની એક કવિતા વાંચવાની હોય તો કોણ જાણે સો વખત તે ફરી ફરીને વાંચતી હશે. એ કહે છે ' દરેક વખતે નવા નવા ભાવો તેમાંથી મને સમજાય છે. '

માલિની પોતાનાં કપડાં પહેરવાના ઓરડામાં ગઇ અને પ્રિયવંદાએ ઉઠી કાવ્યતરંગ નામનું માસિક આણ્યું અને નવમું પાનું કાઢી ભાસ્કર આગળ ધર્યું. અને બોલી ' તમારી આ કવિતા તો મનોરમાએ હું ધારું છું કે એક હજાર વખત ગાઈ હશે.' તમારી કવિતાની એ ઘણીજ તારીફ કરે છે.

ભાસ્કરે વિનયથી કહ્યું. ' એમાં કવિતા કંઇ એટલી બધી પ્રશંસા પાત્ર નથી, પણ કવિતાને સમજનાર રસજ્ઞતા પ્રશંસાને પાત્ર છે.'

મનોરમાના મુખપર લાલી ચઢવા લાગી. પોતાની પ્રશંસા પોતાના પ્રિયજનના મુખે થતી જોઈ, તેના અંતઃકરણમાં આનંદ પ્રકટ્યો. વિનયવાળા થોડા શબ્દો બોલવા વૃત્તિ ઉઠી પણ તે લજ્જાને લીધે થમાઇ ગઇ.

ભાસ્કરે પોતાનું પરબીડીયું ફોડ્યું તો તેમાં પણ આમંત્રણપત્રિકા હતી. તે મીસલીલીના પિતા તરફથી નહતી પણ મી. ખુરશેદના પિતા તરફની હતી. તેનાં મીસ લીલી સાથે આજ સાંજે ઍલફીન્સ્ટન બાગમાં મોટી ધામધુમ સાથે લગ્ન થવાનાં હતાં, તેમાં ભાગ લેવા અને શોભા આપવા માટે ભાસ્કરને ઘણોજ આગ્રહ કરવામાં આવ્યો હતો.

આ મી. ખુરશેદને આખી મુંબાઈની પ્રજા એક સુનંદા ક્રિકેટીઅર તરીકે ઓળખે છે. જ્યારે તે પ્રેસિડેન્સી મેચમાં રમવા ઉતરે છે ત્યારે ક્રિકેટની આલમ એક અવાજે જાહેર કરે છે કે પારસીઓની આ વખતે જીત છે. જ્યારે તે અપકન્ટ્રી ગયો હોય અને મેચ ગોઠવવાની હોય તો તેને મેચમાં ભાગ લેવા સારૂ ઘણો આગ્રહ કરવામાં આવે છે અને જો તે કોઇ અડચણથી આવી શકે તેમ નથી એવો જવાબ આવે તો તેનાપર ગમે તે જોખમે પણ મેચમાં ભાગ લેવા માટે મોટા મોટા માણસો તરફથી ભલામણો કરવામાં આવે છે.

મી. ખુરશેદ સાધારણ વ્યાપારી છે, ઉત્તર હિન્દુસ્તાનમાંથી બીયાં, ઘઉં, ચોખા ખરીદી મુંબાઇની અંગ્રેજ પેઢીઓમાં વેચે છે અને સુખપૂર્વક પોતાનું ગુજરાન ચલાવી શકે તેવી સ્થિતિ

વાળો છે. તેના પિતા મિ. મહેરજીભાઇ કૉન્ટ્રાક્ટર રેલવેના કંટ્રાક્ટોમાં બે પૈસા સારી પેઠે કમાએલા છે અને તે મલબારહીલ પર પોતાના બંગલામાં રહે છે. તેમને મિ. ખુરશેદ એકજ પૂરો દિકરો છે અને તેથી તેમની સઘળી મિલકતનો તે એકલોજ વારસ છે. આ ઉપરથી જોઇ શકાય છે કે મી. ખુરશેદ પૈસેટકે સુખી છે. સ્વતંત્ર ઉદ્યોગથી બે પૈસા કમાય છે અને એક સારા ખેલાડી તરીકે તેણે નામના મેળવેલી છે.

ત્રીજા વર્ષની મેચ વખતે મીસ લીલી તેના ઉપર મોહી પડી હતી. અને જ્યારે મેચનું પરિણામ પારસીઓના લાભમાં જાહેર કરવામાં આવ્યું ત્યારે મી. ખુરશેદના નામની હુરરે પોકારવામાં આવી હતી. આ આનંદમાં હજારો પારસી બાનુઓએ પોતાના કોમલ હાથ વડે સફેદ રૂમાલો હવામાં ઉડાડી ભાગ લીધો હતો. આ બાનુઓમાં મીસ. લીલી પણ હતી. તેના હરખનો કોઇ પાર ન હતો. હરખઘેલી લીલી ના મનમાં આવ્યું કે આપાને લેઇ બીડમાંને બીડમાં ઉક રીફ્રેશમેન્ટના તંબુ આગળ જાઉં અને હમણાંજ મી. ખુરશેદને મળું, પણ સ્ત્રીસ્વભાવ એટલી બધી હીમત કયાંથી લાવે ?

મનની લાગણીઓ મનમાં દાબી ગાડીમાં બેસી ઘેર આવી અને તે વાત તેણે બીજા કોઇ આગળ કરી નહિ. દરરોજ તે સુકાતી ગઈ. તેનું ગુલાબી મુખડું પીળું પડતું ગયું. તેનાં મા બાપ ફીકરમાં પડ્યાં કે આ છોકરીને થયું છે શું ? દાકતરની સલાહ લીધી પણ કાંઇ રોગ પરખાયો નહિ. દીવસે દીવસે મીસલીલી વધારે લેવાતી ગઇ તેમ તેમ તેનાં માતા પિતા ઘણાં ગભરાવા લાગ્યાં. એક પૂરી દીકરી અને તેપણ કોઇ વિચિત્ર દરદની ભોગ થઈ પડેલી જોઈ તેઓ હજારો રૂપીયા ખર્ચ કરવા લાગ્યાં. વિલક્ષણ રોગો કલ્પી ખારા, ખાટા, તીખા, તુરા અને કડવા સ્વાદવાળી દવાઓ પાવા માંડી. પણ તે કશાથી તેની તબીયતમાં ફેર પડ્યો નહિ. આથીનો વધારે મુંઝવણ થઈ; અને હવે શો ઉપાય કરવો તેને માટે દાક્તરોની એક મીટીંગ બોલાવી. સર્વે મળી એવો અભિપ્રાય આપ્યો કે મીસલીલીને વિલાયત હવા ફેર કરવા લઇ જવી.

મીસલીલીને દરદ શું હતું તે મીસલીલી પણ ભુલી ગઇ. માતા પિતા, સગાં સંબંધી, વૈદ્યો અને દાકતરોના વિચારોથી તે પોતાને કોઇ અસાધ્ય રોગ લાગુ પડ્યો છે એવું સમજવા લાગી. અને વિલાયત જવાનો દાકતરોનો અભિપ્રાય જાણી વિલાયત જવાને તૈયાર થઇ.

મીસલીલી અને માલિની કોલેજમાં સાથે શીખતાં તેથી એમના વચ્ચે ગાઢ પ્રીતિ બંધાઇ હતી. માલિની પ્રતિદિન મીસલીલીને મળવા જતી અને મીસલીલી પણ માલિની પાસે વારંવાર આવતી. તેની તબીયત બગડ્યા પછી તે આવતી બંધ થઇ, પણ માલિની તેની સંભાળ લેવા વારંવાર જતી, અને દાક્તરો, વૈદ્યો અને સંબંધીઓ મીસલીલીના દરદ સંબંધમાં જેજે કહેતા તે માલિની સાચું માનતી નહોતી. તે ક્વચિત પોતાનો અભિપ્રાય મીસલીલીની માને કહેતી પણ તે ઉપર કોઇ વિશ્વાસ રાખતું નહિ.

એક દિવસ મીસલીલી આગળ તેણે તેના દરદ વિષે વાત કહાડી. અને બોલી. 'જેવી રીતે માણસના શરીરમાં દાક્તરો પીચકારી વડે રસી મૂકે છે, તેવી રીતે બીજાના ભૂલ ભરેલા વિચારો આપણા મનમાં ઘુસાડવામાં આવે છે. અને પછી તે વિચારો આપણા પોતાના હોય એમ આપણે માનીએ છીએ. મને તો લાગે છે મીસલીલી ! તમને કંઇજ દરદ થયું નથી.

માત્ર તમારા મનમાં ખોટા ખ્યાલો આસપાસના લોકોના દાખલ થઇ ગયા છે અને તે પછી થી તમારી પોતાની તેવી સ્થિતિ હોય એમ તમે માનવા લાગ્યાં છો.'

મીસલીલી કહે 'માલિની ધારો કે તમારી વાત કદાચ સાચી હશે પણ તેથી શું' મારા શરીરમાંથી લોહી ઉડી જાય, ને તે કમતાકાત થઇ જાય! તમેજ જુઓને હું પ્રથમ હતી તેવી હાલ છું!'

'ના નથીજ' માલિની બોલી 'બધાજ ફેરફારો મનમાં ઘુસીજતા વિચારોથી થાય છે. સારા વિચારો મનમાં ઘર કરી બેસે તો આપણું મન અને શરીર સારાં થાય છે અને તેથી ઉલટા વિચારો મનમાં ઘર કરી બેસે તો ઉલટાં પરિણામો જણાય છે. હમણાં બીજી ત્રીજી વાતો કરવાનો આ સમય નથી. તમારૂં શરીર સારૂં હતું તે કયારથી બગડવા માંડયું તેની તપાસ કરો. તે વખતે કેવા કેવા બનાવો બન્યા અને તમારા મનમાં કેવા પ્રકારના વિચારો પ્રવેશ કરવા લાગ્યા તે શોધી કહાડો અને મને લાગે છે કે તમારામાં થએલા ફેરફારનું કારણ હાથ આવ્યા વગર રહેશે નહિ.'

મીસલીલી પોતાની સ્મરણ શક્તિમાં શોધ કરતી હોય તેમ થોડી ક્ષણ લમણાને આંગળી ટેકવી જમીન પર જોઇ રહી અને પછી બોલી 'બેન! ત્રીજા વર્ષપર અમારા પારસીઓ પ્રેસીડેન્સી મેચમાં જીત્યા ત્યાર પછીથી મારી તબીયત લથડવા માંડી.'

'બરાબર! તમારો રોગ હવે હાથ આવશે. તે વખતે આખી પારસી આલમ આનંદમાં આવી ગઇ હતી. અને તમને પણ અસાધારણ આનંદ થયો હોવો જોઇએ' માલિની બોલી. "હા, મને ઘણોજ આનંદ થયો હતો. અને તે એટલો બધો કે મારાં રૂવે રૂવાં ઉભાં થયાં હતાં અને હરખથી મારી આંખોમાં પાણી પણ ભરાઇ આવ્યાં હતાં." 'બસ હવે રોગ સમજાવા માંડ્યો છે. તમારા અંતઃકરણની સ્થિતિ તે સમયે એવી હતી કે કોઇ પણ લાગણીવાળા વિચારો તમારા અંતઃકરણમાં ઘણાં ઉંડા મૂળ ઘાલી શકે.' ઠીક, પણ તમને યાદ આવે છે કે તે વખતે બીજા કોઇ લાગણીવાળા વિચારો તમને આવ્યા હોય.'

મીસલીલીની સ્મરણશક્તિ તાજી થઇ. તેની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તેની છાતીમાં ડુમો ભરાઇ આવ્યો અને બોલી શકી નહિ. 'બેન! ગભરાઓ નહિ. તમારો રોગ હવે લગભગ હાથમાં આવ્યો છે. હજારો રૂપીઆ ખર્ચવાથી પણ જે રોગનો પત્તો લાગતો નહતો તે હવે આપણા સમજવામાં આવતો જાય છે. શાન્ત થાઓ. ધીરાં પડો અને લાગણીઓથી દબાયા વગર સ્વસ્થ ચિત્તે વાત કરો.' માલિનીએ કહ્યું,

'બેન તમારા આગળ શી વાત કહું,' મીસલીલીમાં હિંમત આવી. 'મને કહેતાં શરમ આવે છે.' 'શરમાવા જેવું કાંઇજ કારણ નથી. જે હોય તે સુખેથી કહો. આપણા મનમાં જે ઉઠે છે તે સઘળુંજ પવિત્ર હોય છે. તેના વાસ્તવ સ્વરૂપમાં તે અશુદ્ધ નથી. લોકરૂઢી-કે લોકવ્યવહારમાં ભલે તેને અશુદ્ધ ગણતા હોય, પણ તે પવિત્રજ છે. બોલો, શું છે! કહો ખરેખરૂં.' માલિનીએ પૂછ્યું.

'તે મેચમાં પારસીઓને જીત અપાવનાર પેલા મિ. ખુ...ર...શે...' બોલતાં બોલતાં મીસલીલી બંધ પડી. 'હું સમજી' માલિનીએ કહ્યું. 'તે ખુરશેદ પર તમારૂં મન મોહી પડ્યું. બસ, હવે બધી વાત હું સમજી ગઇ. તમારૂં કુટુંબ ખાનદાનનું અને ધનાઢ્ય અને

ખુરશેદનું કુટુંબ સાધારણ સ્થિતિનું એટલે તમારો લગ્નસંબંધ થઇ શકે નહિ. તેથી આ વાત તમે બીજા કોઇને કરી નહિ હશે.'

'હા, આ વાત મેં કોઇજ આગળ કરી નહોતી. પણ ખરું કહું બેન ! મારા મનમાં એમ આવેલું કે જો મી. ખુરશેદ મને મળે તો તેને મારા પેટની વાત ખુલાસાથી કહું અને અમે બે મળી ગમે તે રીતે-ગમે તે જોખમે પણ અમારા લગ્નની વ્યવસ્થા ઉનારીએ' તે બોલી.

'પણ મી. ખુરશેદ તમને મળ્યો હતો ?' માલિનીએ પૂછ્યું. 'ના મળ્યો નહિ, તે તો વિલાયત ઉપડી ગયો. ઘણા દહાડા વહી ગયા પછી મેં તેના વિષે એક વર્તમાનપત્રમાં વાંચ્યું તે વર્તમાનપત્રમાંથી સરનામું લખી લીધું અને એક કાગળ પણ મેં તેના પર બીડ્યો. પણ તેનો જવાબ પણ આવ્યો નહિ.'

'પછી' માલિની બોલી.

'પછી તો મારું શરીર ચિંતામાં ને ચિંતામાં સુકાવા લાગ્યું. ચિંતામાંથી તાવ શરૂ થયો અને તાવમાંથી દાક્તરો પણ ઓળખી શકતા નથી તેવો રોગ લાગુ પડ્યો. બાર મહિના પછી તો હું ખુરશેદને ભૂલી ગઇ. જ્યારે તમે આજ આવ્યાં અને આટલી બધી પૂછપરછ કરી ત્યારે ઘણી મહેનતે મેં આ વાત સંભારી કહાડી. બોલો બહેન મને શો રોગ થયો છે? તમે મટાડી શકશો !'

'હું શું મટાડી શકું? એ તો મટાડે ખુરશેદ !' માલિનીએ હાસ્યમાં કહ્યું. માંદી માંદી મીસલીલી માલિનીના ગળે વળગી પડી અને બોલી. 'મને ખુરશેદ મળે, તેની સાથે મારાં લગ્ન થાય એવો કોઇ માર્ગ શોધી કહાડો તો માલિની તમારો હું કદીજ ઉપકાર ભૂલીશ નહિ. ખરું કહું છું માલિની ! ખુરશેદનો પત્તો નથી. નહિતો હું કંઇક કરતે. પણ ઉપાય ન હોવાથી મારા હાથ હેઠા પડ્યા છે. તમે મને સહાય કરશો?'

'જરૂર' માલિની બોલી.

'કેવી રીતે' અધીરી લીલીએ પૂછ્યું.

માલિનીએ જવાબ દીધો. 'ખુરશેદને મેળવવાની અદ્ભુત યુક્તિ હું તમને બતાવીશ. હાલ તો તમે તમારાં માતા પિતાને સાફ જણાવી દો કે ૭ માસ સુધી વિલાયત જવા મારી મરજી નથી. પછી રહી જુઓ અને ઇશ્વર કરશે તો ૭ મહિનામાં ખુરશેદ તમને મળશે અને તમારાં લગ્ન પણ થઇ જશે. પછી કંઇ ?'

'તમારો મોટો ઉપકાર !' મીસલીલી બોલી.

આ ગુપ્ત વાર્તા થયા પછી માલિનીએ મીસલીલીએ શું કરવું તે બતાવ્યું હતું અને તેના પરિણામમાં આજે તેમનાં લગ્ન થવાનાં હતાં.

પ્રિય વાચક ! આપણે હવે સમજી શકીએ છીએ કે માલિની મીસલીલી પાસે સત્વર જવાને શામાટે આટલી બધી આતુર હતી.

હુવિંદ, પ્રિયંવદા, અને મનોરમા દશ પંદર મિનિટ ભાસ્કર સાથે ગામ ગપાટાં હાકતાં બેઠાં. ભાસ્કરને જલદી ઘેર જવું હતું તેથી તે ઉઠ્યો. અને સાંજે ઓલબ્લેસ બાગમાં સર્વને જરૂર મળવાનું વચન આપ્યું.

સમુદ્રમાં ભરતી હવે જોરમાં નહતી. પાણી પ્રમાણમાં સ્થિર હતાં. ભાસ્કરે પોતાની હોડી છોડી અને ચલાવવા માંડી. તેની પાછળ પાછળ મનોરમાની દૃષ્ટિ પણ તણાવા લાગી, —ધડકારા લાગી. (અપૂર્ણ).

---

# સ્ત્રીની સંસારયાત્રા.

ખાસ સ્ત્રીઓ માટે. બ્હેન. મણિબાઈ અભેરામ જે. પી. કન્યાશાળા—મુંબાઈ.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૭ થી. )

બ્હેનો ! આશરે ૧૫ વર્ષપર મેં મથુરામાં જોયું કે જે તીર્થવાસી તે સ્થળે ગયેલા હતા, તેમાંના કેટલાક મનુષ્યો તો એવા ભાવિક જણાતા હતા કે વાસી કપડે કે વાસો દીસે તે યમુનાજીનો સ્પર્શ પણ કરતા નહિં હતા, અર્થાત પોતાને મુકામે નાહી-સ્વચ્છ વસ્ત્ર પહેરી પછી તે તીર્થમાં સ્નાન કરવા આવતા હતા અને પાણીનો કોગળો પણ તેમાં કરતા હતા નહિં. પરંતુ બીજી બાજુએ મથુરાનગરીમાં સ્થાઇ રેહેનાર જે સ્ત્રીઓ તે સ્થળે સ્નાન કરવા આવતી હતી તે પોતાના ઘરના ઉપયોગ માટે પાણી ભરી જતી અને છોકરાંના બાળોતીયાં સાથે સાથે ધોઈ જતી હતી.

આજ રીતે આપણે પણ જે તીર્થમાં ( સંસારમાં ) રહીએ છીએ તેની મહત્તા તદન ભૂલી જઈએ છીએ.

આખું જગત્-સમગ્ર પૃથ્વી એ પવિત્ર નિર્મળ તીર્થ છે-કારણ આપણા ધર્મપુસ્તકમાં ( શ્રીમદ્ભાગવતમાં ) પણ કહ્યું છે કે આપણી પૃથ્વી સૃષ્ટિના આરંભે જળમાં ડુબેલી હતી. તેને ઇશ્વરે વરાહસ્વરૂપે પોતાની દાઢમાં પકડી લઇ જળની સપાટીપર સ્થિર કરી. તો બ્હેનો ! જે જે સ્થળે ઇશ્વરે લીલા કરી, તે તે સ્થળને આપણે પવિત્ર ગણીએ છીએ, ત્યારે જે સમગ્ર પૃથ્વી ઇશ્વરની દાઢને સ્પર્શી તે પવિત્ર કાં નહિ ? આમ જોતાં તો સર્વ પૃથ્વી પવિત્ર તીર્થજ ગણાય. વળી આપણા ધર્મપુસ્તકમાં પણ જણાય છે કે સ્વર્ગમાં રહેલા દેવો પોતાના કલ્યાણ માટે-મોક્ષ મેળવવા માટે આ પૃથ્વીપર જન્મ લઇ આવવા ઇચ્છા ધરાવે છે ( કારણ સ્વર્ગમાં નાના પ્રકારનાં સુખ મળે છે. પરંતુ મોક્ષ તો મનુષ્ય જન્મથીજ સાધી શકાય છે ) અને તે અમુક તીર્થમાં એમ નહિં પણ આ સંસારમાં કોઇ પણ સ્થળે મનુષ્યજન્મ મળે તો દયારૂપી દ્રવ્યનો ઉપયોગ કરી રીબાતા મનુષ્ય અને અન્ય પ્રાણીને સહાય કરી, તેમને દુઃખમાંથી બચાવી પરમાર્થ જો સધાય તો તે અપૂટ પુણ્યના પ્રભાવે 'સ્થાઇ' સુખ-મોક્ષ તે પ્રાપ્ત કરાય એમ દેવોનું માનવું છે માટે તે સ્વર્ગ છોડી-દેવપણું છોડી, સંસારમાં જન્મ લઈ આવવા ઇચ્છે છે. આથી બ્હેનો, આપણે જોયું કે દેવો પણ આ સંસારયાત્રાની ઇચ્છા ધરાવે છે. દેવપણાથી મનુષ્યપણાને ઉત્તમ માને છે તો આ જોતાં દેવને પણ દુર્લભ એવો મનુષ્યજન્મ હરે છે. મનુષ્યયોનિ એ સર્વ યોનિમાં ઉત્તમ યોનિ મનાય છે-જેમ સર્વ મણિમાં કૌસ્તુભમણિ ઉત્તમ ગણાય છે. તેની પરીક્ષા સર્વ મનુષ્યથી થઈ શકતી નથી પણ જે ઝવેરીનિપુણ હોય છે તેજ તેની પરીક્ષા કરી જાણે છે. તેમ મનુષ્યરૂપી કૌસ્તુભમણિ સર્વ મનુષ્યથી ઓળખાતું-સમજાતું નથી પણ કોઇક વીરલજ જાણે છે-સમજે છે.

બ્હેનો ! અહીં એક દષ્ટાંત યાદ આવે છે અને ચાલતા પ્રસંગને અનુસરી જણાવવું યોગ્ય લાગે છે તેથી જણાવું છું.

થોડાક વર્ષપર એક ઝવેરીનો નોકર કાંઇક ખરીદી માટે એક ગામમાં ગયો અને તળાવના કિનારાપર માર્ગનો શ્રમ ઉતારવા થોડાક વખત બેઠો. તેટલામાં એક ભેંસ આવી. તેને ગળે દોરડું બાંધેલું હતું. દોરડાને છેડે એક પથ્થર લટકતો હતો. ભેંસ પાણી પીવા

લાગી તે વખતે પાણીને પથ્થરનો સ્પર્શ થતાં પાણીનો રંગ બદલાયો, તે આ તળાવ પર બેઠેલા મનુષ્યે બરાબર જોયો અને તુર્ત જ એને સમજાયું કે આ બાંધેલો પથ્થર એ પથ્થર નથી પણ હીરો છે. પરંતુ તે કોઇ અણઘડને હાથ આવી ચડવાથી પથ્થર સમજાઈ ગયો છે. પછી તે ભેંસની પાછળ પાછળ ચાલી જઇ તેના માલિકને મળ્યો અને તે ભેંસને પોતે વેચાતી લેવા ઇચ્છા જણાવી. ભેંસના માલિકે તે વગર આનાકાનીએ કબુલ કરી અને સાઠ રૂપીએ ભેંસ વેચી પથ્થર સાથ ભેંસ લઇ તે માણસ ચાલ્યો અને થોડેક દૂર જઇ, પથ્થર છોડી લઇ ભેંસને છૂટી મુકી દીધી. કારણ એને ભેંસની જરૂર હતી નહીં. એ પથ્થરના તેને એટલા બધા રૂપીઆ મળ્યા કે તે એક મોટો ધનાઢ્ય વ્યાપારી થઇ રહ્યો.

બ્હેનો આપણે પણ તે ખેડુતની માફક મનુષ્યરૂપી કૌસ્તુભમણિ ઓળખ્યા જાણ્યા વિના જેમ ભેંસના માલિકે લાખો રૂપીઆનો લાભ ગુમાવ્યો, તેમ મળતો લાભ ગુમાવીએ છીએ. અને જેમ પેલા નોકરે પથ્થર નહીં પણ આ હીરો છે એમ ઓળખ્યો તેણે લાખો રૂપિયાનો લાભ મેળવ્યો. તેમ જે જે મનુષ્યને પોતે હીરો છે એમ જણાયું છે, તેણેજ આ મનુષ્ય જન્મનો લાભ મેળવ્યો છે.

બ્હેનો ! એતો ખરૂંજ છે કે જે જે મહાન્ પુરૂષોએ અને પૂજ્ય માતાઓએ મનુષ્યજન્મનો લાભ મેળવ્યો છે. પરકલ્યાણમાં સ્વકલ્યાણ સાધી પોતાની અમર કીર્તિ આ દુનિયામાં રાખી તેમણે એટલા તીર્થોમાંજ ફરીને નહિં પણ પોતે કોણ છે, આ સંસાર એ શું છે, આ સંસારમાં પોતાનું આવવું શા માટે છે અને શા શા કર્તવ્યો કરવાનાં છે તેનો પુરતો વિચાર કરી, યથાશક્તિ તેને ક્રિયામાં મૂકતા હતા તેથીજ તેઓ ઉચ્ચ પદિને પામ્યા છે.

બ્હેનો—આપણે પણ મનુષ્ય છીએ. જે દેવોને દુર્લભ એવો મનુષ્યદેહ આપણને મળ્યો છે તે આપણી પુજ્ય માતાઓએ જે મનુષ્યજન્મની સાફલ્યતા મેળવી તેજ સાફલ્યતાના ધારીએ તો થોડે ઘણે અંશે પણ મેળવી શકીએ અને આપણી સંસારયાત્રા કાંઇક સફળ થાય તેટલા માટે આપણને મળેલ પરમાત્મ પિતા તરફથી જે જે ઉત્તમ ગુણ તેનો ઉપયોગ કરીએ. બ્હેનો ! સર્વ ગુણમાં મુખ્ય ગુણ દયા છે અને આ ઉત્તમ ગુણરૂપી સમૃદ્ધિ પુરૂષો કરતાં આપણને અધિક મળેલ છે. માટે આપણે કંજુસ-કંગાળ નહિં બનતાં જો તે ગુણનો યોગ્ય લાભ લઇએ તો આ મનુષ્યજન્મની સાફલ્યતા મેળવી શકીએ તેમ છે.

દયા એ ગુણ સર્વ ગુણમાં ઉત્તમ ગુણ છે. તેને માટે તુલસીદાસજી પણ કહે કે "દયા ધર્મકા મૂલ હે, પાપમૂલ અભિમાન. તુલસી દયા મત છોડીયે જબલગ ઘટ મેં પ્રાન"

તુલસીદાસજી કહે છે કે જ્યાં સુધી આ દેહને જીવનો સંબંધ છે ત્યાં સુધી દયા છોડવી નહિં અર્થાત્ જીવીએ ત્યાં સુધી દયા છોડવી નહીં. બ્હેનો ! આ તુલસીદાસજીનું સૂત્ર છે. કારણ ઘણું કરી દાન અને પરમાર્થ એ દયાથીજ થાય છે. પરંતુ—દયા કોને કહેવી એ આપણે જાણવું જોઇએ. કોઇ દુઃખી મનુષ્યને જોઈ, કોઇ દુઃખી પ્રાણીને જોઇ આપણા મનમાં જે લાગણી થાય કે અરેરે આ બિચારૂં દુઃખી છે, કોઇ ભૂખે મરતાં મનુષ્યને પ્રાણીને, જોઇ આપણા મનમાં લાગણી થાય કે અરેરે આ બિચારૂં ભૂખ્યું છે, કોઇ અભણું-અજ્ઞાન બ્હેનને જોઇ આપણને લાગણી થાય કે અરેરે આ બિચારી અભણ અજ્ઞાન છે.

બ્હેનો ! આને આપણે દયા કરી એમ ગણશું–માનશું ? હા. દુઃખીને જોઇ, ભૂખ્યાને જોઇ, અભણને–અજ્ઞાનને જોઇ જે લાગણી થઇ એ દયા છે. પરંતુ તે ખરી દયા તો નહિંજ. ખરી દયા તો ત્યારેજ કરી ગણાય કે દુઃખથી પીડાતા પ્રાણીને જોઇ તેની તરફ લાગણી પ્રગટાવી યથાશક્તિ શ્રમ લઇ તેની સારવાર કરી દુઃખથી કાંઇક મુક્ત કરી આરામ અપાય, ભૂખ્યા મનુષ્યને કે પ્રાણીને જોઇ તેના તરફ લાગણી દર્શાવી યથાશક્તિ તેને ખાવાનું આપી થોડો વખત પણ ભૂખના દુઃખથી મુક્ત કરાય, અભણ–અજ્ઞાન બ્હેનોને જોઇ તેના તરફ લાગણીથી નિહાળી યથાશક્તિ તેને વિદ્યાદાન–જ્ઞાનદાન અપાય ત્યારે આપણે ખરી દયા કરી, દયા ગુણનો ઉપયોગ કર્યો મનાય–ગણાય.

વળી ઉત્તમ દયા તો એજ ગણાય કે દર્દીને જોઇ શ્રમથી અને શક્તિ હોય તો દ્રવ્ય ખર્ચી દવાથી તેને દર્દથી મુક્ત કરાય. કોઇ ભૂખથી પીડાતી નિરાધાર બ્હેનને જોઇ તેને લાયક ઉદ્યોગ બતાવી સદાને માટે ભૂખની પીડા મટાડાય, કોઇ અભણ–અજ્ઞાન બ્હેનને જોઇ તેને યથાશક્તિ જ્ઞાનદાન આપી–અપાવી તેના અજ્ઞાનને દૂર કરાય. આવી જાતની જે દયા તેજ ઉત્તમોત્તમ દયા છે. આજ દયા પરમ કલ્યાણ સાધવામાં–સંસારયાત્રાની સાફલ્યતા પ્રાપ્ત કરવામાં મુખ્ય સાધન છે.

તો બ્હેનો જે સંસારયાત્રા કરવાની ઇચ્છા હૃદયે રાખો છો, તેજ યાત્રા કરવાની આપણને મળેલી તક તેનો પુરતો લાભ લેવા અને મનુષ્યજન્મની સાફલ્યતા મેળવવા આપણ સર્વે બ્હેનોએ ઉત્સાહી બનવું અને યથાશક્તિ દયા દાનવડે પરમાર્થ સાધી આપણું યાત્રાર્થે આવવું આ સંસારમાં વ્યર્થ ન જાય અને મનુષ્ય જન્મ એળે ન ગુમાવાય તેને માટે પુરતી કાળજી રાખવી એજ આપણી ફરજ–કર્તવ્ય અને ધર્મ છે. માટે સર્વ બ્હેનોની આ સંસારયાત્રા ઉત્તમ વિચારોથી–ઉત્તમ ક્રિયાથી સફળ થાય અને તેમ થવામાં કૃપાળુ પરમાત્મા પૂર્ણ સહાય આપો એજ ઇચ્છા સર્વની હો. ૐ શાન્તિઃ

---

# बालकथा.

જ. લ. પંડિત.

બાપાએ વાર્તાની ચોપડી આપાવી હતી તેનાં પાનાં નરવર ફેરવતો હતો એટલામાં નાનાં છોકરાંએ મોટાં કેમ થવું એ વાત આવી. વાંચવા તે તેને બહુ ગમી તેથી તે બોલ્યો 'આ મારે મારાં ભાઇ બહેનને વંચાવવી જોઇએ', તે ઉઠ્યો અને પાસેના ઓરડામાં ગયો. પોતાનાં ભાંડુને બોલાવી વાત વાંચવા માંડી:—

એક કીડો ધીમે ધીમે એક છોડપર ચડતો હતો. તેનો રંગ લીલો હતો અને બીજી એક કીડી પાસેના છોડના પાંદડાપર હતી. તેના શરીરપર સુંદર ટપકાં દેખાતી હતી અને તેને નાના નાના પર પણ હતા. આ કીડીની નજર પેલા લીલા કીડાપર પડીનેતરત તે બોલી '

'અરેરે નકામા લીલા કીડા, કાયરનો તું આ છોડપર શું કરે છે ! તું મનુષ્યો નથી કે તારામાં



"મારાં ભાઈ બેનને આ મારે વંચાવવું જોઈએ."

Lakshmi Art'—Byculla, Bombay.



'ભાઈ આ તો જુઓ!" કાન્તા બોલી.

એવી શક્તિ છે કે તેવડે તું ઉંચે ઝાડ પર આવી શકે તેમ છે, પક્ષીઓનાં મધુર ગાયનો સાંભળી શકે તેમ છે અને રંગ બે રંગી પતંગીઆં આમ તેમ ઉડે છે તે જોઈ પણ શકે તેમ છે ? જો હું કેવો રુપાળો છું ! મારા શરીરપર કેવી નરમ મખમલ જેવી રુંવાટી છે અને તે કેવી ચળકે છે ! વળી મારે પગ પણ છે. તું જોતો નથી કે નકલા કીડાની પેઠ હવે હું પેટ ઘસડીને ચાલતો નથી.'

'શું હું નકલો કીડો છું ?' બીજા કીડાએ જવાબ આપ્યો 'નકલો કીડો ! હું નકલો કીડો છું અને આપ કોણ છો ! પહેલો કીડો બોલ્યો 'હું હવે નકલો કીડો નથી. હું આગળ વધેલો છું અને હવે હું ઘણોજ રૂપાળો થયો છું.'

બીજાએ કહ્યું 'ભાઇ તમે ખરૂં કહો છો, તમે સુંદર છો.'

પહેલો—'હવે તમે સમજ્યા; પણ હું અહીંજ અટકવા માગતો નથી. મારામાં જે ગુણો છે તેમાં વધારો કરવા ઇચ્છુંછું. જ્યારે તે ગુણો આવશે ત્યારે પછી મને કોઇ પણ આજના નામથી બોલાવશે નહિ.'

બીજો—'શું તમે ખરૂં કહો છો. તમે તો અજાયબ જેવા જણાઓ છો ! તમારા જેવા મેં કદી દીઠાજ નથી ! મને તમે આગળ કેમ વધવું, તમારા જેવા કેવી રીતે થવું તે શીખવશો ?'

'તમારે પગ છે અને મારે નથી. તમે કેવા ઝડપથી ચાલો છો?'

'મારે તો પેટે ચાલવું પડે છે. તમારી પેઠે મને પગ આવે ખરા ?'

પહેલો—'હા, તમારે પગ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. પગ આવે તેમાં શું વળ્યું. પેલાં પક્ષી તરફ જુઓ ! જરા ઉંચે તો જુઓ ! તેઓ કેવાં ઉડે છે !'

બીજો—'મને પક્ષી જોવાં ગમતાં નથી તે તો કીડાને ખાઈ જાય છે.'

પહેલો બોલ્યો. 'મારે પાંખો મેળવવી છે અને પક્ષી થવું છે. તમે પગ મેળવે અને હમણાં હું છું તેવા તમે થાઓ.'

બીજો—'પગ મેળવવાની મારી ઇચ્છા થાય છે પણ શું તમે પક્ષી થવા ચહો છો ! પક્ષી થઇને તમે શું કીડાઓને ખાઈ જશો. ? તમારી દોસ્તી કામની નહિ.'

પહેલો—'ગભરાઓ નહિ. પક્ષી થઇને હું તમને ખાઇશ નહિ, પણ પક્ષી તો થઇશ જ.'

બીજો—'તમે ભલે પક્ષી થાઓ. મારે તો પક્ષી થવું નથી, હું તો તમારા જેવો થઇશ અને પગ આવશે એટલે ઝડપથી ચાલીશ.'

પહેલો—'જો તમે મારા જેવા થવા માગો છો અને પક્ષી થવા માગતા નથી તો પછી તમને તેની તે સ્થિતિમાં બધો સમય રહેવું કેમ ગમશે. ?'

બીજો—'મને તમારા જેવો તો થવા દો. આગળ શું થવું તે મને હમણાં સમજાતું નથી.'

પહેલો—'ભલા કીડા ! શું તમને પક્ષી થવું ગમતું નથી ? એક ઝાડપરથી બીજા ઝાડપર ઉડવું ગમતું નથી ! સુંદર રંગ બેરંગી પીંછાવાળા બનવું ગમતું નથી.'

બીજો—'તેવા થવું તો મને ગમશે, પણ પ્રથમ મને તમારા જેવા પગવાળા થવાની કલા શીખવો. તમારા જેવાં રૂવાં મારા શરીર પર ઉગે તેવો બનવા દો. હું મારૂં શરીર શી રીતે બદલી નાખું ? અને મને પગ કેમ કરીને ઉગે ?'

પહેલો—' તમારે તમારૂં શરીર બદલવાની કાંઇ જ જરૂર નથી. તમારાથી તમારૂં શરીર બદલી શકાશે પણ નહિ. મારે તમને જે શીખવવાનું છે તે આ છે. તમારે તમારામાં નવા નવા ગુણો આણવા. તમારે મારા જેવા થવું હોય તો મારા જેવા ગુણો તમારામાં આવે તેમ કરવું.'

બીજો—' શું હું નવા ગુણો મેળવી શકીશ ?'

પહેલો—' હા, તમે તમારામાં નવા ગુણો વધારી શકશો. પ્રથમ તો તમારે મારા જેવા થવાની મજબૂત ઇચ્છા કરવી જોઇએ.'

બીજો—' તે તો મારામાં છેજ.'

પહેલો—' ત્યારે તે ઇચ્છાને તમારે ઘણીજ તીવ્ર કરવી જોઇએ. એ ગુણો વગર તમને ચાલે તેમ નથીજ એવી તીવ્ર લાગણી વાળી ઇચ્છા પ્રકટાવવી જોઇએ.'

બીજો—' આમાં મને કંઇજ સમજ પડતી નથી. મને તમે કહો છો તે સમજાય ત્યાં સુધી તમારે મારી પાસે રહેવું જોઇએ. મહેરબાની કરીને હવે અહીંથી ચાલ્યા જશો નહિ અને મને રખડાવી મારશો નહિ.'

પહેલો—' હું વધારે વાર તમારી પાસે થોભી શકીશ નહિ. કારણ મારે પણ આગળ વધવું છે. તમે મારા જેવા થવા ઇચ્છો છો એ વાત બરાબર છે ને !'

બીજો—' હા, પણ કેવી રીતે તમારા જેવા થવું તે હવે મારે જાણવું છે.'

પહેલો—' એ ઘણું સહેલું છે. તમારે કુદરતી રીતે રહેવાનું છે અને જે કરતાહો તેજ કર્યા કરવાનું છે. માત્ર એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે બરાબર કુદરતને અનુસરવું અને જે કરવાનું હોય તે બરાબર કરવું. આની સાથે સાથે જ મારા જેવા થવા માટેની ઇચ્છા સંતત રાખ્યાં કરવી. જ્યાં તમારા મનની ઇચ્છાઓ-વિચારો-રહેણી અને કરણી સઘળાં મારા જેવા થવા તરફ વલણ લેશે એટલે તમે મારા જેવા થવા માંડશો.'

બીજો—' મને લાગે છે એમાં વાર તો નહિ લાગે ?'

પહેલો—' ઉતાવળ કરવાનું કાંઇજ પ્રયોજન નથી. ઉતાવળે આંબા પાકતાં નથી. તમારે તો ધીમે ધીમે પણ ચોકસ પગલે આગળ વધ્યાં કરવાનું છે.'

' મારે પક્ષી થવું છે એ વાત આઠે પહોર સ્મરણમાં રાખવાની છે અને તમારે મારા જેવા થવાનું છે એ વાત વિસરવાની નથી. અને આપણે માનવાનું છે કે પ્રત્યેક વિચાર વડે, પ્રત્યેક વર્તન વડે આપણે ઇચ્છીએ છીએ તેવા આપણે થતા જઇએ છીએ.'

બીજો—' તમે પક્ષી થશો પછી મને ખાઇ તો નહિ જાઓને ! વળી તે વખતે હું તમને કેવી રીતે ઓળખીશ. ?'

પહેલો—' તમને ખાઇશ નહિ એને માટે હું તમને વચન આપુંછું. અને જો તમે મને નહિ ઓળખો તો હું તો તમને ઓળખીશજ. માટે નિશ્ચિંત રહેશો. હું તમને આપણી વાતની યાદ આપીશ. જુઓ મારે પક્ષી થવા પહેલાં ઘણું કરવાનું છે. હમણાં મારામાં જે જે ગુણો છે તેમાં પક્ષીના બધા ગુણો ઉતારવાના છે તે એટલે સુધી કે પછી હમણાંનો એક પણ ગુણ મારામાં હાલ છે તે રૂપમાં રહેશે નહિ. મને લાગે છે કે મારામાં ફેરફાર થવા માંડ્યો છે ! મને બહુ ઉંઘ આવે છે માટે હવે હું ખુબ ઉંઘી લઇશ !' તત્કાળ તે કીડો ઉંઘી ગયો.

બીજા કીડાને આગળ વધવાની ઇચ્છા હતી. તેનામાં સુંદરતા આવવા માંડી છે અને હવે તે પહેલા કીડાના જેવો થતો જાય છે એમ તેને લાગવા માંડયું. તેને પગ ઉગ્યા નહતા. પણ તેણે ધાર્યું કે મારે પગ આવ્યા છે માટે મારે પગપર બેસવું જોઇએ. તેને પગ નહોતા છતાં જાણે પગ આવ્યા હોય તેમ પેટપર તે બેસવા લાગ્યો. પગપર જેમ સીધા બેસાય છે તેમ તે બેસી શક્યો નહિ. તેથી તેને મનમાં ઘણી અશાન્તિ દેખાવા માંડી, જેમ જેમ વધારે આગ્રહથી સીધો બેસવા ગયો તેમ તેમ અશાન્તિ વધી. થોડીજ ક્ષણમાં તેને તેના મિત્રની વાત યાદ આવી. કુદરતી રીતે આગળ વધવું જોઇએ ઉતાવળ કરવી કામની નથી. સમય થતાં તે પોતાના મિત્ર જેવો અવસ્ય થશેજ એમ તેણે ધાર્યું. ઘણો સમય નીકળી ગયો, પણ પાસે ઉંઘેલો પેલો કીડો જાગ્યો નહિ.

આ કીડાના રંગમાં ફેરફાર થવા લાગ્યો. તેનો રંગ બદલાવા લાગ્યો અને પોતાને પગ આવવા માંડયા હોય તેમ જણાયું. આ વાત કરવા તેણે પોતાના મિત્રને જગાડવા માંડયો પણ તે જાગ્યો નહિ. મિત્રના શરીરપર ચઢી તે કૂદયો પણ તે ઉઠયો નહિ. આ જોઇ તેને આશ્ચર્ય થયું. હવે તે પોતાના મિત્રના જેવોજ બન્યો હતો. પણ તેની ધીરજ માટે અને પ્રયત્ન માટે શાબાશી આપવા અને આગળ શું કરવું તે બતાવવા તેનો મિત્ર ઉઠતો નથી એ જોઇ તે નિરાશ થવા લાગ્યો.

એટલામાં ઝાડપરથી અવાજ આવ્યો. 'પ્રિય મિત્ર ! તું હવે મખમલના ઝભ્ભાવાળો અને સુંદર પગવાળો કીડો બન્યો છે ! મેં તારા જેવું શરીર છોડી દીધું છે અને જો હવે મેં લીલી, બદામી અને રંગ બેરંગી પાંખો ધારણ કરી છે જો હું એક ડાળપરથી બીજી ડાળીપર ઉડી શકુંછું, અને કેવી મજાહ ભોગવુંછું.'

કીડાએ ઉપર જોયું. પણ પોતાના મિત્રને ઓળખી શક્યો નહિ. પતંગીયાએ કહ્યું 'હું હવે સુંદર રંગવાળું નાનું પક્ષી બન્યોછું. હવે હું આગળ જવા માગુંછું. હવે મારે સુંદર પીંછા પ્રાપ્ત કરવાં છે અને મીઠા મીઠા રાગો ગાવા છે. તેને માટે પ્રયત્ન કરીશ. તમારે પણ આગળ વધવું જોઇએ. જે રીતે તમે વધ્યાછો તેજ એક આગળ વધવાનો રાજમાર્ગ છે. તેમાં સીધા સીધા ચાલ્યા આવો અને તમે પણ સુંદર પક્ષી બનશો. આ બુદ્ધિમાન મનુષ્ય થવાનું પણ આપણા હાથમાં છે, પ્રયત્ન કરતાં આગળ જઇશું અને એક દિવસ લોક આપણને કીકા, કીકી કહીને બોલાવશે અને લાડ લડાવશે. મજાની ગાડીમાં બેસારી ફેરવવા લઈ જશે અને નવાં નવાં રમકડાં રમવા આપાવશે.'

કાન્તા બોલી, અને ભાઇ આનો જુઓ ! એ શું છે ? નટવર કહે, 'એતો ચિત્ર છે. પ્રથમ આ કીડો હતો તે પછી ધીમે ધીમે બદલાઇને આવો રુંવાવાળો કીડો થયો પછી રંગ બદલતાં બદલતાં પતંગીયું બન્યો અને પછી જુદાં જુદાં પક્ષીરૂપે થશે. આગળ વધતાં છેવટે તે આપણા જેવો છોકરો બનશે !'

'આપણે છોકરાંએ પણ આગળ વધવું જોઇએ. માતા પિતા જે કહે તે પ્રમાણે ચાલી આગળ વધવું જોઇએ. ધીમે ધીમે આપણામાં નવા નવા ગુણો આવે તેમ કરવું જોઇએ. જેમ જેમ ગુણો વધતા જાય તેમ તેમ આપણે આગળ આવીએ, મોટા માણસ થઇએ. અને આપણા મનમાં આવે તેવાં સુખ મેળવી શકીએ. કેમ આ કેવી મજાની વાત છે ?' બધાં ઘણુંજ ખુશી થયાં અને આગળ વધવાનો ઠરાવ કરી ઉભાં થયાં.

# रमुजी टुचकाओ.

### લખનાર—વિનોદી.

ઉતારુ—માસ્તર સાહેબ ! અમદાવાદની એક ટિકિટ આપો.

માસ્તર ( જે પ્રમાદિ હતો )—માણસની ગાડીની કે જનાવરની ગાડીની ટિકિટ આપું ?

ઉતારુ—જેમાં તમારા જેવા ઉતારુ હોય તેવી જનાવરની ગાડીની ટિકિટ આપો,

( માસ્તર છેડાઈ પડયા !! )

---

રાવ સાહેબ પ્રાણજીવન પોતાની બુદ્ધિ અને કાર્યદક્ષતા માટે બહુ મગરર હતા. એક વખત તે પ્રતાપ નગર ગયા હતા. ત્યાં તેમણે ઢોર પાછળ ચાલતા ગોવાળીયાને કહ્યું:–અલ્યા ગોવાળીયા ! જન્મથી ગોવાળીયાનો ધંધો કરવા છતાં તને ઢોર કેળવતાં ન આવડયાં. તારી જગાએ મારે કામ કરવાનું હોય તો હું તેમને મારી પાછળ પાછળ આવતાં શીખવું.

ગોવાળીયો—એમાં આશ્ચર્ય શું ? એક ઢોર આગળ ચાલે પછી બીજાં ઢોર તેની પાછળજ ચાલવાનાં.

( રાવ સાહેબને મશ્કરી બહુજ ભારે પડી. )

---

ન્યાયાધિશ—( આરોપીને ) તારા ચહેરામાં પુરેપુરી લુચ્ચાઇ જણાય છે.

આરોપી—મારો ચહેરો, ચોખ્ખી આરસી જેવો છે તેથી આપને તેમાં એવું જણાય છે.

---

માતા—વહાલા દિકરા ! તને ચુંબન કરૂં છું ત્યારે મને તે એટલું બધું મીઠું કેમ લાગે છે ?

દિકરો—કારણ કે તેં મારા પિતાને વઢીને સાકરની દુકાન કરાવી છે.

( છોકરો છુપાઇથી સાકર ખાતો હોવો જોઇએ ! )

---

પોસ્ટ માસ્તર—તમારા કાગળનું વજન ઓછું છે તેને બે આનાની ટિકિટ નહિ જોઇએ.

રંગીલો જવાન—તેમને ખબર છે. પણ બે આનાની ટિકિટનો રંગ મારા પ્રણેીડીયાને મળતો આવે છે.

---

ગણપતરામ—( રડતા છોકરાને ) અલ્યા ! કેમ રડે છે.

છોકરો—મારી બે આની ગુમ થઇ છે.

ગણપતરામે દયા લાવી એક ચવલી તે છોકરાને આપી છતાં છોકરો છાનો રહ્યો નહિ. તેથી ફરીથી પુછયું. અલ્યા, હજુ કેમ રડે છે !

છોકરે જવાબ દીધો—પાવલીને બદલે ભુલથી તમારા જેવા ઉદાર આગળ બે આની કહી તેથી ! ( મુછીઓ વાળી ભાગી ગયો )

---



હેમાદ્રિપ્રયોગ અને ઉપાકર્મવિધિ.

# हेमाद्रि प्रयोग अने उपाकर्मविधि.

### પ્રકાશક.

નાના બાલક પ્રતિ દૃષ્ટિ નાંખીએ છીએ ત્યારે આપણી દૃષ્ટિએ શું આવે છે? તે નાના પ્રકારની ચેષ્ટાઓ કરતું પ્રતીત થાય છે. ઘડીમાં હાથ હલાવે છે તો ઘડીકમાં પગ હલાવે છે ઘડીમાં એક ચેષ્ટા કરે છે તો ઘડીકમાં કોઇ બીજીજ ચેષ્ટાઓ કરતું નજરે પડે છે. આ બાલકને આ પ્રમાણે ચેષ્ટાઓ કોણ કરાવે છે?

શેરીઓમાં અને પોળોમાં રમતાં અને કૂદા કૂદ કરતાં નાનાં છોકરાંઓ પ્રતિ દૃષ્ટિ નાંખો. તેમને આ ક્રિયાઓ કરવા કોણ પ્રવૃત્ત કરે છે? બીજાં એથી મોટાં છોકરાંઓને જુવો! તેઓ નિશાળે જાય છે, ત્યાં શીખે છે અને નવરાશના સમયમાં ક્રિકેટ રમે છે. તેમને આ સઘળી ક્રિયાઓ કરાવનાર કયા હેતુઓ છે?

યુવાનો પ્રતિ દૃષ્ટિ સ્થાપો! કોઇ એક વિદ્યા સંપાદન કરે છે તો બીજો બીજી સંપાદન કરવા માથાતોડ મહેનત કરે છે. એક એક કળા પ્રાપ્ત કરવા પ્રયત્ન સેવે છે તો બીજો બીજી કલા હસ્તગત થાય તે માટે પરિશ્રમ કરે છે. એક આ દેશમાં રહી કામ કરે છે તો બીજો પરદેશમાં અનેક વિપત્તિઓ સહન કરી કામ કરે છે. હલકામાં હલકા શરીર વડે થતા ઉદ્યોગથી આરંભી મનની ચડતામાં ચડતી કળા સુધીના વ્યાપારો પ્રતિ દૃષ્ટિ ફેંકો અને વિચાર કરો કે આ નાના વિધ શરીર, વાણી અને મનની પ્રવૃત્તિ કરાવનાર કયા હેતુઓ છે?

આપણે જાણીએ છીએ કે જ્યાં જ્યાં વ્યાપાર વિદ્યમાન હોય છે ત્યાં ત્યાં બળ પ્રથમજ હોવું જોઇએ. બલના અસ્તિત્વ વગર ક્રિયા થઇજ શકતી નથી. વળી આ બળથી નાનાવિધ વ્યાપાર થવામાં બલમાંથી પ્રકટતી ભિન્ન ભિન્ન ગતિઓજ કારણ હોવી જોઇએ.

બલમાંથી ભિન્ન ભિન્ન ગતિઓને પ્રકટાવનાર હેતુઓ ન હોય તો નાનાવિધ વ્યાપારો (પછી તે શરીરના હોય કે વાણીના હોય કે મનના હોય તો પણ તે બનવા) સંભવતા જ નથી, માટે ભિન્ન ભિન્ન ગતિને પ્રકટાવનાર ભિન્ન ભિન્ન હેતુઓનો સદ્‌ભાવ માનવો પ્રાપ્ત થાય છે.

આ હેતુઓ એ બીજું કાંઇ જ નથી પણ સંસ્કાર છે. નાના વિધ સંસ્કાર બલને નાના વિધ ગતિઓ અર્પે છે અને આ નાના પ્રકારની ગતિઓથી ભિન્ન ભિન્ન વ્યાપારો અસ્તિત્વમાં આવે છે. આ સંસ્કારો પ્રાણી માત્રને જન્મથી પ્રાપ્ત હોય છે અને તેથી તે સંસ્કારાનુસાર તેનાં શરીર, વાણી કે મનવડે ક્રિયાઓ થતી જોવામાં આવે છે.

આ જન્મ સિદ્ધ સંસ્કારો વડે મળેલી ગતિ એજ સઘળા વ્યાપારમાં હેતુ છે એમ કાંઇ નથી. પૂર્વ સંસ્કારાનુસાર અન્ય નવીન સંસ્કાર પણ પ્રાપ્ત કરી શકાય છે. અને નવીન સંસ્કાર દૃઢ થતાં ઇચ્છ્યા પ્રમાણે ગતિઓ ઉપજાવી શકાય છે. આમ હોવાથી જ જન્મથી જે સંસ્કાર પ્રાપ્ત હોય તેમાં ફેરફાર કરી શકાય છે અને જેવી સ્થિતિ પ્રાપ્ત કરવા ઇચ્છા હોય તેવી સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે.

આ સંસ્કાર બળ વિષે જેટલું જ્ઞાન હાલ આપણને છે તે કરતાં ઘણું વધારે આપણા પૂર્વ પુરુષોને હતું. અને તેથી તેમણે મનુષ્યના અંતઃકરણમાંના વિદ્યમાન સંસ્કારોમાં નવા ઉત્તમ સંસ્કારો સ્થાપી તેનામાં નવીન, ઉત્તમ વેગો કેવી રીતે પ્રકટાવવા એ સંબંધમાં ભગીરથ પ્રયત્નો કરેલા છે.

આપણા વેદમાં કર્મકાંડ અને જ્ઞાનકાંડ એવા બે મુખ્ય ભાગ છે. આખો કર્મકાંડ આ સંસ્કારી કરણ સિવાય અન્ય કોઇ હેતુને માટે હોવો સંભવતો નથી. જ્યાં સુધી શરીર, વાણી અને મનનું પૂર્ણ સંસ્કારીકરણ થાય નહિ ત્યાં સુધી શરીર, વાણી અને મનમાં જ્ઞાનનું પ્રકટી કરણ અસંભવ છે,

આમ હોવાથી હવે આપણને સમજાય છે કે બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, અને શૂદ્ર પ્રજાને તથા બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમ સેવતા પુરૂષ વગેરેને ભિન્ન ભિન્ન સંસ્કારો પ્રાપ્ત કરવાનું વિધાન આપણાં સત્શાસ્ત્રોમાં શામાટે વારંવાર આપવામાં આવ્યું છે.

એક વ્યક્તિ મનુષ્ય શરીરને પ્રાપ્ત કરે છે તે સમયે તેના અંતઃકરણમાં તેના પૂર્વ અનુભવોના સંસ્કારો હોય છે અને તેથી તેનાં મન, વાણી, અને શરીરના વેગો તેના પૂર્વના અનુભવને અનુસાર પ્રવીન થાય છે. આ પૂર્વ સંસ્કારોનો ક્રમે ક્રમે લય કરી તેનામાં ઉચ્ચ ઉચ્ચ સંસ્કાર સ્થાપવાના હોય છે. આ હેતુ સિદ્ધ કરવા અર્થેજ મુખ્ય સોળ સંસ્કાર આપણા શાસ્ત્રમાં આવશ્યક ગણ્યા છે આ સિવાય અનેક સંસ્કારો પ્રતિ વર્ષ ભિન્ન ભિન્ન નિમિત્તોથી પ્રાપ્ત કરવામાં આવે છે. નીત્ય અને નૈમિત્તિક કર્મો પણ આ સંસ્કારીકરણ સિવાય અન્ય કાંઇજ નથી. જ્યારે એક વ્યક્તિ શરીર, વાણી, અને મનમાં સંસ્કૃત થઈ રહે છે ત્યારે તે જ્ઞાનનો પૂર્ણ અધિકારી થવાથી તેને જ્ઞાન પ્રકટે છે.

હેમાદ્રિ પ્રયોગ-શ્રાવણી કર્મ-ઉપાકર્મ વિધિ વગેરે પણ ત્રિવર્ણ પ્રજાને સેવવ ના સામયિક સંસ્કારીકરણની ક્રિયાઓ છે. અને તે વડે પ્રતિ સંવત્સર ઉચ્ચ અને ઉચ્ચતર સંસ્કારને ધારણ કરતો એક દ્વિજ પોતાનાં નિત્ય નૈમિત્તિક કર્મોને આચરતો પોતાના ઇષ્ટાર્થની સમીપમાં આવે છે.

જુનું તેટલું બધું ખરાબ અને નવું તેટલું બધુંજ સારૂં અથવા જુનું તેટલું બધુંજ સોનું અને નવું તેટલું બધુંજ કથીર સમજનાર મનુષ્યો જો સંસ્કાર વિષે ધીરજથી સમજવો પ્રયત્ન સેવશે તો તેને સત્ય પ્રતિ કેટલાંક પગલાં ભરેલાં જણાયા વગર રહેશે નહિ. ભિન્ન ભિન્ન પ્રસંગે આ વિષયો શ્રીભક્તમાં ચર્ચવામાં આવે છે અને આશા છે કે તે સુજ્ઞેચ્છકને ફળપ્રદ જણાશેજ.

---

# आजे तो वळेव छे.

પ્રકાશક.

છોકરો—' જો આ આજે તો બળેવ છે. મારા મોટાભાઇ જનોઇ પહેરવા ગયા અને મને કેમ તેડી ન ગયા.'

માતા—' ભાઇ! તું નહાનો છે, વળી રમતીયાળ છે. તળાવમાં નહાવા જાય અને ડુબી જાય માટે ન લઇ ગયા!

છોકરો—' મોટાભાઇ સાથે હોય અને હું ડુબું કેમ કરીને! મને તરતાં શીખવાનો ઘણો શોખ છે. મોટાભાઇને તરતાં આવડે છે તેથી તેઓ મને આજે તરતાં શીખવત.'

માતા—' તું ઠીક કહે છે ભાઇ! પણ આજે તારી સંભાળ સેવાનો કે તને તરતાં શીખવવાનો તેમને સમય મળી શકને નહિ.'

શ્રીભક્ત.



'ભાઈ! શતાયુ થજે અને તારાં માતાપિતાના કોડ પુરા કરજે.'

'Lakshmi Art.'—Byculla Bombay.

છોકરો—' એમ કેમ ! રમણિકને એના બાપા લઇ ગયા. પહેલા નહોતા લઇ જતા પણ કાકીએ કહ્યું એટલે તેડી ગયા. તેં જો મોટાભાઇને જરા કહ્યું હોત તો મને લઇ જતે.'

માતા—' ભાઇ ! તું ત્યાં ગયો હોત તો તેથી તારા મોટાભાઇને એમની ક્રિયા કરવામાં ઘણી અડચણ પડત. ઘણા માણસો ધર્મની ક્રિયાઓ મન વગર કરે છે પણ તારા મોટાભાઇ તો પ્રત્યેક ક્રિયા મન પરોવીને કરે છે. તને સાચવવામાં તેમનું મન રહે તો જનોઇની ક્રિયામાં તે ન રહે, માટે સારૂં થયું કે તને તેડી ન ગયા.'

છોકરો—' મારી બધી મજાહ ધૂળ મળી ગઈ ! હું રમણિક સાથે રમત પણ ખરો.'

માતા—' તારૂં ચિત્ત જેવું રમતગમતમાં પરોવાયલું રહે છે, તે કરતાં વધારે જ્યારે ધર્મની ક્રિયાઓમાં મન પરોવાયલું રહે ત્યારે તે ક્રિયાનું ફળ મળે છે.'

' ચિત્ત લગાડીને જેમ તારે તારો પાઠ કરવો જોઇએ તેમ ધર્મની ક્રિયાઓ કરવામાં પણ બરાબર ચિત્ત લગાડવું જોઇએ.'

છોકરો—' વારૂ બા, ત્યારે હું મોટો થઇશ અને જનોઇ પહેરવા જઇશ ત્યારે ત્યાં જે ક્રિયાઓ કરવાની હશે તે બરાબર ચિત્ત રાખીને કરીશ. પણ ચિત્ત રાખીને પાઠ શીખીએ ત્યારે તો પાઠ આવડે પણ ચિત્ત રાખીને આ ક્રિયા કરીએ તેથી શો લાભ થાય ?'

માતા—' જ્યારે તું પાઠમાં ચિત્ત રાખે છે ત્યારે તારા મગજ પર પાઠની છાપ છપાય છે અને તેથી તે તને ફાયદો કરે છે. તેમ ધર્મ ક્રિયામાં ચિત્ત રાખીએ છીએ ત્યારે આપણા મગજ પર ધર્મક્રિયાની છાપ પડે છે અને તેથી આપણું મન પવિત્ર થાય છે.'

છોકરો—' બા મન પવિત્ર કેવી રીતે થાય ? નહાવાથી શરીર પવિત્ર થાય છે એ વાત તો ખરી પણ મનને કાંઇ નવડાવી શકાય છે ?'

માતા—' હા ભાઇ ! મનને પણ નવડાવી શકાય. શરીરને પાણી વડે નવડાવીએ છીએ તેમ મનને પણ સારા વિચારો વડે નવડાવી શકાય.'

છોકરો—' સારા વિચાર કોને કહેવા ?'

માતા—' પરમેશ્વરના નામનો વિચાર એ સારો વિચાર છે, વળી પરમાર્થની જે જે ક્રિયાઓ છે તે બધી ક્રિયાઓ સમયે જે શબ્દો બોલવામાં આવે છે તે પણ પવિત્ર હોય છે. આ પવિત્ર શબ્દોના સંબંધથી પણ મન પવિત્ર થાય છે.'

છોકરો—' ઠીક ત્યારે તો તમે કહેતાં હતાં કે નાહી ધોઈને સ્વચ્છ થયા, પછી ગંદવાડમાં રમીએ અને ગંદા થઇએ તો શરીર પાછું મેલું થાય છે તેમ મન પણ મેલું થતું હશે.'

માતા—' હા, ભાઈ મનને એકવાર પવિત્ર શબ્દો વડે પવિત્ર કર્યાં પછી જો અપવિત્ર શબ્દો સાથે જોડીએ તો તે પણ પાછું અપવિત્ર થાય.'

એટલામાં મણિશંકર ગોર આવ્યા. તેમનો બહારથી અવાજ સંભળાતાં મહેન્દ્ર આગળ આવ્યો ગોરે એક મંત્ર ભણી દેના જમણા હાથે રાખડી બાંધી અને બોલ્યા ' ભાઇ ! શતાયુ થજે ! અને તારાં માતા પિતાના કોડ પુરા કરજે.' મહેન્દ્ર ઘણોજ રાજી થયો અને રમવા દોડી ગયો. મહેન્દ્રની માતાએ ગોર મહારાજને દક્ષણા આપી અને પોતાના ઘર કામમાં રોકાઈ.

# सृष्टिनो शृंगार.

( श्रीभक्त माटे खास लखनार )

मि. " हीराजगर. " मुंबई.

परवाळा सम जाणु आ सृष्टिनो साहस,
ज्यांरूनु रंग बदलेय हररोज ने हरमास,
घडीमां वादळ ने घडीमां प्रकाश,
कदी शियाळानी छाय, कदी उन्हाळानी थ. . ;
खीलेय ईश्वर खयालथी मुज मनतुं द्वार,
ओ खीली रह्याय वाह ! सृष्टिनो शृंगार,

प्रणामी परमात्मा ओ महावीर श्री राम,
स्मरण करूं रातने दीस जे नाम,
कीधोय माटीमांथी तें मानवी अवतार,
रच्योय सारी सृष्टिनो सुखी संसार
आठ पाननां अबळनो फेलाचोय विस्तार,
ओ खीली रह्योय, वाह ! सृष्टिनो शृंगार.

नीति ने रीतितुं आशावंत मेदान;
खोदाछ छे ज्यां सद्गुणनी हजारो खाणु;
अंतरायय ज्यां हजारो पहाडो ने खीणु.
खेती माटे रहीय रसी सृष्टि जमीन,
वांची ख्याल करजे " श्रीभक्त " नो तुं,
परम भक्त बनजे परमेश्वरनो तुं,

---

# सर्वार्थसिद्धि.

आपणे पोते प्रभुस्वरूप छीओ. प्रभुना-परमात्माना सर्व संकल्पो अवश्य सिद्ध थाय छे तेम आपणे पण तेज होवाथी आपणा सर्व संकल्पो सिद्ध थवाज जोइओ. माटे इच्छामां आवे ते संकल्पो सिद्ध करवा आ क्षणुथीज दृढ करी प्रयत्न सेवो अने मन गमता इच्छितार्थ प्राप्त करो. परमात्मा पोते प्रेमस्वरूप छे. आपणे प्रेमस्वरूप छीओ तेथी प्रेमज आपणने पण गमे छे. माटे ज्यां ज्यां दृष्टि जाय त्यां त्यां प्रेमस्वरूप प्रभुदर्शन करवुं. इति शिवम्. ( श्री सिद्धसागर. )

---

---

આ માસિક શ્રીમત્સવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યુ છે. પાંચકુવા—દરવાજા, અમદાવાદ.

પુસ્તક ૮ મું
અંક ૩ જો.
ભાદ્રપદ પૂર્ણિમા.
૧૯૬૭.

સચિત્ર માસિક.

# શ્રીભક્ત.

તંત્રી જયકૃષ્ણ ગંગાદાસ ભકત.
સુરત.



શ્રીગણપતિપૂજન.

અધિપતિ અને પ્રકાશક.
જમિયતરામ લ. પંડિત.
અમદાવાદ.

એજન્ટસ.
મે. જે. પંડિત અને કું.
મુંબઈ.

# કૉરોનેશન ભેટો.

## રૂપીઆ પાંચસોની ઉપયોગી ભેટો.

પાંચ રૂપીયાની કિંમતથી રૂપીયા બસો સુધીની કોઈ પણ ભેટ મેળવાનો સંભવ રહે છે.

## ટોકિંગ મશીન, બ્રોચ, તીજોરી, ઘડીઆળો,

વગેરે બેસવા ઉઠવાના ઓરડાના શણગારરૂપ, કામકાજથી થાકી ગયેલાં મગજ અને મનને શાન્તિ અને આનંદ આપે તેવી જુદી જુદી જાતની મનોહારી ભેટો આપણા લોકપ્રિય શહેનશાહ નામદાર જ્યોર્જ પાંચમા તથા મહારાણી વિક્ટોરીઆ મેરીના રાજ્યાભિષેકની ખુશાલી નિમિત્તે આપવાનો ઠરાવ કરવામાં આવ્યો છે.

## વિગતો કૉરોનેશન પછી બહાર પાડવામાં આવશે.

આ ભેટ ઉપર જે ગ્રાહકોએ પોતાનું ચાલુ વર્ષનું લવાજમ ભરી દીધું હશે તેમનેજ હક રહેશે. કૉરોનેશન પછીથી લવાજમ ભરનાર તથા ગ્રાહક થનારે સજ્જનોનો દેનાર હક રહેશે નહિ. માટે સત્વર ગ્રાહક થવા તથા લવાજમ ભરી દેવા વિનંતી કરવામાં આવે છે.

### ખાસ જણાવવાનું કે

શ્રીભક્તામાં સામાન્ય રીતે વપરાતા કાગળો કરતાં ઘણા ઉંચા કાગળો વાપરવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. પ્રથમ અંકમાં વાપર્યા હતા તેવા કાગળો ન મળી શકવાથીજ અમારે આ કાગળ વાપરવાની ફરજ પડી છે. તે કાગળો પણ સાધારણ વપરાશના કાગળો કરતાં વધારે કિંમતી છે. અમારા વિલાયતથી ખાસ મંગાવેલા કાગળો થોડા દિવસમાં આવવાનો સંભવ છે. તે આવેથી શ્રીભક્તાના અંકો વધારે આકર્ષક બનશે.

## આ કૉરોનેશન ભેટ ઉપરાંત વળી

વર્ષ આખેરે અમારા પ્રત્યેક ગ્રાહકને એક ઉત્તમ, બોધપ્રદ અને રસમય નવલકથા કિંમત રૂ. ૧-૮-૦ ની ભેટ આપવામાં આવશે. જે સજ્જનોએ મે માસ સુધીમાં ગ્રાહક થઇ પોતાનાં નામ નોંધાવ્યાં હશે અને જેમણે પોતાનાં લવાજમ ભર્યાં હશે તેમનેજ આ ભેટ મળશે. પરંતુ જેઓ માર્ચ પછી ગ્રાહક થઇ નામ નોંધાવશે તેમને આ ભેટનું પુસ્તક સીલીકમાં હશે તોજ આપી શકાશે. કારણ ગ્રાહકોની સંખ્યાના પ્રમાણમાંજ આ નવલકથાની નકલો છપાવવામાં આવશે. આશા છે કે પ્રત્યેક વાંચક આ માસિકના ગ્રાહક થવા કૃપા કરશે.

પ્રકાશક.

**સુચના—**

આ અંક સાથે વહેંચવામાં આવેલા હસ્તપત્ર પ્રતિ નજર નાખવા અમારા [illegible] કોને વિનંતી કરવામાં આવે છે.

પ્રકાશક.

# વિજ્ઞાપના.

શ્રીભક્ત માસિક પત્રના સર્વે સુજ્ઞ ગ્રાહકો તથા અન્ય સજ્જનોને સવિનય વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કેઃ—

૧. શ્રીભક્ત માસિકનાં લવાજમો નીચે લખેલા અમારા અથવા અમારા એજન્ટોને સરનામે મોકલવા કૃપા કરવી.
૨. શ્રીભક્ત પત્રમાં મૂકેલી જાહેર ખબરો માટેનાં નાણાં પણ તેજ સરનામે મોકલવાં.
૩. શ્રીભક્ત પત્ર સાથનો નાણાં સંબંધનો સર્વ વ્યવહાર ઉપરના જ સરનામે કરવો.
૪. મનીઓર્ડરથી અથવા વી. પી. થી નાણાં આપ લે કરવામાં આવે તે માટે પહોંચ આપવા લેવાની જરૂર રહેતી નથી.
૫. પણ જ્યાં બીજી રીતે નાણાં ભરવામાં આવે ત્યાં નાણાં લેનારની સહીની રીસીટ લેવા ચૂકવું નહિ. રીસીટપર અમારી અથવા અમારા એજન્ટોની સહી હોય છે અને બાજુમાં નાણાં લેનારની ચોખા અક્ષરે પૂરેપૂરી સહી કરાવવા ભૂલવું ન જોઇએ.
૬. કોઇ ભળતોજ માણસ અમારા નામે લવાજમો અથવા જાહેર ખબરનાં નાણાં લઇ ન જાય તે માટે ચોકસ રહેવું જોઇએ.

☞ નાણાંસંબંધનો સર્વ પ્રકારનો વ્યવહાર બાજુમાં આપેલા અમારા અથવા અમારા એજન્ટોના સરનામે કરવો.

જમિયતરામ લક્ષ્મીરામ પંડિત. સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસ—અમદાવાદ.
જે. પંડિત અને કંપની શ્રી ભક્ત ઓફિસ, કાન્તા બિલ્ડિંગ. મુંબાઈ-૨.

આ વર્ષથી શ્રી ભક્ત પત્રનું લવાજમ વર્ષ એકનું અગાઉથી

| | |
|---|---|
| હિંદુસ્તાનમાં ... ... ... ... | રૂ. ૩-૦-૦ |
| હિંદુસ્તાન બહાર ... ... ... ... | રૂ ૩-૧૨-૦ |

રાખવામાં આવ્યું છે. જાહેરખબર આપવા ઇચ્છનાર સજ્જને પત્ર લખી ભાવો મંગાવવા કૃપા કરવી.

અધિપતિ અને પ્રકાશક.

## વિષયાનુક્રમ.

વાંચો અને વંચાવો.

# શ્રીભક્ત.

આ સચિત્ર માસિક સસ્તામાં સસ્તું છે. તેના આષાઢ, શ્રાવણ અને ભાદ્રપદ એ ત્રણ માસના અંકોમાં સત્તર મનોહારી સુશોભિત ચિત્રો આપવામાં આવ્યાં છે. આખા વર્ષમાં ૫૦-૬૦ કરતાં વધારે ચિત્રો આવશે. આ પ્રત્યેક ચિત્રની કિંમત તમે જો માત્ર ચાર પાઇજ ગણો તો પણ તમને એક રૂપીઆ કરતાં વધારે કિંમતનાં ચિત્રો મળે છે. કોઇ કોઇ ચિત્ર તો બે આના ખર્ચતાં પણ મળે નહિ એવાં સુંદર હોય છે.

આટલાં સારાં ચિત્તાકર્ષક ચિત્રો તમને આટલાં સોંઘાં કદી જ મળી શકે એમ નથી, પણ શ્રીભક્ત તે તમને આપે છે. તમને વર્ષમાં બાર અંક બીડવામાં અને સમયે સમયે પત્ર લખવા કરવામાં ઓછામાં ઓછા સરેરાસ સાત આઠ આના ખર્ચ થાય છે. આથી તમે જે વર્ષમાં ત્રણ રૂપીઆ લવાજમના (હિંદુસ્તાનમાં) આપો છો તેમાંથી દોઢ તો ઉપર પ્રમાણે ખર્ચાઇ જાય છે. હવે માત્ર દોઢ રૂપીઆમાં અમારે તમને રોયલ આઠ પેજી પાંચ ફાર્મનું માસિક અનેક ઉપયોગી ધાર્મિક, નૈતિક, વ્યવહારિક ઔદ્યોગિક, શારીરિક, ઉત્તમ લેખો અને સંગીત કાવ્યોવાળું સુંદર આર્ટપેપરના કિંમતી પુંઠાવાળું માસિક આપવાનું હોય છે.

કાગળની કિંમત, છાપવાની કિંમત, બાંધવાની કિંમત અને ઓફિસનો ખર્ચ આ વગેરેનો કૃપા કરી વિચાર કરી જોશો તો તમને આશ્ચર્ય થયા વગર નહિ રહે કે આટલી જુજ કિંમતમાં આવું સર્વોત્તમ માસિક શી રીતે આપી શકાય છે. **કેટલાક ધાર્મિક સજ્જનોની અમુલ્ય સહાયને લીધે અમે તે આપી શકીએ છીએ** અને અમારી એવી ઇચ્છા છે કે બને તેટલી ઓછી કિંમતમાં બને તેટલું વધારે સર્વોત્તમ વાંચન અમારા ગ્રાહકોને પુરૂં પાડવું. ઉત્તમ કસાયલી કલમથી લખાયલા મનુષ્ય જાતિનું હિત સાચવનારા વિદ્વાનો, ગ્રેજ્યુએટો અને અંડર ગ્રેજ્યુએટોના લેખો તેમાં આપવામાં આવે છે. વળી અત્યંત બોધવાળી તથા રસવાળી વાર્તાઓ પ્રકટ કરવામાં આવે છે. આ લેખો અમૂલ્ય હોય છે અને તેની કિંમત તો તમારે આપવી પડતી નથી. તેતો તમને મફત મળે છે.

આ ઉપરથી જણાશે કે આ માસિક ઉત્તમ હોવા ઉપરાંત તે અત્યંત સસ્તુ છે, તેમ છતાં કેટલેક સ્થળેથી ભલામણ કરવામાં આવી છે કે સામાન્ય સ્થિતિના વાચકો આ માસિકના ગ્રાહક થઇ શકતા નથી. આ વાત કેટલેક અંશે અમને સત્ય લાગી અને તેથી તેવા ગ્રાહકો પણ આ માસિકનો લાભ લઇ શકે તેટલા સારૂ અમે નીચેની યોજના રાખી છે.

૧. જે ગ્રાહકોએ પોતાનું ચાલુ વર્ષનું લવાજમ (હિંદુસ્તાનમાં રૂ. ૩-૦-૦ અને હિંદુસ્તાન બહાર રૂ ૩-૧૨-૦) ભર્યું હશે તેમના અંક સાથે ચાર કુપનો મોકલવામાં આવશે.

૨. આ દરેક કુંપન તે પોતાના કોઈ પણ મિત્રને શ્રી ભક્તના ગ્રાહક થવાની ભલામણ કરી રૂ ૦-૮-૦ આઠ આને વેચશે. આથી ચાર કુપનના તેને રૂ. ૨-૦-૦ મળી શકશે.

૩. કુપન રાખનાર સજ્જને કુપનમાં વિગતો ભરી (હિન્દુસ્તાનમાં હોય તો રૂ ૨-૮-૦ અને હિન્દુસ્તાન બહાર હોયતો રૂ૩-૪-૦ મનીઓડર અથવા પોસ્ટ ઓર્ડરથી કુપન સાથે) અમારાપર મોકલી આપવા કૃપા કરવી.

૪. આ પ્રમાણે કુપન મોકલી સાથે બાકીના લવાજમના પૈસા ભરનાર સજ્જનનાં નામ ગ્રાહકોના લીસ્ટમાં દાખલ કરવામાં આવશે.

૫. આ ગ્રાહકોને પણ ચાર કુપનો મોકલવવામાં આવશે જે કુપનો તેઓ પણ પોતાના મિત્રોને વેચીને પ્રત્યેક જણ બે રૂપીયા મેળવી શકશે.

૬. જો કોઈ ગ્રાહક એક કુપન ભરી તે સાથે બારઆના અમારા ઉપર મોકલી આપશે તો તેને મે. ચંદ્રસેન અને કંપની તરફથી બહાર પાડવામાં આવેલી શ્રી ભદ્રબાલા નામની (કિંમત રૂ ૧-૮-૦ વાળી) ઉત્તમ રસીલી નવલકથા મોકલી આપવામાં આવશે. શ્રીભક્તનું એક ગ્રાહક માત્ર એકજ ભદ્રબાલા મંગાવી શકશે.

૭. આઠઆનાં આપી કુપન ખરીદનાર મહેરબે શ્રીભક્તના બાકીના લવાજમના પૈસા ભરી ગ્રાહક થવું જોઈએ. નહિતો તેમનું કુપન નકામું જાય છે. ગ્રાહક થવા ઇચ્છનાર સજ્જનનેજ કુપન ઉપયોગનું છે.

આવા કુપનોની થોડી જ સંખ્યા રાખવામાં આવી છે માટે તેનો લાભ લેવા ઇચ્છનાર સજ્જને સત્વર ગ્રાહક થવા કૃપા કરવી.

આ યોજનાથી આશા છે કે અમારાં ગ્રાહકોને લાભ થવા ઉપરાંત ગ્રાહકોની સંખ્યા વધવાથી ભક્તના કાર્યને પણ ઉત્તેજન મળશે. આ પ્રમાણે ઉત્તેજન મળવાથી શ્રીભક્ત વધારે સારૂં, વધારે ઉપયોગી અને વધારે મનોહર બનાવી શકાશે.

વળી ખાસ મોટો લાભ એ છે કે આ વર્ષે ૫૦૦ રૂપીયાની કોરોનેશન ભેટો આપવાની હોવાથી શ્રી ભક્તના ગ્રાહકોમાંથી કોઈ કોઈને અમૂલ્ય ભેટ મળવાનો સંભવ રહે છે.

પરમાત્મા શ્રીભક્તના કાર્યને વિજય અર્પો.

જે. પંડિત અને કંપની.
શ્રીભક્ત ઑફિસ, કાન્તા બિલ્ડિંગ;
કાલબાદેવી-મુંબાઇ ૨




पुस्तक. ८ मुं.] संवत् १९६७. भाद्रपद, शुक्ल पक्ष १५. [ अंक ३ जो.

# श्रीभक्त प्रशंसा.

( લેખક. કવિ દેવીદાસ ભાઈઆ. બ્રહ્મભટ્ટ ) પરાંતીજ.

છપ્પય.

જગત ભક્ત ભય હરન, મીલત મનમલ મીટ જાવત,
યત્ન સાધ્ય કરી કઠિન, તનમેં પરિગ્રહ દીખાવત;
રામ.નામ રુચિ બઢત, મન નિશ્ચય પ્રતિ ધાવત,
લગત સત્ય પ્રતિ ચોટ, ખટ્ શાસ્ત્રો સમુઝાવત;
મિથ્યા ન બચન મુખસેં કહે, રામ રમાવત રામમેં,
મમત છૂટત મન સ્થિર રહત, પંડિત ભક્ત કે. શ્યામમેં.

દુહા.

દેશ ભક્ત અરૂ જગતકે, વિદેશ કે, યશકાર;
દાતા ઉત્તમ જ્ઞાન કે, સદા રહત શ્રીકાર.

# विकासक्रम.

( શ્રીયુત. દુર્ગેશ્વરભાઈ. સીટી માજીસ્ટ્રેટ, સુરત. )

આ વિકટ પંથમાં કાંટા કે કાંકરી આવે નહિ અને દુર્ગંધી પણ ન આવે ને આપણા વિકાસ પ્રમાણમાં વચ્ચે અટવાઇ ન પડીએ માટે આપણે આપણી સ્વાભાવિક માતાશ્રી શ્રુતિ ભગવતીની કેડે જરા બેશી લેઇએ. આપણી પ્રેમાળ માતા અત્યંત હર્ષભરી આપણા જેવા પોતાના વહાલા બાળકને લેઇને વૃદ્ધિ પામતા સામર્થ્યથી આગળ ચાલતી આપણને આગળ લેઇને દોડશે જ.

॥ अणोरणीयान् महतो महीयान् ॥

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ॥

पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

આ પ્રમાણે આત્મતત્વના સ્વભાવને કહેલો છે. આપણા આંબાના સ્વરૂપમાં પેશીને જરા પાઠ કરીએ. અનુભવ જ્ઞાનથી જણાય છે કે પૂર્વે તે એક કેરી રૂપે પ્રતીત થતો હતો. આ કેરીને વાવી હતી. અંદર ગોટલો હતો. ગોટલા ઉપરનો રસ તથા છોડા રૂપ જે અંશ હતો તેની જે સમયે જરૂર બંધ પડી તે સમયે તેને છૂટો પાડી છોડી દીધાં. તે પછી તે ગોટલાના શરીરભૂત સખત છોડાને છોડયું. તે પછી અંદરની ગોટલીને મૂકી દીધી. એ ગોટલીની મધ્યમાંથી વિકસિ આવેલો આ અંકુર દેખાય છે. તેના મૂળનો વિચાર કરતાં સહજ સમજાય છે કે તે ગોટલીની મધ્યમાં કાંઇક નિરાકાર-નિરંજન જેને શબ્દ વર્ણવી શકતો નથી તથા વિચાર જેના સ્વરૂપના તેજને સહન કરી શકતો નથી તેવું કાંઇક હતું. આ કાંઇક ભાવરૂપ પદાર્થ નરશૃંગવત્ મિથ્યા નહોતો. આપણે અનુભવથી જાણીએ છીએ કે એ ગોટલાને વાવવા પૂર્વે શેક્યો હોત તો આજે કાંઇક રૂપે સમજાયું છે તે પદાર્થ તે ગોટલીને છોડીને પોતાના સ્વસ્વરૂપમાં ચાલ્યો ગયો હોત. કુદરતના આ નિયમને અનુસરવાનો આંબાના બીજનો સ્વભાવ જાણીને અનુસરતાં આપણે ગોટલાને શેકવાનું સાહસ નથી કર્યું. આ રીતે કેરીમાં રહેલું જે આ કાંઇ છે તેજ આંબાનો એક જ આત્મા છે. આંબાનું આંબાપણું તે તેના વડે જ છે. આ આત્મા તેજ વાસ્તવ બીજ છે. કેરીનો બાકીનો બધો જ અંશ. એ, આત્મા પોતાને માટે અંકુરથી આરંભીને આગળ. અનંત. વિકાસને પામતા. પુરતાં પોતાના શરીરને પોતાનામાંથી જ પોતાના તત્વવડે ઘડી કહાડે છે ત્યાં સુધી જેજે અંશની જરૂર એ વિકાસ અર્થે છે તેટલા જ અંશને ધારણ કરી રહે છે. આપણી બુદ્ધિવૃત્તિ પરિમાણની કલ્પનામાં એક બીજાની અપેક્ષાથી નહાના નહાના સ્વરૂપની ભાવના કરતાં જે પરમ નહાનું-છેવટનું સૂક્ષ્મની કળાનું સ્વરૂપ રચે છે તેના કરતાં પણ આ આંબાના આત્માનું સ્વરૂપ નહાનું છે એ રીતે આત્મા પોતાની પ્રતીતિ કરાવે છે. એટલું કરીને તે અટકતો નથી. હવે ત્યાજે અણુથી પણ અણુ એ રૂપે પ્રતીતિ કરાવનારો આપણા મિત્ર આંબાનો આત્મા શું કરે છે. તેમાં શું સામર્થ્ય છે તેને તપાસીએ. તે અંકુર વધીને આપણો હાલનો આંબો થયો છે. તેની કેરીઓ માત્રમાં રહેલી સર્જન શક્તિનો આંબાના દિન પ્રતિદિનનો બી-

જો ઉપયોગ કે દુરૂપયોગ ન થાય તેની સાવધાનતા શીખીને તે દરેક કેરીને વાવીએ હોય તેટલાજ આંબા વિઘ્નમાત્રને દૂર કરીએ તો કુદરતના નિયમ માત્રને અનુસરીએ તો પ્રતીત થાય છે. આ દરેક આંબાની દરેક કેરીની પણ તેજ રીતે વ્યવસ્થા કરતાં અને એજ પ્રમાણે ઉત્તરોત્તર કરતાં આખી પૃથ્વી આંબાના વૃક્ષો વડેજ ભરાઇ જાય છે અને એ રીતે પૃથ્વિ એક ખુટતાં શ્રી વિષ્ણુ ભગવાનની યાચના કરીને બીજી–ત્રીજી એમ લાવતાં અનંત કોટી આખી પૃથ્વિયો ભેગી કરીએ તોપણ ખુટી પડે છે ને તે આંબાના ગોટલાની મધ્યમાં રહેલો ન્હાનામાં ન્હાનો ( अणोरणीयान् ) આત્મા વિકસિને આ રીતે महत्तोमहीयान् મોટાં સ્વરૂપની જે જે કલ્પનાઓ કરી શકીએ હોઈએ તેના કરતાં પણ અનંત ગણું પોતાના સામર્થ્યનું મ્હોટું સ્વરૂપ પ્રતીત કરાવે છે. પણ આ બધું ક્યારે ? માત્ર કુદરતના નિયમરૂપ પોતાનો સ્વતંત્ર સ્વભાવ છે તેની આડે કાંઇ ન આવવા દેઇએ ત્યારે જ.

પેલું પૂર્ણ હતું એટલે આપણા આંબાની પૂર્વનું તેના આત્માનું ગોટલીની મધ્યવર્તિ રૂપે જે પ્રતીત થતું હતું તેનામાં ઉપર વર્ણવેલી પૂર્ણતા, સર્વને ભરી દેવાની યોગ્યતા હતી. તેજ આત્મતત્વ વર્તમાન આંબારૂપે પોતાની આ પ્રતીતિ કરાવે છે, તે સમયે પણ તે જ અવ્યક્ત છતાં પણ વ્યક્તતાના ક્રમમાં પ્રયાણ કરતી પૂર્ણતાને દર્શાવે છે. પૂર્વ પૂર્વની અપેક્ષાથી ઉત્તર ઉત્તર સ્વરૂપ इदं એટલે આ એરૂપે વર્તમાન છે ને ઉત્તર ઉત્તર સ્વરૂપની અપેક્ષાથી પૂર્વ પૂર્વ સ્વરૂપ પેલું એ રીતે अदः કહેલું છે. હવે એ બન્નેનાં સ્વરૂપોનો સંયુક્ત વિચાર કરીએ. આપણો આંબાનો ગોટલો પૂર્ણ એટલે સર્વને ભરીનાંખીશકે એવા સામર્થ્યને ધરાવનારો છે. તેમાંથી " उदच्यते " એટલે ઉત્તર કાલીન જે પૂર્ણ સ્વરૂપ છે તે " उत " એટલે ઉંચું–અંકુરવત્ " उच्यते " એટલે ગતિકરી નીકળી આવે છે. પૂર્વ પૂર્ણ સ્વરૂપમાંથી વિકાસ પામીને આપણાં ઉત્તરોત્તર ઉત્તર કાલીન સ્વરૂપો નિકળી આવે છે. આ રીતે જ્યારે ઉત્તર સ્વરૂપ પૂર્ણ સ્વરૂપમાંથી પોતાની સામગ્રી લેઇને ચાલવા માંડે છે ત્યારે તે પૂર્વના સ્વરૂપની શી દશા થાય છે ? આપણા આંબારૂપ પૂર્વ પૂર્ણમાંથી એક કેરી રૂપ ઉત્તર પૂર્ણ પોતાના અનંત વિકાસ અર્થે જે જરૂર છે તે પૂર્ણત્વને લેઇ ચાલે છે તે સમયે આપણા આંબાના પૂર્ણત્વમાંથી કાંઇ જ કમી થતું નથી. પૂર્ણમાંથી પૂર્ણને બાદકરતાં પાછું તે વડું ને તેવડું જ પૂર્ણત્વ બાકી રહે છે ને અન્ય કેરીઓ પણ પોતાની ઇચ્છા હોય તો પ્રથમની કેરીની માફક પોતે પણ પૂર્ણતાને લેઇને ચાલવા માંડે તો તેથી પણ પૂર્ણતા રૂપ સામર્થ્ય આંબાનું ખુટવાની તક નથી. જો ખૂટે કે કમી થાય તો તેને પૂર્ણતા જ કહેવાય નહીં. અંકગણિતમાં બાદબાકી આપણે ભણતા હતા ત્યારે આ સિદ્ધાંતને શીખ્યા છીએ. પૂર્ણ એટલે ૦ તેમાંથી બીજું પૂર્ણ ૦ બાદ કરતાં શેષમાં પણ તેવડું આખું ને આખું જ ૦ પૂર્ણ રહે છે એમાં શંકા પણ થએલી નહોતી ! !

આ પ્રમાણે આપણા આંબાના આત્મસ્વરૂપમાં આટલું બધું અગાધ સામર્થ્ય છે એનો કાંઇક વિચાર તેના સંબંધમાં લાવી શકાય છે. આટલું બધું સામર્થ્ય છતાં માત્ર તેના નિયમોને નહીં જાણવાની તથા નહીં અનુસરવાની દુરાગ્રહ વૃત્તિને લીધે કેટલા બધા આંબા કોહી જાય છે ! કેટલા સુકાઇને મરી જાય છે ! કેટલાનો દુરૂપયોગ થાય છે ને કેરીયો મોઘી-વેચાય છે તે પ્રમાદથી શું શરમાવવું નથી થતું ! આ જે થાય છે તે વહેલું કે મોડું દરેક આંબાને થાય છે, તે કારણને–અથવા તે પરિણામને કારણરૂપે ક્રમથી લેઇને જેને શ્રી શ્રુતિ ભગવતી

પૂર્ણ રૂપે ઠોકી ઠોકીને કહે છે તેનો અનુભવ કરવારૂપ આત્મશક્તિ રૂપે શ્રી અર્ધનારીશ્વર ભગવાનની ઉપાસનાને છોડી દેવી છે ! અને આપણા હૃદયમંદીરમાં પ્રમાદ ભગવાનને મહતી વિનષ્ટિ રૂપ પટરાણી સહિત રાજ્યાભિષેક કરવામાંથી અટકતું નથી !!

શું આશ્ચર્ય ! કોઈ પૂછે છે કે તમે વેદને માનો છો ? ઋષિ મહાત્માઓ ઉપર તમારી શ્રદ્ધા છે ? શ્રીશંકર ભગવાન–તથા તેમની પૂર્વ થઇ ગએલા આચાર્યો તથા તેમના પછી થઇ ગએલા આચાર્યો પ્રતિ તમારી માનવૃત્તિ છે ? આપણે શ્રેયઃસાધકોને પણ પૂછે છે કે શ્રી સદ્‌ગુરૂવરવરીષ્ઠ શ્રી પરમાત્મતત્વની પ્રત્યક્ષજ્યોતિરૂપ શ્રીમન્નૃસિંહાચાર્યજીના શબ્દો ઉપર તમને વિશ્વાસ છે ? આ પ્રશ્નનો ઉત્તર સામાન્ય મનુષ્યો તો માત્ર વૈખરી વાણીથી આપીને કૃતકૃત્યતાને સ્વિકારે છે. જેમની બુદ્ધિની સૂક્ષ્મતા આંતરપ્રદેશમાં ચાલતી તે વાણીના સૂક્ષ્મ–સૂક્ષ્મતર–ને સૂક્ષ્મતમ પ્રદેશ સુધી સ્પર્શ કરી આવીને તેના સ્વરૂપને જોઈ આવીને તે સ્વરૂપને નકારમાં વર્ણવે છે, તેવા પુરૂષવરો પ્રતિ તેઓ નાસ્તિક, જડ હોય તેમ માનીને, તેમાં તેમની ગણત્રી કરતા તિરસ્કારવૃત્તિને તુરત તેમના પ્રતિ વહેવરાવવા માંડે છે. છતાં પોતે શું કરે છે તેનું સ્થૂળ ભાન પણ તેમને નથી હોતું. ઉપર જેમને જેમને પ્રમાણભૂતરૂપ ગણવાની આ ઢોંગીઓ હઠ કરીને સત્યનાજ ખરા ઉપાસકોની નિંદા કરવા રૂપ ગંધાતા કાદવમાં પોતાનાં સૂક્ષ્મ શરીરોને રગદોળીનેજ અહો ધન્યરૂપે પોતાની ગણના કરાવનારા પુરૂષો પોતાના પૂર્વે જીવરૂપે બાંધેલા વિચારોને એ પ્રમાણે સ્વિકારતાં જણાય છે તેટલી હદ સુધીજ આવીને અટકે છે; પ્રમાદરૂપ તમઃકાર્યને દૂર કરવારૂપ–તથા અમરત્વની પ્રાપ્તિરૂપ જેની વિકાસક્રમમાં ઉન્નતિ છે–ધર્મ–અર્થ–કામ અને મોક્ષ એ ક્રમ છે તેમાં મોક્ષ એ જન્મ મરણરૂપ સંસારથી તરવાનો પુરૂષાર્થ કહેલો છે છતાં દુરાગ્રહથી " મરણ " નામના વ્યતિકરની અનિવાર્યતાને જ છોડવી નથી–આ શું તેમની શ્રદ્ધાથી ચકિત થવાનું નથી !! અથવા તો તે તે પ્રમાણે સમર્થ પાત્રોને માટે તે સત્ય છે પણ મારા જેવા કુપાત્ર અપૂર્ણને માટે તો " લાંબાની વાદે ટુંકો થાય તે મરે નહીં તો માંદો થાય " એ રીતે ત્રિશંકુવત્ અતો ભ્રષ્ટ ને તતો ભ્રષ્ટ થવા જેવું તે છે એવો નિશ્ચય કરવો. અંતઃકરણમાં હૃદયમંદીરમાં એવી દુર્બળતાનું સ્થાપન કરવા માટે આપણી પૂર્તિની, આપણા સદ્‌ગુરૂ પરમાત્માના શબ્દો તથા સામર્થ્યમાં અવિશ્વાસ તથા અપૂર્ણતાનો આરોપ કરવો આપણને ઘટતો નથી. આપણે કુપુત્ર છતાં આપણા સાચા પોષક શ્રી સદ્‌ગુરૂ ભગવાન આપણા ઉપર અનુગ્રહ કરવામાં પાછા પડે, એમ નથી જ એવી અપૂર્તતાનું ભાન તેમના સામર્થ્યમાં ક્યારે કરીશું ? ને તેમ કરીનેજ અંતઃકરણ તેમના સ્વતંત્ર ઉપયોગને માટે ક્યારે ખાલી કરી આપીશું ?

સારાંશ એ પ્રાપ્ત થાય છે કે આત્મતત્વ આપણા આંબામાં છે તેના વિકાસનો અંત નથી એ વિકાસને કરવા માંડયો ને પછી ધૈર્ય તથા ઉત્સાહપૂર્વક વધી જતું છે. આંબાના દૃષ્ટાંત ઉપરથી આપણે આપણી અંદર આવવાનું છે. આટલું બધું સામર્થ્ય છે તેને નવી નવી કેરીઓ બનાવવામાં ઉપયોગ ન કરતાં એ બળનો ઉપયોગ તે આંબાનું બળ વધારવામાં થઈ શકે છે ? નહાનાં વૃક્ષોને મહોર આવે છે. તે સમયે તે ટોચી નાંખવાથી આંબો વિશેષ બળવાન થાય છે. કેરીઓ આવતી નથી તેથી જે સામર્થ્ય કેરીઓને બનાવવામાં વપરાવવાનું હતું તે આંબાના પોતાના શરીરનાં અનંત અણુઓરૂપ વસ્તીને પોષવામાં વપરાઈ શકે છે.

વિજ્ઞાનવિદો આટલા આરંભક જ્ઞાનને મેળવીને અટકયા છે. આ રીતેજ કુદરતનો એવો કયો નિયમ છે કે જેવડે આ પ્રમાણે કરતાં તે આંખો વિશેષ બળવાન થયો ? એ નિયમથી આગળ એજ દિશામાં એજ નિયમનું અન્ય ઊચ્ચ વિકાસનું કયું સ્વરૂપ છે કે જેથી એ આંખોનું બળ પણ અનંત વિકાસને પામતું વધીજ જાય અને તે આંખો પોતાના સ્વરૂપને અજર અમરરૂપે પ્રતીત કરાવે ?

( અપૂર્ણ. )

---

# मनुष्यनो अभिमानी बे स्वरुप धारण करे छे.

શ્રી જયકૃષ્ણ ગંગાદાસ. ભક્ત. સુરત.

મનુષ્યની જાગ્રત્ અવસ્થાનો અભિમાની એક છે અને સ્વપ્નાવસ્થાનો અભિમાની ભિન્ન છે. આ ભિન્ન અભિમાની સ્વપ્નકાળે તેમજ વ્યાધિ કે કંઇ મસ્તિષ્કમાં વાગવા કરવાથી જાગ્રત્ થાય છે. વળી જાગ્રત્ અવસ્થામાં હાલ જે અભિમાની પ્રબળ હોય છે તે શાંત પડે અને દ્વિતીય અભિમાની કાર્ય કરે એવું પણ બને છે.

ડાક્ટર એફ. સી. વોલ્શ આ સંબંધમાં લખે છે કેઃ—

( Klondyke ) ક્લોન્ડાઇકના સુવર્ણનાં ક્ષેત્રો માલમ પડયાં ત્યારપછી થોડા સમયમાં એક વિલક્ષણ ગાંડા જેવો મનુષ્ય પ્રકટ થયો હતો. એણે સુવર્ણનો એક મોટો ખરાબો હાથ લાગેલો તે વિષે વાત કહેવાની આરંભેલી. એ વાત કહે તેથી પ્રસન્ન થઇને લોકો એને માદક પદાર્થો આપતા. એ બહુજ ઉત્સાહથી તથા આનંદથી વાતો કરતો પણ કંઇક વાત- કાળે મગજ ઠેકાણે ન હોય એવું ભાન કરાવતો.

એક સમયે રાત્રિએ નવીન પ્રદેશના આકર્ષક વૃત્તાંતથી મોહવશ થયલા લોકસમીપ એક હોટેલમાં એ વાત કરતો હતો. આ સમયે તે પૂર આવેશમાં હતો. શ્રોતા મનુષ્યોમાં એક સરજ્યન હતો. તેણે એનું માથું તપાસવા રજા માગી. આ ઉપરથી સમીપસ્થ મનુષ્યો તેને એક પાસેની હોસ્પિટલમાં લઇ ગયા. ત્યાં તેની ખોપરીમાં કંઈ ફાટ હતી તે સંબંધમાં તેનાપર પ્રયોગો કીધા. આ સરજ્યનના પ્રયોગથી આ મનુષ્યનું ભાન ઠેકાણે આવ્યું. તેની સ્મરણશક્તિ ચૂર્ણિત થઇ ગઈ અને એ પોતે કોણ છે તે મુશ્કેલીએ જ કહી શકતો.

બીજા મનુષ્યોની પેઠે એને પણ સુવર્ણનો લોભ લાગેલો અને તેથી એલાસ્કા ગયલો. એને માર્ગે કષ્ટો પડેલાં પણ દૃઢતાથી મંડયો રહ્યો. પોતાની સાથેના લોકથી છૂટો પડીને તે એકલો જ સુવર્ણની શોધમાં ભટકેલો અને તેણે એકલાએ જ સંપત્તિ તેમજ વિપત્તિ બને અનુભવેલા. એક સ્થાને સુવર્ણના ઢગને ઉંચકીને લઇ જતાં ઝઝુમી રહેલા ખડકના ભાગ સાથે અથડાયો અને તેના માથાપર ખડકમાંથી એક મોટો પથરો ટીચાયો. આથી એની ખોપરીમાં ફાટ પડી. આ ફાટ માટે સરજ્યને શસ્ત્રોપચાર કીધા ત્યારપછી એની પ્રકૃતિમાં પૂર્ણ સ્વસ્થતા જણાઇ.

આ દૃષ્ટાંતપરથી મનુષ્યનો એક અભિમાની લુપ્ત થઇ જાય છે અથવા દબાઇ જાય છે અને બીજો ઉપર તરી આવે છે એમ માલમ પડે છે. સ્મિથ નામનો મનુષ્ય પોતાના મન- ની આ બીજી કળાકાળે ધારે કે હું બ્રાઉન છું અને એ બ્રાઉન બનીને પોતાનો ભાગ એવો

સારો ભજવે છે કે ભાગ્યે જ તેને કોઇ વિસ્મય તરીકે ઓળખે. આવો પરિણામ મસ્તિષ્કમાં કોઇ વ્યથા થાય છે ત્યારે અથવા કોઇ વ્યાધિકાળે પ્રકટે છે.

મનુષ્યનો અભિમાની આમ વ્યાધિથી વા મસ્તિષ્કમાં થતી વ્યથાથી બદલાઇ જાય છે ત્યારે તેનું નીતિબળ, હૃદયબળ બહુજ હલકાં નીવડે છે. જે મનુષ્ય પૂર્વે નીતિનો મહાન્ દૃષ્ટાંતરૂપ હોય તે એકાએક પાપવૃત્તિનો જણાય છે. તેનામાં અપરાધ કરવાનો વેગ પ્રદીપ્ત હોય છે. ચોરી વગેરે કરવાની વૃત્તિ પ્રકટે છે. સર્વોત્તમ સદ્ગુણોથી શોભનો મનુષ્ય એકાએક ઉચ્છૃંખલ તથા નિર્લજ્જ બને છે.

ડોકટર વેલ્શ આ સંબંધમાં બીજું દૃષ્ટાંત એક વૃદ્ધ સ્પોર્ટ્સમેનનું આપે છે. તે સર્વત્ર એલેક એ નામે સુપ્રસિદ્ધ હતો. એની સાચી નિષ્ઠા તથા કીર્તિ સર્વત્ર સુજ્ઞાત હતાં. લૈકિક વા વ્યાવહારિક સુવ્યવસ્થાના નિયમોને તોડી ઉદ્ધતપણે આચરણ સેવે એવી શંકા ભાગ્યે જ કોઇ એને માટે ધારણ કરે. એક દિવસ એ એકલો ઘોડે બેસી શિકાર કરવા નીકળ્યો. બીજે જ દિવસે ઘોડો એકલો પાછો ફર્યો. એ એલેકની શોધે મનુષ્યો એ સ્થાનની આસપાસ કેટલાક માઇલો સુધી ફરી વળ્યા.

તેજ બીજા દિવસની રાત્રિએ એલેક ઘેર આવી પહોંચ્યો. તે બહારથી સર્વ પ્રકારે નિરામય તથા સ્વસ્થ હતો. તેણે એટલું જ કહ્યું કે એ તો જરા મેં જ ગમત કીધી છે. તેણે કહ્યું:—" હું એક સાંકડી ઉભી પગથીએ સીસોટી વગાડતો નિશ્ચિંતપણે ઘોડો હાંકયો જતો હતો. એવામાં એક રીંછ એકાએક સામો ધસી આવ્યો. તેણે મારા ઘોડાને ભડકાવ્યો. હું એકદમ ઘોડાપરથી પડી ગયો અને પંદર ફીટ છેટે નીચાણમાં પડયો. મને કંઇ ઇજા થઇ નથી. " તે બહારથી જોતાં સ્વસ્થ જ જણાતો હતો. આ વાત આટલેથી જ અટકી. તોપણ પાંચ સાત દિવસ થયા એટલામાં જ જેઓ એને સારી પેઠે ઓળખતા હતા તે બધાને એની રીતભાતમાં વિલક્ષણ ફેરફાર જણાયો. જરા જરામાં તે ખીજવાઈ જતો તથા વઢી પડતો. ત્યારપછી કેટલોક કાળ તે કયાંએ ગુમ થઇ ગયો તે જણાયું નહીં.

કેટલાક માસ વીત્યા પછી એક મોટો લુટારો પ્રકટયો છે એવી વાત ઠેરઠેર પસરી. એ લુટારો એક ઘાસના મેદાનપર જણાતો અને ખાવાનું માંગતો, ત્યારપછી બીજે જ દિવસે ત્રીસ ચાળીશ માઇલ દૂરના મેદાનપર એવીજ રીતે બીજાઓને પજવતો જણાતો. એક દિવસમાં ત્રીશ માઇલ પગેથી ચાલવું એ અશક્યસમ લાગતું પણ તપાસ કરતાં લોકને તે સત્ય જ લાગ્યું. આવા હુમલાઓવિષે કેટલાક દિવસ સુધી ખબર મળ્યા જ કરતી. આ હુમલો કરનાર મનુષ્ય હથીયારબંધ દેખાતો પણ તેણે કોઇને પણ ઇજા કીધેલી નહીં તેમ કોઇની હિંમત એનાસામે થવાની પણ થતી નહીં. એની પાછળ લાગતાં તેમને એ કોઇ વિલક્ષણ રીતે જ પજવતો જણાયો. એ કોણ છે તે કોઈ કળી શકતો નહીં. ઘણા વિશાળ પ્રદેશસુધી એનો ત્રાસ લોકમાં હતો. જોકે એણે કોઇને પણ કશી ઇજા કીધી ન હતી.

આ લુટારાની પાછળ પડીને એને શોધી કાઢવો અને એને પકડવો એવો યત્ન કેટલોક કાળ ચાલ્યો પણ પછી તે યત્ન છોડી દીધો. એવા જ સમયે કેનેડાની હદ પરથી એક શિકાર કરનારી ટોળી નીકળી આવી. આ ટોળી જંગલમાં દેવના સળગાવીને એક દહાડો સવારમાં આસપાસ વીંટળાઇ બેઠી હતી. એ વખતે એકાએક આસપાસના ઝાડમાંથી કોઇ મનુષ્ય નીકળી આવ્યો. તે શરીરે કૃશ હતો. માથાના વાળ ગમે તેમ લટીયાં થઇ ગયાં હતાં.

ચીથરેહાલ કપડાં હતાં. તેને જોઇને કોઇને પણ દયા આવે એવું હતું. એના ભયાનક દેખાવથી ચમક્યા અને એક ત્રાસ આપનાર લૂટારો એ બાજુએ છે એ વાત એમને યાદ હતી તેથી તેઓએ પોતાની બંદુક લેવાને દોડધામ કરી મૂકી, પણ કોઇકે એકદમ જોયું તો તેને જણાયું કે આ તો ઘણા કાળથી ગુમ થયલો એલેક છે. એ ટોળીમાંના ઘણા મનુષ્યો સત્વર સમજી ગયા કે એ એલેકનું ચિત્ત કંઇક અવ્યવસ્થ છે. એની દુર્બળ અવસ્થામાં પણ એ ક્રોધનાં વચનો ઉચ્ચારતો હતો. સર્વ પ્રકારના સુધારા સંબંધમાં વૈર લેવાનું બોલતો. અને પૂર્વનું કંઇપણ એને સ્મરણ હોય એમ સમજાતું નહીં. પૂર્વ કેનેડાની એક પ્રસિદ્ધ હોસ્પિટલમાં એને લઇ ગયા. ત્યાં એમ માલમ પડયું કે એની ખોપરીમાં વાગ્યું છે, તેથી ઘા પડ્યો છે. એકદમ શસ્ત્રપ્રયોગ કરવામાં આવ્યો અને એ એલેકને ઘણાજ થોડા સમયમાં પોતાનું પૂર્વનું સઘળું ભાન જાગ્રત્ થયું. તે પૂર્વના જેવો જ પ્રમાણિક તથા બુદ્ધિમાન્ પુનઃ પ્રકટ થયો.

જ્યારે કોઇ વ્યક્તિનાં બે સ્વરૂપ પ્રકટે છે ત્યારે કાયદો કેમ લાગુ પાડવો, યોગ્યાયોગ્ય હક કેમ નક્કી કરવા એ બહુ મુશ્કેલ થઇ પડે છે. દૃષ્ટાંત તરીકે સ્મિથ એક વર્ષ પૂર્વે પૂર્ણાંશે સ્વસ્થ પ્રકૃતિવાળો મનાતો, તે એકાએક પોતાની સ્ત્રીને છોડી દે છે અને દશ વર્ષમાં તો સ્મિથ તરીકેનો એનો સર્વ વ્યવહાર શમી જાય છે. આવે સમયે એક વૃદ્ધ મિત્ર દેશના કોઇ બીજા જ ભાગમાં તેને કોઇ બીજી સ્ત્રી સાથે પરણેલો જુએ છે. આ નવીન સંબંધમાં તે ઉન્નતિવાળો તથા સારી પ્રતિષ્ઠાવાળો પ્રતીત થાય છે, તેમ જ તે ભાગની પ્રજામાં જેવી સર્વોત્તમ સ્વસ્થ પ્રકૃતિ ગણાય તેવી તેની પ્રકૃતિ માલમ પડે છે. દશ વર્ષમાં એના ચહેરામાં કંઈ ફેરફાર જણાય છે. તોપણ સ્મિથતરીકે એનો વ્યવહાર ચાલતો ત્યારે એના જે મિત્રો હતા તથા એનાં જે કામકાજ હતાં તે સંબંધમાં એનું ભાન કેવળ નષ્ટ થયું છે. હમણાં તો એ બ્રાઉન એ નામે પ્રસિદ્ધ છે અને જાણે કેવળ નવો જન્મ થયો હોય તેમ એને પૂર્વનું સ્મિથ નામના સંબંધનું સર્વ ભાન જતું રહ્યું છે અને બ્રાઉન એ સંબંધનું સર્વ ભાન જાગ્રત્ છે. સ્મિથ તરીકે સ્ત્રીને ત્યજી દેવાનો અપરાધ એનો ખરો પણ હાલની સ્થિતિમાં બ્રાઉન એ સંબંધ જ જ્યારે જાગ્રત્ છે ત્યારે એને શિક્ષા થાય ખરી ? હાલમાં પૂર્વની સ્મિથની સ્ત્રીને આ બ્રાઉનસમીપ આણવામાં આવે તો એ તે સ્ત્રીને ઓળખવાનો પણ નહીં. તદ્દન કુદરતથી ઉલટું વર્તન એની કને કરાવી શકાય ?

હાલનો બ્રાઉન પૂર્વે સ્મિથ હતો એ સત્ય છે, પણ એનું હૃદય તદ્દન બદલાઇ ગયું છે. આવો પ્રશ્ન વા કેસ એક કોર્ટસમીપ આવેલો જ છે. આવા કેસથી પ્રત્યેક વિચારવંત સજ્જન અંતરમાં વળી વિચારતો હું કોણ છું ? મારૂં મૂળ સ્વરૂપ શું છે. ? પ્રત્યેક મનુષ્ય એમજ માને છે કે જગતમાં મોટી જીવનતત્ત્વ વાળી વસ્તુ કોઇ હોય તો તે હું જ છું. પણ આ માનવું વાસ્તવિક નથી. અજ્ઞાનનું આવરણ પ્રત્યેક જીવને છે. જેમ સ્મિથ મટીને એક મનુષ્ય બ્રાઉન થઇ ગયો છે તેમ પ્રત્યેક મનુષ્ય એક વ્યક્તિરૂપે હોય છે. તે બદલાઇ જાય અને કેવળ નવીન જ વ્યક્તિરૂપે બની જાય છે. એક પ્રકારનું એનું અમુક સ્વરૂપ હોય છે. તે વખતનો જીવાત્મા પલટાઇ જાય છે અને નવીન જ વ્યક્તિરૂપે તે પ્રકટે છે.

જોન એન્ડરસન કંઇક સામાન્ય પંક્તિની ઉન્નતિને પ્રાપ્ત બેહુન હતો. તેને સ્ત્રી તથા છોકરાં હતાં, તેમની સાથે તથા પાડોશી વર્ગ સાથે તે પૂર્ણ પ્રેમથી કેટલોક કાળ રહ્યો. એ

ઉદ્યોગી હતો. દીર્ઘ દૃષ્ટિવાળો, નીતિથી દ્રવ્ય ખર્ચનાર તેમજ વિચક્ષણ બુદ્ધિવાળો હતો. એણે વિચાર કીધો કે મારે દક્ષિણ કેલિફોર્નીઆ જઇને થોડાક ફળ બાગ ખરીદવા અને બાકીનું જીવન કુટુંબને ત્યાં રાખી નિવૃત્તિમાં ગાળવું. ત્યાં જઇને ફળબાગને ઉછેરવા, અને તે વડે કુટુંબ વગેરેનું પોષણ મેળવવું. દક્ષિણ કેલીફોર્નીઆ ગયા પછી થોડે થોડે અંતરે ઘેર પત્રો લખેલા. પ્રત્યેક રીતે દક્ષિણ કેલિફોર્નીઆમાં એ એન્ડરસનને અનુકૂળતા હતી. પણ થોડાજ સમયમાં એવું બન્યું કે એના તરફથી એના કુટુંબને મળતાં પત્રો બંધ થઈ ગયાં અને કેટલાક વર્ષ સુધી એનો કંઇ પણ પત્તો હતો નહીં. એક દિવસ કોઇ પડોશી કેલીફોર્નિઆ ગયો હશે તે ખબર લાવ્યો કે એન્ડરસન તો નવી સ્ત્રી છોકરાં સાથે કેલિફોર્નીઆમાં બહુજ સારી સ્થિતિમાં રહે છે. પણ એના વિચાર વર્તન એવાં તો બદલાઇ ગયાં છે કે એ ઓળખાતો નથી.

આ વાતપરથી એન્ડરસનની સ્ત્રી કાયદેસર પગલાં લઇ પોતાના પતિને ઘેર આણવા માટે કેલિફોર્નીઆ ગઇ. બંને વચ્ચે મુલાકાત થઇ. દેખાવ દયાજનક હતો. હાજર રહેલા સર્વ મનુષ્યોને પુરુષનું નિર્દોષ સ્વરૂપ સમજાતું હતું. એ સ્થાનપરના એક પ્રતિષ્ઠિત મનુષ્યને સકંજામાં લેવા તે સ્ત્રી આવી છે એવું જ તેઓ બોલી ઉઠ્યા. એ પુરુષનાં ચક્ષુ, કેશ, હલનચલન, વાણી વગેરે સર્વ પૂર્વનાં જેવાં જ હતાં. તે સ્ત્રીએ આ સર્વ કહી બતાવ્યું તેમજ બીજી પણ અનેક બાબતે જે સ્ત્રી પુરુષ એકલાં જ જાણતાં તે પણ કહ્યું. આપણે અમુક વર્ષ સાથે રહ્યાં વગેરે સર્વ સાંભળી એન્ડરસન ખરેખર ગુંચવાઇ ગયો. તેની આંખમાં અશ્રુ આવ્યાં અને પછી ખીજવાઇને બોલી ઉઠ્યો 'હે સ્ત્રી ! તું ભૂલે છે.' મેં એન્ડરસનનું નામ પણ સાંભળ્યું નથી અને મારું નામ તો આર્નોલ્ડ-જોર્જ આર્નોલ્ડ છે.

આ વાત કોર્ટે ચઢી, બધાની ત્યાં ખાતરી થઇ કે પુરુષ તો આર્નોલ્ડજ છે. હવે જ્યારે ઓના પક્ષની વાત સર્વેએ સાંભળી ત્યારે તેમને એમજ લાગ્યું કે તે પુરુષ એન્ડરસન જ હોવો જોઇએ. પુરુષના ચિત્તની અવ્યવસ્થા હોય એવી સહજ પણ શંકા પ્રકટેલી નહીં. કોર્ટને શું કરવું તે સુઝ્યું નહીં. ત્યાર પછી થોડે સમયે એન્ડરસન અથવા આર્નોલ્ડનો દેહ પડ્યો અને બધા મનુષ્યોએ માન્યું કે એ કેસ બે અભિમાનીનો હતો.

મનુષ્યો પોતાનું ભાન ભૂલી જાય છે અને તદન નવાં જ બની જાય છે. આવા પ્રસંગોમાં કારણ શોધવું એ મુશ્કેલ છે. મસ્તિષ્કમાં વ્યથા ઉપજ્યા વિના પણ એવા પ્રસંગ બને છે. શારીરિક કે મસ્તિષ્ક સંબંધી વ્યથા પણ ન હોય અને મનુષ્યનું કંઈ નવીન જ સ્વરૂપ પ્રકટે છે એવા પ્રસંગોમાં ખાસ કરીને કોઇ આધ્યાત્મિક હેતુઓ જડી આવે છે.

એક સમયે એક વિદ્વાન્ પ્રતિષ્ઠિત સારું દ્રવ્ય કમાનાર સજ્જન ઘેરથી ચાલ્યો ગયો. ઘણા દિવસ પછી એ મનુષ્ય એક બટન બનાવવાના કારખાનામાં એક સામાન્ય મજૂર તરીકે કામ કરતો દેખાયો. ત્યાં તે સુખમાં હતો. એના મિત્રો ત્યાં આવ્યા અને એને એના પૂર્વના સ્થાનપર એના કુટુંબી તથા સ્નેહીજનોમાં લઇ જવા મથ્યા. પણ એનાએ પુરુષને કંઇ વિશેષ સુખ સમજાયું નહીં. તેમ છતાં થોડે દિવસે એને ઘેર તેડી ગયા. તથા એનું પૂર્વનું ભૂલેલું ભાન જાગ્રત્ કરાવ્યું. આમ કેવળ વિસ્મરણ થઈ ગયેલું તેનું કારણ પૂછતાં એણે કહ્યું કે મારા અંતરમાં સાદું સ્થૂલ શ્રમવાળું કામ કરવાની વૃત્તિ પ્રબળ રહેતી; અને તેથી આ પરિણામ આવ્યો હશે. કેવળ મગજનું કામ બહુ કરવાનું અને શારીરિક શ્રમ

બીલકુલ નહીં તેથી આવો પરિણામ પ્રકટેલો. આથી જેમને કલાકોના કલાકો મગજ સાથે કામ કરવાનું હોય તેમણે થોડો સમય તો શારીરશ્રમ માટે રાખવોજ. હાથ પગ હલાવીને કરવાનું થોડું કામ તો કરવું જ.

આમ કોઈક ખાસ કારણોથી અથવા કંઇક વ્યથાથી મનુષ્યનું આંતર ગુપ્ત એક સ્વરૂપ છે તે બહાર આવે છે. એ સ્વરૂપ સર્વમાં નિગુઢ છે. આ બીજું ગુપ્ત આંતર સ્વરૂપ બુદ્ધિબળમાં તેમજ શારીરબળમાં એક સરખું જ છે. પણ એ કેવળ ભિન્ન જ છે. વારંવાર બુદ્ધિબળના અદ્ભુત ચમત્કારો એ સ્વરૂપદ્વારા પ્રકટે છે. પણ નીતિબળમાં એ કંઇક ઉતરતું છે.

ડોક્ટર વોલ્શનાં આ સર્વ વચનો છે. પશ્ચિમના આ વિદ્વાનનો લેખ વિદ્વાન પુરૂષોની દૃષ્ટિને વિવિધ પુર્વ સિદ્ધાંતો તરફ આકર્ષે છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્છા, મરણ અને સમાધિ એવી ૭ અવસ્થા આર્ય શાસ્ત્રો માને છે. પશ્ચિમની પ્રજામાં આ સર્વ ભેદો આ કાળે સમજાવા લાગ્યા છે. આંતર મન અને બાહ્ય મન એવા બે ભેદ પણ તેઓ માને છે. મનુષ્યની ખોપરીમાં વાગે તો તેનું બાહ્ય મન વા જાગ્રત અવસ્થાનો અભિમાની ગુપ્ત થાય છે અને આંતર મન વા દ્વિતીય અભિમાની જાગ્રત થાય છે એવું તેઓ માને છે. મસ્તિષ્કના અમુક ભાગમાં વૃત્તિને સ્થિર કરવાથી અમુક સત્ત્વ દ્રવ્ય ત્યાં જામે છે અને ભિન્ન ભિન્ન સામર્થ્ય પ્રકટે છે. એમ આપણે માનીએ છીએ. સ્વાતંત્ર્ય, સામર્થ્ય, ઉત્સાહ, બળ, સ્ફુર્તિ વગેરેને મેળવીએ છીએ.

પ્રગતિના આ કાળમાં યત્નવંત મનુષ્યને આવા પુરૂષાર્થી મનુષ્યોનાં વચનપરથી બોધ લેવાનું ઘણું મળે એમ છે. ખોપરીમાં વાગે, મસ્તિષ્કના દ્રવ્યમાં હાનિ પ્રકટે વગેરે વાતને લક્ષમાં રાખવી. તેમ જ મસ્તિષ્કના અમુક અમુક ભાગમાં નિરામયતા, સ્વાસ્થ્ય જમાવવાથી વિલક્ષણ બુદ્ધિબળ પ્રકટે છે એ સિદ્ધાંત પણ આ સાથે લક્ષમાં રાખવા જેવો છે.

---

# स्वामी विवेकानंदनां शत वचनो.

( શ્રીયુત. જગમોહનદાસ પૃ. મુંબાઇ. )

૧. મનુષ્યની પ્રગતિનો આધાર સ્થૂલ સત્ય કરતાં સૂક્ષ્મ સત્ય ઉપર રહેલો હોય છે.

૨. વેદ એ ગ્રંથ નથી પરંતુ અધ્યાત્મતત્ત્વનો સાગર છે અને તેથી જ તે અનાદિ અને સનાતન છે.

૩. શાસ્ત્ર, કલા, અને ધર્મ એ સર્વ એક જ છે, માત્ર અદ્વૈતના સિદ્ધાંતથી તે સર્વ સમજવાં જોઇએ.

૪. હિંદુઓની પરધર્મ ઉપર માનબુદ્ધિ છે એટલું જ નહિ પણ સર્વ ધર્મ સત્યને આધારથી રહેલા છે એમ તેઓ શ્રદ્ધાથી સ્વિકારે છે.

૫. સ્મરણ અથવા જ્ઞાન એ અનુભવ રૂપ નિસરણીનાં માત્ર પગથીયાં છે, તેમની નીચે અનેક જન્મના અનુભવો રૂપી અસંખ્ય ગુઢ પગથીયાં રહેલાં છે.

૬. જગતમાં એ એક અગાધ વર્તુલ છે; શરીર એ તેનું મધ્ય બિંદુ છે, પણ તે વર્તુલનો

પરિધ ક્યાંહિ નથી ( અર્થાત્ તે સર્વવ્યાપી છે ). આ બિંદુ એક શરીરથી બીજા શરીરમાં બદલાય તેનું નામ જ મરણ છે.

૭. પવિત્રતા વિના ઇશ્વરની કૃપા થતી નથી.
૮. વિશ્વવ્યાપી થવા માટે અથવા અનંત વ્યક્તિત્વ પ્રાપ્ત કરવા માટે ક્ષુદ્ર વ્યક્તિઓના વિચારનું રમણ છોડવું જોઇએ.
૯. આત્મા સાથે એકભાવ થતાં મૃત્યુ ટળશે, આનંદ સાથે ઐક્ય થતાં દુઃખનો નાશ થશે, અને જ્ઞાન સાથે અનુસંધાન થતાં અજ્ઞાન વિલાઇ જશે.
૧૦. શ્વાસ લીધા વિના જેમ જીવવું અશક્ય છે તેમ કોઇ પણ વસ્તુની મનમાં મૂર્તિ સ્થાપ્યા વિના તેનો વિચાર કરવો અશક્ય છે.
૧૧. અનુભવ અથવા સાક્ષાત્કાર એજ હિંદુ ધર્મનાં કેન્દ્ર છે.
૧૨. ભેદમાં અભેદ થવો એજ સૃષ્ટિની યોજના છે.
૧૩. જડ મનુષ્યને ઇશ્વરની ભૂમિકામાં લાવવો એજ સર્વ ધર્મનો ઉદ્દેશ છે. સર્વ ધર્મમાં ઇશ્વરનો જ સંકેત છે.
૧૪. ધર્મમાં જાતિભેદ નથી; તે સામાજીક વ્યવસ્થાજન્ય છે.
૧૫. તત્વજ્ઞાનનો ગમે તેવો સિદ્ધાંત હોય પણ જ્યાં સુધી જગતમાં મૃત્યુ જેવી કોઇ વસ્તુ છે, જ્યાં સુધી અંતઃકરણમાં દૈન્ય છે અને જ્યાં સુધી દીનપણાનો ભાસ થાય છે ત્યાં સુધી મનુષ્યની ઇશ્વર ઉપર શ્રદ્ધા રહેવાની જ.
૧૬. બ્રાહ્મણની બુદ્ધિ તથા દિવ્ય તત્વજ્ઞાન અને બૌદ્ધના અંતઃકરણની સહૃદયતા તથા કોમળપણાનો સંબંધ થવો જોઇએ.
૧૭. એક ધર્મ ખરો માન્યો એટલે બીજા સર્વ ધર્મ ખરા માનવા જ જોઇએ.
૧૮. જો હું જ મારા ઉપર આપત્તિ ખેંચી લાવ્યો હોઉં તો તેનો નાશ કરવો પણ મારા જ હાથમાં છે.
૧૯. નસીબ એવી કોઇ વસ્તુ નથી.
૨૦. પુનર્જન્મથી આત્માનું સ્વાતંત્ર્ય સિદ્ધ થાય છે.
૨૧. મનનું ફળ અથવા પ્રવૃત્તિ પૂર્વ કર્માનુસાર થાય છે.
૨૨. બાહ્ય વિધિ મોક્ષ પ્રાપ્તિ માટે ખાસ આવશ્યક છે એવું કોઇ ધર્મસંસ્થાપકે કહ્યું નથી. મોક્ષપ્રાપ્તિનું સાધન પોતાનામાં જ અંતરંગ રહેલું છે.
૨૩. સર્વે ભૂત પ્રતિ સ્થાયી પ્રેમ અને સહાનુભૂતિ હોવી એ સાત્વિકપણાનું લક્ષણ છે.
૨૪. તત્વતઃ સર્વ ધર્મ એક હોઇ શકે પરંતુ મનુષ્યસ્વભાવના વૈચિત્ર્યાનુરૂપ તેમાં વિવિધતા હોવી જ જોઈએ.
૨૫. ઓરડીમાં અંધારૂં હોય તો ' અંધારૂં થયું ! અરેરે ! સર્વત્ર અંધકાર છે ! ' એમ બુમ પાડવાથી કાંઈ વળતું નથી. દીવો પ્રકટાવવાથી અંધકારનો નાશ થાય છે માટે તે કર્તવ્ય જ આવશ્યક છે.
૨૬. જે મનુષ્ય ભયથી ધર્માચરણ કરે છે તે અધાર્મિક છે.
૨૭. સર્વ ચમત્કાર સત્યના માર્ગમાં જ દૃષ્ટિએ પડે છે.
૨૮. સત્ય સર્વદા વિશ્વવ્યાપી અને દેશકાલાતીત છે.

૨૯. આત્મા શરીર કેમ ધારણ કરે છે ? જે કારણથી આપણે આરસો લઈયે છીયે તે કારણથી પોતાને જોવા. દેહમાં આત્મા પ્રતિબિંબિત હોય છે.

૩૦. અંધારી ઓરડીમાં અંધકારને દૂર થવા વિનંતી કરવાથી તે દૂર થતો નથી, તે તો તેનું વિરોધી તત્વ જે પ્રકાશ છે તેના આગમનથી જ દૂર થાય છે.

૩૧. ધર્મ એ બંધન નથી પણ સ્વતંત્રતામય વિકાસ અથવા પ્રગતિ છે.

૩૨. જો પૂર્વજન્મ ન હોય તો પૂર્વકર્મ સંસ્કાર માનવાનું કારણ રહેતું નથી. અને પરાધીનભવગામી થવાનું જ બંધન સર્વને લાગુ પડે છે; જેમ થતાં પરતંત્રતા જ સર્વને પ્રાપ્ત થાય છે.

૩૩. સર્વ ધર્મનાં પુષ્પો સંગ્રહી, પ્રેમ સૂત્રથી ગ્રથિત કરી તેનો ભક્તિરૂપ હાર અમે તયાર કરીએ છીએ.

૩૪. પ્રત્યેક જીવાત્મા એ નિદ્રાવશ થયેલા પરમાત્મા જ છે.

૩૫. પૂર્ણ સ્વતંત્રતાથી જ પૂર્ણત્વ પ્રાપ્ત થાય છે.

૩૬. બંધન અને મોક્ષ એ સ્વતંત્રતા વડે જ નિર્માણ કરાયલી બે કલ્પનાઓ માત્ર છે.

૩૭. જ્ઞાન જેમ જેમ વધે છે તેમ તેમ આપણને સૃષ્ટિનું પ્રભુત્વ પ્રાપ્ત થાય છે.

૩૮. વિશ્વના ગર્ભ ભાગમાં ઐક્ય ન હોય તો આપણને વૈચિત્ર્યનું રહસ્ય સમજાય નહિ.

૩૯. સંકટથી ભય પામીને નાસવું આપણે છોડી દઈશું તો સંકટ આપણાથી ભય પામી નાસવા માંડશે. ભયવાળાને જય પ્રાપ્ત થતો નથી.

૪૦. વિશ્વવ્યવસ્થાના રહસ્યનું જ્ઞાન થવા માટે વિશ્વ ઉપરાંત તેથી પરનાં તત્વોનું ભાન થવું જોઇએ.

૪૧. આપણા કરતાં ઇશ્વર આપણી વધારે પાસે છે.

૪૨. ' एकं सद्विप्रा बहुधा वदन्ति ' એ દિવ્ય શ્રુતિમાં જ સર્વ ધર્મની ઉપપત્તિ.

૪૩. આર્ય તત્વજ્ઞાનના વિચારો એટલા તો પ્રચંડ અને પ્રસિદ્ધ છે કે તેના પ્રકાશ પાસે પાશ્ચાત્ય પ્રજાની આંખો અંજાઇ ગઇ છે.

૪૪. બાહ્ય વિશ્વથી આપણને ઘણું ઘણું તો રચનામાં અત્યંત કુશળ-એવા એક શિલ્પિની કલ્પના થશે.

૪૫. જે અંદર નથી તેનો બહાર હોવાનો સંભવ નથી.

૪૬. ઇશ્વર એ વિશ્વબહાર રહેનાર એક વિશ્વનિયંતા છે એવી પહેલાં કલ્પના હતી; ત્યાર પછી તે ઇશ્વરને વિશ્વમાં જ પુરવામાં આવ્યા; ત્યાંથી તેમને મનુષ્યના હૃદયમાં સ્થાપવામાં આવ્યા; અને ત્યાંથી તે હાલ સર્વત્ર વિલસી રહ્યા છે.

૪૭. વિશ્વથી હું અર્થાત્ જીવ જુદો છું એ કલ્પના આવી કે ભય આવ્યો અને ભય આવતાં દુઃખ આવ્યું.

૪૮. જ્ઞાન એ ભિન્નતાનું ઐક્ય છે.

૪૯. કોઇ પણ વસ્તુની ઉપપત્તિ તે વસ્તુજન્ય જ હોવી જોઇયે.

૫૦. કાર્ય અને કારણ એ વસ્તુતઃ અભિન્ન છે.

૫૧. આપણું સર્વનું જીવન એક જ છે. વિચારમાં પણ આપણે એક રૂપ જ છીએ.

૫૨. યોગ્ય અને અયોગ્ય એ આત્યંતિક દૃષ્ટિથી ભિન્ન નથી.

# प्राचीन भरतखंड.

( શ્રીયુત. ઉમેદભાઈ બી. એ. મેલટ્રેનીંગ કૉલેજ વડોદરા. )

આપણી શાળાઓમાં મુખ્યત્વે અર્વાચીન ઇતિહાસ ચાલે છે; અને તે સમય હિંદની પડતીનો હોવાથી, હિંદના ગૌરવ સંબંધે વિદ્યાર્થીઓના મન ઉપર જે છાપ પડવી જોઇએ, તે પડતી નથી. અને જ્યાં સુધી તેની છાપ પડે નહિ, ત્યાં સુધી ભવિષ્ય ને માટે તેઓ તરફથી જે આશા યુક્ત પ્રયાસો થવા જોઇએ, તે થવાના પણ નહિ. સુભાગ્યે આપણા પ્રાચીન ઇતિહાસના અભ્યાસનાં સાધનો હાલમાં જોઇએ તેટલાં મળી આવે છે. તે દિશામાં વાંચકોનું લક્ષ ખેંચવા માટે તે સંબંધી સંક્ષીપ્ત હકીકત અત્રે આપવાનું ઉચિત ધાર્યું છે.

ભરતખંડનો પ્રાચીન ઇતિહાસ ઇ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ ઉપર પંજાબમાં આર્યોનો પ્રવેશ થયો. ત્યારથી ઇ. સ. ૧૦૦૦ વર્ષના અરસામાં હિંદુસ્તાનમાં રજપૂત રાજ્યોનો ઉદય થયો ત્યાં સુધીનો ગણાય છે; અને ત્યાર પછીનો ઇતિહાસ અર્વાચીન ઇતિહાસ ગણાય છે. એટલે એકંદરે આપણો પ્રાચીન ઇતિહાસ ૩૦૦૦ વર્ષનો છે. આ ઇતિહાસ રાજાઓનાં વૃત્તાંતોનો, લડાઇઓનાં વર્ણનોનો કે રાજ્યોની ઉથલ પાથલોનો નથી ( કારણ કે હિંદુસ્તાનના પ્રાચીન સમયનો તેવો ઇતિહાસ મેળવવો અશક્ય છે; ) પરંતુ તે ઇતિહાસ હિંદુસ્તાનમાં આર્ય પ્રજાના ઉત્તરોત્તર પ્રસારનો તથા તેના ધર્મ સંબંધી, સાહિત્ય સંબંધી, તથા રાજકિય વિચારોના વિકાસ સંબંધનો છે. મનુષ્ય ક્રમે ક્રમે સુધારામાં કેવી રીતે વધે છે, તેની સામાજિક, ધર્મ સંબંધી તથા રાજકિય સંસ્થાઓ કેવી રીતે વિકાસ પામતી જાય છે, તેનું ખરૂં જ્ઞાન આપણુ ને આપણા પ્રાચીન ઇતિહાસમાંથી મળે છે. આ ઇતિહાસ અમુક રાજાઓનો કે રાજવંશોનો નહિ; પરંતુ સમગ્ર આર્ય પ્રજાનો ઇતિહાસ છે. એટલે આપણા ઇતિહાસમાંથી રાજકુળોની સંખ્યાબંધ વંશાવળીઓ વીસરાઇ ગઇ છે; ઘણાં ઘણાં લાંબા રાજ્યોના વૃત્તાંતોનો પત્તોજ મળતો નથી, તેથી આપણે દિલગીર થવા જેવું નથી; ઉલટું આપણને જે મળ્યું છે, અને સંસ્કૃત સાહિત્ય ભંડોળમાંથી જે કાંઇ શોધાઇ, સંગ્રહિત થઇ બહાર પડ્યું છે, તે ઘણું છે અને તેને માટે આપણે મગરૂર થવા જેવું છે. જેવો સંપૂર્ણ ઇતિહાસ હિંદી પ્રજાનો મળી આવ્યો છે, તેવો બીજી કોઇ પણ પ્રાચીન પ્રજાનો મળ્યો નથી એ વાત આપણને આપણો પ્રાચીન ઇતિહાસ વાંચતાં તથા તેને બીજી પ્રજાઓના મળી આવેલા ઇતિહાસ સાથે સરખાવતાં પ્રતિત થાય છે.

એ હવે સામાન્ય રીતે સ્વીકારાએલું છે કે આર્ય લોકો મૂળથી આ દેશના વતની નથી પણ મધ્ય એશિઆમાંથી સિંધુ નદીને માર્ગે આ દેશમાં આવેલા છે. હાલની ઘણીખરી યુરોપિયન પ્રજાઓના બાપદાદાઓ પણ મધ્ય એશિઆમાંથી તે ખંડમાં ગએલા હતા; અને તેઓ તથા આપણા પૂર્વજો બન્ને એક સમૂહના જ ફાંટા હતા. હિંદુસ્તાન તરફ વળેલા ફાંટાના પણ બે ફાંટા થઇ, એક ફાંટો ઇરાનમાં ગયો હતો, અને તેઓના વંશજો હાલના હિંદુસ્તાનના અને ઇરાનના પારસીઓ છે. આ ફેરફાર ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ ઉપર થએલો તે ઉપર જણાવ્યું છે. આર્યો પ્રથમ સિંધુ નદી ઓળંગી પંજાબની નદીઓના દોઆબમાંથી અસલ વતનીઓને હાંકી કાઢીને વસ્યા હતા. તેઓનો મુખ્ય ધંધો ખેતીનો હતો અને તેથી તેઓ પોતાને આર્ય કહેતા હતા; કારણ કે " આર્ય " શબ્દનો અર્થ " ખેડુત " થાય છે. પંજાબમાં આર્ય લોકોને, એક વખત હાંકી કાઢેલા પણ આસપાસની સરહદે

ઉપર, જંગલોમાં તથા નદીઓનાં કોતરોમાં ભરાઇ રહેલા અસલ વતનીઓ તરફથી વારંવાર કનડગત થતી અને તેમની સાથે તેમને ચાલુ લડાઇમાં ઉતરવું પડતું હતું. આ હકીકત ઋગ્વેદમાંથી મળી આવે છે અને તેથી કરીને આર્ય લોકો પંજાબમાં હતા તે સમયને વેદનો સમય કહે છે. જે પાંચ વિભાગમાં આપણા પ્રાચીન ઇતિહાસને વહેંચેલો છે, તેમાંનો પહેલો વિભાગ વૈદિક સમય છે. આ સમયની ઇ. સ. પૂર્વે ૧૪૦૦ વર્ષ ઉપર સમાપ્તિ થાય છે.

બીજો સમય જેને વીરરસ કાવ્યોનો સમય કહે છે, તે ઇ. સ. પૂર્વે ૧૪૦૦ વર્ષ ઉપર શરૂ થઇ ૧૦૦૦ વર્ષ ઉપર સમાપ્ત થાય છે. આ સમયને વીરરસ કાવ્યોનો સમય કહેવાનું કારણ એ છે કે તે સમયમાં રામાયણ અને મહાભારત જે આપણાં સુપ્રસિદ્ધ વીરરસ કાવ્યો છે, તેમાં વર્ણવેલા પ્રસંગો બને છે. આ સમયના આર્યલોકો પંજાબ છોડી ગંગા તથા યમુનાના કાંઠાના પ્રદેશોમાં વસે છે અને ત્યાં મોટાં મોટાં રાજ્યો સ્થાપે છે. રામાયણ તથા મહાભારતમાં પ્રસિદ્ધ થએલા કુરૂ, પાંચાલ, વિદેહ, કૌસિલ અને કાશી લોકોનાં મુખ્ય પાંચ રાજ્યો આ સમયમાં ગંગા તથા યમુનાની ખીણોમાં સ્થપાયાં હતાં. તે સિવાય બીજાં નાનાં-નાનાં-રાજ્યો આજુબાજુ સ્થપાયાં હતાં. કુરૂ તથા પાંચાલો વચ્ચે જે વિગ્રહ થએલો તે મહાભારતનું કથાબીજ છે. પછીથી દક્ષિણ તરફના મુલક તરફ આર્ય લોકોનો પ્રવાહ વળતાં, ત્યાંના અસલના વતનીઓ સાથે જે યુદ્ધપ્રસંગ બનેલા તે રામાયણની કથાનું બીજ હોય તેમ જણાય છે. આ સમયમાં સાહિત્યમાં બ્રાહ્મણ તથા આરણ્યક ગ્રંથો, તથા ઉપનિષદો રચાયાં છે. ઋગ્વેદનાં સુત્રોનો પણ આ જ સમયમાં સંગ્રહ થઇ, તેની યોગ્ય ગોઠવણ કરવામાં આવી હતી. યજુર્વેદ તથા સામવેદ પણ આ સમયમાં રચાયા હતા.

ત્રીજો સમય જેને દર્શનશાસ્ત્રોના વિકાસનો સમય કહે છે, તે ઇ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ ઉપર શરૂ થઇ ઇ. સ. પૂર્વે ૩૨૦ વર્ષ ઉપર સમાપ્ત થયો હતો. પ્રાચીન ઇતિહાસમાં આ ઘણો અગત્યનો સમય છે; કારણ કે તે વખતમાં જે કાર્યો થયાં, તેથી આર્યપ્રજા દુનિયામાં મશહુર થઇ છે; અને તેની અર્વાચીન ખ્યાતિપણ તે કાર્યો ઉપર ઘણે અંશે આધાર રાખે છે. આર્યપ્રજાનાં જે ૭ દર્શન શાસ્ત્રો દુનિયામાં પ્રખ્યાત છે, તે આ સમયમાં રચાયાં હતાં. જે બૌદ્ધ ધર્મ હાલમાં પૃથ્વીપરના કરોડો લોકોએ સ્વીકારેલો છે. તેની ઉત્પત્તિ પણ આ વખતમાં થઇ હતી. તે ઉપરાંત સંસ્કૃત ભાષાનું અપ્રતિમ વ્યાકરણ, પ્રસિદ્ધ વૈયાકરણી પાણિનીએ આજ સમયમાં રચ્યું હતું. આ સમયમાં આર્ય લોકો ગંગા તથા યમુનાની ખીણોમાંથી નીકળી આખા હિંદુસ્તાનમાં ફેલાઇ ગયા હતા. ગુજરાત, દક્ષિણ, બંગાળા વગેરે પ્રદેશ આર્યલોકોની સત્તામાં આ સમયમાં આવ્યા. દક્ષિણમાં ચેલા, ચોરા, તથા પાંડ્ય એ ત્રણ અસલી વતનીઓનાં રાજ્યોએ આર્યલોકોના સંબંધમાં આવવાથી આર્યધર્મ તથા આર્યસુધારો સ્વીકાર્યો. વીરરસ કાવ્યોના વખતના બ્રાહ્મણ ગ્રંથો સૂત્રના રૂપમાં લખાયા અને બીજું સૂત્ર સાહિત્ય પણ ઉત્પન્ન થયું.

ચોથો સમય જેને બૌદ્ધ ધર્મના વિકાસનો સમય કહે છે, તે ઇ. સ. પૂર્વે ૩૨૦ થી શરૂ થઇ ઇ. સ. ૫૦૦ માં સમાપ્ત થયો. આ સમયમાં સઘળો ઉત્તર હિંદુસ્તાન માર્ય રાજા ચંદ્રગુપ્તના હાથમાં આવ્યો અને તેના પૌત્ર અશોકે આખું હિંદુસ્તાન પોતાને તાબે કર્યું. અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો અને તેનો આખા હિંદુસ્તાનમાં તેમ હિંદુસ્તાન બહાર પ્રસાર કર્યો. તેણે સ્થળે સ્થળે બૌદ્ધ ભિક્ષુ તથા ભિક્ષુકિઓને માટે મઠો સ્થાપ્યા, તેમને દેશ પર-

દેશ મોકલ્યા; અને સ્થળે સ્થળે શિલાલેખો કોતરાવી તથા સ્થંભો ઉભા કરી બૌદ્ધ મતો પ્રસિદ્ધ કર્યો. ગિરનારમાં, પંજાબમાં અટકપાસે, યમુના નદીના મૂળ પાસે, ઓરીસામાં વગેરે સ્થળે તેના શિલાલેખો મળી આવ્યા છે; અને દિલ્હી, અલ્લાહાબાદ, તીર્હુત વગેરે સ્થળે તેના સ્થંભો જડયા છે. આ શિલાલેખો તથા સ્થંભો ઉપર જીવદયા-તથા મનુષ્યકર્તવ્ય સબંધી આજ્ઞાઓ કોતરેલી છે. સીરીયામાં પેલેસ્ટીન પરગણામાં જ્યાં ઇસુખ્રીસ્તનો જન્મ થયો હતો, ત્યાં પણ અશોકે મોકલેલા બૌદ્ધ સાધુઓએ મઠ સ્થાપ્યો હતો, અને બૌદ્ધ ધર્મના સિદ્ધાંતો તથા ખ્રીસ્તી ધર્મના સિદ્ધાંતોમાં મળતાપણું હોવાથી, ઇસુ ખ્રીસ્તના મન ઉપર તેની જન્મભૂમિમાં અગાઉથી પ્રચલિત થએલા બૌદ્ધ સિદ્ધાંતોએ અસર કરી હોય એમ માનવાને કારણ રહે છે. આ સમયમાં, અશોકના મરણ પછી દક્ષિણના આંધ્રરાજાનું પ્રાબલ્ય થઇ તેની સત્તા ભરતખંડના ઘણા ખરા ભાગમાં જામી હતી; અને આંધ્રરાજ્યની પડતી પછી, ગુપ્ત રાજાઓની સત્તા જામી હતી. અશોકના મરણ પછી પશ્ચિમ હિંદુસ્તાનમાં પરદેશીઓની ઘણી ચડાઇઓ થઇ હતી. બાક્ટ્રીઆના ગ્રીક લોકો, તુરેનીઅન લોકો, કેલોઝીઅન લોકો અને છેવટે હુણ લોકો તે પ્રદેશ પર ચડી આવ્યા હતા અને મુલક લઇતી ત્યાં વસ્યા હતા, અને વખત જતાં કેટલાક, આર્યધર્મ સ્વીકારી અને કેટલાક બૌદ્ધ ધર્મ સ્વીકારી, આર્યો સાથે મળી ગયા હતા. ઈ. સ. ના પહેલા સૈકામાં કાશ્મીરથી ગુજરાત સુધી અને કાબુલથી આગ્રા સુધી કનિશ્ક નામના તુરેનીઅન જાતના બૌદ્ધ રાજાનું રાજ્ય હતું. આ પરદેશી ચડાઇઓ, ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં વિક્રમાદિત્યે, પશ્ચિમ સરહદ ઉપર ઝઝુમી રહેલા શક લોકોને હરાવીને હાંકી કાઢયા અને ભરતખંડમાં બળવાન રાજ્ય સ્થાપ્યું ત્યાં સુધી, ચાલુ રહી હતી.

પાંચમો સમય જેને હિંદુધર્મના પુનરૂજ્જીવનનો સમય કહે છે, તે ઇ. સ. ૫૦૦ માં શરૂ થઇ ઇ. સ. ૧૦૦૦ માં સમાપ્ત થાય છે. આ સમયમાં વિક્રમાદિત્ય જેના નામથી વિક્રમ-સંવત ચાલે છે, તેણે શકલોકોની જંગલી જાતને હરાવી, હિંદુસ્તાનમાંથી હાંકી કાઢી અને ઉજ્જયિનીમાં બળવાન રાજ્ય સ્થાપ્યું. આ માલવ રાજ્ય ત્રણ સૈકા સુધી ચાલું રહ્યું: અને ઇ. સ. ૮૦૦ પછીથી અંધકારનો સમય શરૂ થયો, તે ઇ. સ. ૧૦૦૦ સુધી ચાલ્યો. આ સમયને અંધકારનો સમય કહેવાનું કારણ એ છે કે તે સમયમાં કયું રાજ્ય પ્રબળ હતું અને તે વખતમાં ભરતખંડમાં શી પ્રવૃત્તિ ચાલતી હતી તેનો ઇતિહાસ મળતો નથી. તેમ ઇ. સ. ૧૦૦૦ માં જ્યાંથી ઇતિહાસ ફરીથી ચાલુ થાય છે, તે વખતે ઈ. સ. ૮૦૦ માં અસ્તિત્વ ધરાવતાં રાજકુલો સઘળાં વિનષ્ટ થએલાં અને તેઓની જગાએ નવીન રજપુત રાજ્યો સ્થપાએલાં જણાય છે. આ સમયને હિંદુધર્મના પુનરૂજ્જીવનનો સમય કહેવાનું કારણ એ છે કે આ વખતે બૌદ્ધ ધર્મ ધીમે ધીમે ઓછો થઇ, ઘણો ખરો નાશ પામ્યો હતો અને તેને ઠેકાણે હિંદુધર્મ નવીન સ્વરૂપમાં ફેલાયો હતો. આ સ્વરૂપને પૌરાણિક હિંદુધર્મ કહે છે. આ સમયમાં, જે પુરાણો હાલ અસ્તિત્વ ધરાવે છે અને જેના ઉપર અર્વાચીન હિંદુ ધર્મનો આધાર છે, તે રચાયાં. આ સમયમાં શ્રીમત્ શંકરાચાર્યે ઉત્તર મિમાંસા અથવા વેદાંત નામથી પ્રસિદ્ધ થએલી તત્ત્વવિદ્યાનો વિકાસ કર્યો. આ સમયમાં જ હાલનાં સઘળાં લોકપ્રિય સંસ્કૃત કાવ્યો જેવાં કે રઘુવંશ, કિરાતાર્જુનીય, શિશુપાલ વધ, શાકુન્તલ, ઉત્તરરામ ચરિત, કાદંબરી વગેરે રચાયાં.

---

(અપૂર્ણ.)

હિંદના અંતઃકરણમાં તાજી રાખવા તેમની ઝળકતી કારકીરદીનો ટુંક સાર તેના વખાણનાર માટે હું અત્રે શીલ શીલાબંધ રજુ કરૂં છું.

એ મહાન્ નરનો જન્મ ઇ. સ. ૧૮૨૫ ની સાલમાં થયો હતો. ને તેઓ પ્રથમ ડેરડીના નામે ઓળખાતા હતા. તેમના પીતાજી નવરોજી પાલનજી એક ભુજોર્ગ રહેમ દીલ મીલનસાર ગ્રહસ્થ હતા તથા તેમના માતાજી બાઇ માણેકબાઇ પણ એક ખરાં અંતરથી ભોલાં, ધર્મી બાઇ હતાં. તેવણના વિવાહ જ્યારે તેવણની ઉમ્મર માત્ર ૧૨ વરસની હતી ત્યારે મી. સોરાબજી શરૂફની બેટી ગુલબાનુ સાથ થયાં હતાં. સર્વથી શરૂઆતની કેળવણી તેવણે પ્રથમ એલફિસ્ટન ઇન્સ્ટિટ્યુશનમાં લીધી હતી ને ઇ. સ. ૧૮૪૦ માં તેવણે પહેલી "ક્લેર સ્કોલર" ની પદવી મેળવી હતી. ૧૮૪૨ માં એજ કાલેજમાં નૉરમલ સ્કોલર વર્ગમાં દાખલ થઇ ૧૮૪૬ માં એજ ઇન્સ્ટિટ્યુશનમાં શિક્ષક દાખલ જગ્યા મેળવવાને શક્તિમાન થયા હતા. ૧૮૪૮ માં તેમને "સ્ટુડન્ટ લીટરરી એન્ડ સાયન્ટીફીક સોસાયટી" ના ચેરમેન નીમવામાં આવ્યા હતા. જે સોસાયટી ઇન્સ્ટિટ્યુશનના વિદ્યાર્થીઓએ એજ સાલમાં સ્થાપી હતી. ૧૪૪૯ માં બહારકોટ ખાતેની છોકરીઓને કેળવણી આપવા માટેની સ્કુલોમાં તેમણે પોતે મદદગાર ને એક ખેરખાહ તરીકે સેવા બજાવી હતી. ૧૮૫૧ માં એલ્ફિસ્ટન કોલેજના પ્રોફેસર તરીકે નિમાયા હતા ને ગણીત શાસ્ત્ર અને કુદરતી વિદ્યાના લેકચરો મોટી ઉતસાહથી આપ્યાં હતાં. ઈ. સ. ૧૮૫૫ માં તેવણે લંડન ભણી પોતાના કદમો લંબાવ્યા હતા ને થોડાક વખતમાં વેપાર બાબતનું સંપુર્ણ જ્ઞાન લઇ ૧૮૫૬ માં લંડનની યુનીવરસીટી કૉલેજના ગુજરાતી ભાષાના પ્રોફેસર નેમાયા હતા. ૧૮૫૯ ના સાલમાં તેમને એક પુત્રની વૃદ્ધિ થઇ હતી જેમનું નામ અરદેશર હતું. એજ સાલમાં લંડનને લીવરપુલમાં પોતાના નામની એક પેહેડી ઉઘાડી હતી. ૧૮૬૧ ના સાલમાં શેઠ, હોરમજી મનચેરજી કામા તેમજ બીજા પારસી શેઠીઆઓએ મળી યુરોપના જરથોસ્તીઓનું ધર્મનું ફંડ સ્થાપ્યું હતું ને તેની કમીટીના સરનશીનનું માન મી. દાદાભાઇને મળ્યું હતું. ૧૮૬૩ માં તેવણ મુંબઇ ભણી પધાર્યો જે વારે મુંબઇ યુનીવરસીટીના ફેલોનુંમાન તેવણને આપવામાં આવ્યું હતું.

૧૮૬૪ માં તેવણ બીજી વાર લંડન ભણી સફરે નીકળ્યા હતા. ૧૮૬૫ ની સાલમાં તેઓએ લંડન ઈંડીયન સોસાયટી સ્થાપી હતી, ને તેના પ્રમુખ નેમાયા હતા. આ સોસાયટીમાં તેઓ હિંદના ભલા માટે હરેક બાબતો પર વિવેચન ચલાવી હીંદ દેશના લોકોને આચાર વિચારો દરશાવા ખુલ્લે દીલે આમંત્રણ કીધું હતું. ૧૮૬૭ માં બીજી એક મંડળી સ્થાપવામાં આવી જેમના એવણ ખજાનચી હતા.-આવી રીતની અનેક સેવાઓના બદલામાં તેવણ જ્યારે ચોથી વાર લંડન ભણી પધાર્યો ત્યારે તેમને હીંદના શહેરીઓ તરફથી રૂ. ૩૦ હજારની સુંદર પર્સ એનાયત કરવામાં આવી હતી. ૧૮૭૪ ના સાલમાં તેવણ વડોદરાના દીવાન તરીકે નેમાયા હતા પણ કામના દબાણ ને બીજી ખાનગી બાબતોને લીધે તેવણે રાજીનામું આપ્યું હતું. ૧૮૭૫ માં મુંબઇની કારપોરેશનના એક મેમ્બર થવાનું માન મેળવ્યું હતું, બાદ પછી ૧૮૭૬ માં તેવણ ઈંગલાંડ પાછા ફર્યા હતા. ને હીંદની ગરીબાઇ ટાળવા માટે તેવણે પોતાનું બનતું કીધું હતું. ૧૮૮૨ માં તેવણ મુંબઇ ભણી પાછા ફર્યા હતા. ૧૮૮૩ ના સાલમાં તેમને મુંબઇની કારપોરેશનમાં કર ભરનારાઓ તરફથી ચુંટી કાઢવામાં આવ્યા હતા. ૧૮૮૫

માં તેવણની ચુટણી લૉર્ડરેએ કીધી હતી. એજ સાલના આક્ટોબર માસમાં મુંબઇ મ્યુનીસીપાલીટીના ટાઉનકાઉનસીલના એક અધિકારી તરીકે તેમને નેમવામાં આવ્યા હતા. એજ સાલમાં તેવણે એક શુભ પગલું ભર્યું યાને ઈંડીયન નેશનલ કોનગ્રેસની સ્થાપના ઓનરેબલ ફીરોઝશાહ મહેતા, જસ્ટીસ બદરુદ્દીન તૈયબજી, જસ્ટીસ ચંદાવરકર, સર વીલીયમ વેડરબર્ન, વગેરે સાથે મળીને કીધી. જે શુભ પગલું હિંદમાં આવકારદાયક લેખાયું છે. ૧૮૮૬ માં ઈંગલાંડ પાછા ફર્યા ને હોલબોર્ન શહેર તરફથી પાર્લામેંટ માટે પોતાની પહેલી ઉમેદવારી રજુ કરી. પણ તેમાં તેઓ નીષ્ફળ નીવડ્યા. ૧૮૮૭ માં હિંદની ગરીબાઇ વીશે તેવણે જે રીત્યું લીધી હતી તે ખરેજ વિલાયતના નરોને બી વિચારના ઉંડા દરયાવમાં ગરકાવ કરી દે તેમ હતું. ૧૮૮૯ માં તેઓને નેશનલ લીબરલ કલબે ખાણાઓ આપી અપુર્વ માન આપ્યું હતું. ૧૮૯૨ માં તેઓ ફીન્સબરી તરફથી પાર્લામેન્ટમાં ચુંટાયા હતા. પારલામેંટના પહેલા દેશી મેમ્બર હોવાનું માન મી. દાદાભાઇને ફાલે ગયું હતું. તેઓ પ્રથમથીજ એક લીબરલ મેમ્બર ચુંટાયા હતા ને હિંદના ભલા માટે તેવણ વારંવાર જીપલાવતા રહ્યા હતા. ૧૮૯૨ માં લોકોના ભારે હર્ષ વચ્ચે પાછા ફર્યાને ૧૮૯૩ માં લાહોરની કોનગ્રેસના સરનશીનની જગ્યા લીધી. ૧૮૯૫ માં જે રોયલ કમીશન નેમવામાં આવ્યું તેમના દાદા મી. દાદાભાઇને નેમવામાં આવ્યા ને દરેક વખતે પોતાની કાબેલીયત સીદ્ધ કરી પોતાનો કીમતી ફાળો આપતા રહ્યા હતા. ૧૮૯૭ તેમના કેળવાયલા બેટા અરદેશર મરણ પામ્યા જે તેમને કુદરતી ફટકો હતો. પોતાની બુઝોર્ગીમાં પોતાનો કાબેલ બેટો જીવત ગુજ્રન પામે એ તેમને માટે એક પાહડ જેવું દુઃખ હતું પણ તેણી સબુરી રાખી સઘળું ખમ્યું હતું. ૧૮૯૮ માં ઈંડીયન કરન્સી કમીટી સનમુખ પોતાની વાજબી લડતો હિંદના લાભ માટે સરવિલીયમ વેડરબર્નની મારફતે કરી હતી. તેમજ ઉપરા સાપરી ભાષણો દરેક ઠેકાણે આપ્યાં હતાં ને હિંદને જોઇતા હક અપાવી હિંદના આશિષ મેળવ્યા હતા. ૧૯૦૦ ની સાલમાં તેઓની એક મોટી તસવીર શેઠ હરામજી કાવસજી ઇનસટીટયુટમાં ખુલ્લી મુકવામાં આવી ને મુંબઇના શહેરીઓએ એક મોટી નાણાની રકમ માન સહીત તેમને અર્પણ કરી. ૧૯૦૬ ના સાલમાં ઇગ્લંડની પ્રખ્યાત ધી નેશનલ લીબરલ કલબ કમીટીના એક સભાસદ તરીકે ચુંટી કહાડાયા હતા. તેમણે એક ચોપડી વિલાયતમાં પ્રગટ કીધી હતી જેમાં હિંદની ગરીબાઇ વિસ્તારીને લખાયેલી હતી. તેમજ તેમની લડતો તથા હિંદી પ્રધાન સાથ ચાલેલા સંદેશાઓ બી પ્રગટાવ્યા હતા. ૧૯૦૬ માં કલકત્તા ખાતે પ્રજાકીય કોનગ્રેસ મળી હતી તેના સરનશીન તરીકે લોકોના ભારે ઉત્સાહ વચ્ચે ચુંટાયા હતા ને પોતાનું કામ આસાનીથી બજાવ્યું હતું. ૧૯૦૭ માં તેવણ લંડન પાછા ફર્યા જે વખતે તેમને બાદશાહીમાન હિંદના લોકો તરફથી મળ્યું હતું જેવું અનુપમ માન ભાગ્યેજ કોઇ બી દેશીને મળ્યું હશે. પણ થોડોક વખત ત્યાં રહી તેવણ અત્રે પાછા પધાર્યા ને હાલમાં પોતાની તબીયતના સુધારા અર્થે પોતાના વેસાવે ખાતેના બંગલામાં આરામ ને રાહતમાં વાસો કરી બેઠા છે, તોપણ હિંદની દાઝ હજુ તેમને હૈડે તાજી છે. **ખરેજ હિંદના ખેરખાહ તેં તારૂં નામ હિંદમાં અમર કીધું છે.** હરેક બાબતોની લડનો ચલાવી હિંદને દાળ રોટલીનાં પુરેપુરાં સાધનો તે પુરાં પાડ્યાં છે. તારી જોડી હાલ સમય જોતાં મળવી મુશ્કેલ છે. ભલુ કરજે ઓ પ્રભુ ! તું તેજ મહાન્ નરનું જેને ૩૦ કરોડ હિંદીવાનોના જીગર આશાથી તૃપ્ત કરી તેમનાં મોઢાં હસ્તાં

કીધાં છે. ને આજે તેમની ૮૭ મી સાલગ્રેહ આનંદથી ઉજવાય નસીબવંત નીવડે એવું દરેક કોમ ખરા દીલથી ઇચ્છે છે તે આમીન થઓ.

ભલાની ભલી યાદ છવાઇ રહો,
હિંદ સલતનતપર ફેલાઈ રહો;
નોંધાઈ રહો હિંદમાં તે મુબારક દીન,
આશિષ ફીરોજગરના થાઓ આમીન આમીન.

---

# પ્રેમની પરીક્ષા.

( શ્રીયુત. ગોવર્ધન એલ્ફિન્સ્ટન કૉલેજ મુંબાઈ. )

૧.

દિવસ હોવા છતાં પણ કાળાં વાદળાંઓથી બધે અંધારૂં દેખાયા કરતું હતું, થોડી થોડીવારે વરસાદનાં સખત ઝાપટાં પડયા કરતાં હતાં તથા દુનીયાને પોતાની ચપલતાની ચતુરાઇથી આંજી નાખતી હોય તેમ વચમાં વચમાં વિજળી ચમકારા માર્યા કરતી હતી.

એક પથ્થરથી બાંધેલા અગાસીવાળા નાના મકાનની છેક ઉપરના માળના દિવાનખાનામાં કોચ ઉપર એક સોળ વર્ષની બાળા દિલગીરી ભરેલા ચહેરાથી અરધી બેઠેલી અરધી સુતેલી એવી સ્થિતિમાં પડેલી હતી. તેની આંખો કુદરતી રીતે બહુ તેજદાર તથા ચંચલ હોવા છતાં શોકમાં થોડી મીંચાઇને સામે ટાંગેલા એક મોટા ઓઇલપેઇન્ટીંગ ઉપર એક નજરે ચોંટી રહી હતી; તેનું શરીર જુવાનીના બળથી ઉભરાતું હોય તેવા આકાર તથા બાંધાવાળું હોવા છતાં સંધ્યાકાળના સુરજની ઘડી ગયેલા તેજવાળું દેખાતું હતું. તથા બારીમાંથી ફુંકાતો પવન તેના નાજુક શરીરને ધ્રુજારી ઉપજાવે તેથી તેણે તે શાલથી આસપાસથી ઢાંકી દીધું હતું. સામેનું ચિત્ર જોઇ તેના ચહેરા ઉપર જાત જાતના ભાવ બદલાયા કરતા હતા. કોઇવાર તે એક નજરથી જોતી પોતાની ઝળઝળીયાં વાળી આંખને છાતી ઉપરથી ખસેડી થોડી વાંકી એક બાજુએ સ્થિર કરતી હતી, તો કોઇવાર જાણે દુનિયાથી કંટાળી હોય અને સ્વર્ગમાં ચડવાનો રસ્તો શોધતી હોય તેમ તેમને ભવાં ચઢાવી સીલીંગ તરફ નાંખતી હતી.

સામે ટાંગેલું ચિત્ર તેના પિતાનું હતું. તે ચિત્ર જોતાં જ તેના મનમાં પોતાની જીંદગીના હેવાલ આબેહુબ તરી આવતો હતો તથા તેને ગમગીનીમાં ગરકાવ કરી દેતો હતો.

તેના મનમાં વિચાર થતા હતા કે "અહો ! કુદરતના ખેલ કેવા વિચિત્ર છે ! ઘડીકમાં તે માણસને ઉંચે હવામાં આનંદથી ફેરવે છે તો ઘડીકમાં તેને તેટલા જ જોરથી નીચે પછાડે છે.

કેવો ભોળો અને ભલો-બાપ ! હે પિતા ! હવે તમે સ્વર્ગમાં ઇશ્વરની હજુરમાં આનંદમાં રહેતા હશો કે, કોઇ ઇશ્વરના મોટા હુકમને તા[illegible]થઇ કારણસર આ પૃથ્વી ઉપર પાછા આવ્યા હશો પણ તમારી આ પુત્રી-આ દુખી કે[illegible]આ આંસુથી ઓવારણાં લેતી પુત્રી તમને હરઘડી ઉંડા નિશાસાથી નજર આગળ જોવાં [illegible]

ક્યાં તમારૂં વતન સુરત અને ક્યાં તમારી સદાની વહાલી મુંબઈ નગરી ! મુંબઈમાં તમે કેવી સારી પ્રખ્યાતિ મેળવી ! સૂર્ય જેમ આકાશમાં ઉગે છે ત્યારથી પોતાનાં કિરણું બળ વધારીને જગતને તેજથી આંજી નાંખે છે તેમ તમે તમારી શોધોથી બધાને ચકિત કરી નાખ્યા છે. તેથી પણ વિશેષ મોટી શોધોનો વધારો કરવા તમે આખા હિંદુસ્થાનના મુખ્ય ગણાતા શહેર કલકત્તામાં આવીને તમારી બાકી રહેલી કીર્તિને પુરે પુરી પ્રકાશમાં આણી દીધી છે!

સૂર્ય જેમ આથમે છે અને બીજે દિવસે ફરીથી દેખાય છે તેમ સ્વર્ગમાં ગએલાં માણસો પણ ફરીથી દેખાતાં હોય તો કેવું સારૂં ?

આ પ્રમાણે વિચાર કરતી તે બાળા મનને પોતાના પિતાના ચિત્ર તરફથી એરવી લઈને રસ્તા ઉપર પડતી બારી પાસે ઉભી રહી.

પાંચ સાત મિનિટ થઇ નહિ હોય એટલામાં તો સામે જણાતા સરકારી ફાનસના થાંભલા પાસેથી આવતો એક ઝભ્ભો ઓઢીને ઉભેલો માણસ તેની નજરે પડ્યો. બન્નેની આંખો મળતાં જ અરવિંદાએ " ઓહો ! મીસ્તર નીલકંઠ ! તમે ક્યાંથી ?" એમ બોલી દાદરથી એકદમ દોડીને નીચે ઉતરવા માંડ્યું.

દીવાનખાનામાં અને દાખલ થયાં અને ઘણે લાંબે વખતે મેળાપ થયો હોય તેમ આંખમાં ઝળઝળીયાં લાવીને અરવિંદાએ બટન દાબી નોકરને બોલાવી ચહા તૈયાર કરવાનો હુકમ કર્યો.

અરવિંદા બોલી "મી. નીલકંઠ આજ ત્રણ વરસે મને તમારા મુખનું દર્શન થાય છે. તમારા ગયા પછી મારા વહાલા પિતા એક વરસમાં મરણ પામ્યા અને હું એકલી જ આ ધામાં તેમણે મુકેલા પૈસા તથા ઘરનો ઉપયોગ કરતી તમારી રાહ જોતી ઈશ્વરને પ્રાર્થના કરતી બેસી રહી છું. તમે મોટા દમામથી અમેરિકામાં વેપાર કરવા ઉપડી ગયા ત્યારથી તમારા તરફથી અમારા જાણવામાં કાંઇ જ સમાચાર આવવા નથી પામ્યા."

"તમારી "Dont care (નિસ્પૃહ) ફીલસુફી" તો અજબ લાગે છે ! મી. નીલકંઠ તમારી એ ફીલસુફી દુનીયાનાં માણસોને લાગણી વિનાનાં અને બે દરકાર બનાવે છે એ શું ખોટું છે !"

આ પ્રમાણે વાત ચાલતી હતી એટલામાં નોકરે ટીપાઇ ઉપર ચહાના પ્યાલા તથા કેટલીક મીઠાઇ વગેરે ખાવાની વસ્તુઓ ગોઠવીને મી. નીલકંઠને સલામ ભરી. તરતજ અરવિંદાએ પોતે પોતાના હાથેજ એક પ્યાલો ઉપાડી ઘણુજ પ્રેમથી મી. નીલકંઠને આપ્યો.

નીલકંઠે કહ્યું " અરવિંદા ! તમારા પિતાના હાથથી નવાં નવાં પગો શોધવાની સરસ કેળવણીને પામીને હું મોટી આશાઓથી ઉભરાતો મારા સ્નેહીઓની સલાહથી અમેરિકા ઉપડી ગયો. ત્યાં મેં મારો સઘળો પૈસો—મારા પચાસ હજાર રૂપૈયા Dont care ના નિયમ પ્રમાણે, માઇનીંગ (ખાણો)ના ધંધામાં રોકી દીધા. કુદરતના સંજોગો એવા બન્યા કે એકએક અમે રાખેલી ખાણોમાં એક વરસમાં ઓચિંતાં એક્સીડન્ટ (અકસ્માત) થયા અને અમારી કંપનીનો સઘળો ઉત્સાહ ભાગી ગયો. ઘણું દુખ મેં ત્યાં ખમ્યાં પણ મારી Dont

care ફીલસુફીથી મને જરા પણ ત્રાસ જણાગો નથી. **હમેશાં ઈશ્વરમાં વિશ્વાસ રાખતો** તથા મારો નિયમસર નિભાવ કરતો આખર ગઈ મેઈલમાં હું હિંદુસ્તાનમાં આવી પહોંચ્યો છું. તમને તથા તમારા પિતાને મળી જવાની ઇચ્છાથી આજે હું અહીં આવતો હતો એટલામાં તો તમારો મને બારીએથી જ ચહેરો નજરે પડ્યો. મીસ અરવિંદા ! તમારા પિતાના દુઃખદાયક સમાચારથી મને બહુ દિલગિરી ઉપજે છે અને તમને કોઇ પણ રીતે મદદગાર થવાય એમ હું ખરા અંતઃકરણથી ઇચ્છું છું. તમારી મરજી હોય તો સુરત કે મુંબઇ સુધી હું તમારી સાથે આવું અને તમારી અહીંજ રહેવાની મરજી હોય તો જે તજવીજ તમારે ગોઠવવી હોય તેમાં મદદ કરવા હું તૈયાર છું. હું ધારૂં છું કે તમે પણ મારી પેઠેજ આવી પડેલા દુઃખ દાયક સંજોગોને Don't care ફીલસુફીથી ન જેવા ગણીને અને ઇશ્વરમાં વિશ્વાસ રાખીને ભવિષ્યના સુખના ઉજળા દિવસોને નજર આગળ જોયાં કરશોજ."

ચહાનો પ્યાલો ખાલી થયેલો જોઇ અરવિંદાએ પાસે પડેલી કીટલીમાંથી પોતાને હાથે ફરીથી ચહા રેડી કહ્યું " મારી હાલ તો અહીંજ રહેવાની મરજી છે. આ દીવાનખાનામાં મારી માતાનાં, પિતાનાં, મિત્રોનાં તથા બીજાં કલ્પનામય જે જે ચિત્રો ટાંગેલાં છે તે બધાં મારા હાથથીજ મેં ચીતરેલાં છે અને મારા પિતાના સ્નેહને લીધે ઘણું જ મોટાં મોટાં માણસો મને ચિત્રો તથા ઓઇલપેઇન્ટીંગો તૈયાર કરવાના ઓર્ડરો આપે છે. આ કળાને લીધે હમણાં તો મારી પૈસા વગેરેની સ્થિતિ પણ ઘણી જ સારી ચાલે છે. પણ અરે !, મી. નીલકંઠ, આ તમારો ઓવરકોટ બાજુમાંથી આટલો બધો ફાટેલો કેમ છે ? તેનાં બટન પણ કેટલાંક તુટી ગયેલાં છે તેથી તમે જરા ઉતારી આપશો તો હું મારી સીવવાના સાહિત્યથી હમણાં થોડીવારમાંજ તમને સીવી આપીશ. "

નીલકંઠે આનાકાની–કર્યાં છતાં પણ અરવિંદાએ તે કોટ પોતાના હાથેજ ઉતારી પોતાની સીઇંગ–બાસ્કેટ મંગાવીને તેને સીવવા માંડ્યો.

સીવતાં સીવતાં અરવિંદા બોલી "વારૂ મી. નીલકંઠ ! હવે તમે શું કરવા માગો છો ! જો તમારે કોઈ વેપારની દુકાન કાઢવાનો કે બીજો કોઇ ધંધો કરવાનો વિચાર હોય તો મારા ખાતામાં દશેક હજાર રૂપૈયા રોકડા બેંકમાં જમે છે તે રકમ તમે મુડી તરીકે ઉપયોગમાં લઇ મને આભારી કરો. "

ગંભીરતાથી **નીલકંઠે** જવાબ વાળ્યો " અરવિંદા ! હજી હું કોઇ ચોક્કસ વિચાર ઉપર આવ્યો નથી તેથી તમને હાલ કાંઇ જવાબ આપી શકતો નથી; હું બે ત્રણ દિવસ પછી વળી અહીં આવીશ ત્યારે તમને મારો વિચાર જણાવીશ. × × × પણ હાલનો કાંઇ નહિ Dou't caro છું. "

આ પ્રમાણે વાત ચાલતી હતી એટલામાં સામેની ભીંત ઉપરના ઘડીયાળમાં સાડાસાતનો એક ટકોરો થયો. ટકોરો સાંભળતાં જ **નીલકંઠે**-વિચારવાળી ઝીણી આંખોને જુસ્સાથી બરાબર ખુલ્લી કરતાં કહ્યું " સાડા સાત-! હા ! મારે આઠની ટ્રેનમાં જવાનું છે: બરાબર પોણા નવ વાગે મારે એક વેપારી સાથે ' એપોઇન્ટમેન્ટ ' છે.

ઓવરકોટ સીવાઇને તૈયાર થઇ રહ્યો હતો તે આપતાં આપતાં અરવિંદા શરમિંદા

ભારથી નિશ્વાસ નાંખતાં નાંખતાં બોલી. "વખત જતાં વાર પણ ન લાગી; સંભાળથી જજો; કાલે બપોરના જમવાનું અહીંજ રાખજો, હું તમારી રાહ જોઇને બેસી રહીશ."

"નહિં નહિં મીસ અરવિંદા, મારાથી કાલે તો અવાય તેમ નથી જ. હું કદાચ પરમ દિવસે બપોરના આવી શકીશ. મારે માટે કોઇ જાતની ફીકર રાખશો નહિ. હું એક વિચિત્ર જાતનો જ માણસ છું. મારૂં Don't care મને બહુ જ ખુમારીમાં રાખે છે. × × × પણ હા ! મારે તમને એક વાત પુછવાની રહી ગઇ; અને તે એ કે તમે મારો ઓવરકોટ સીવવાની જાતે તસ્દી શા માટે લીધી ! સામે ટેલરીંગ-શોપમાં નોકર સાથે મોકલી આપ્યો હોત તો વગર મહેનતે સરસ સીવાઇને આવત !"

મધુર મુખડું મલકાવીને અરવિંદા બોલી "તમે કે જેમની સુખાકારીની પ્રાર્થના હું છ વર્ષ થયાં પરમેશ્વર પાસે હમેશ સુતા પહેલાં કર્યાં કરૂં છું તેમને આવા ફાટેલા કોટથી વરસાદનાં ઝાપટાંમાં ભીંજાતા જોવાનું હું કેવી રીતે સહન કરી શકું ?

નીલકંઠે કહ્યું "કદાચ તમને એમ લાગ્યું હશે કે હું આવા બટન વિનાના અને ફાટેલા કોટથી સારી સોસાઇટીમાં ફરૂં તો ખરાબ દેખાઉં અને હાસ્યને પાત્ર થાઉં !"

"અરે નહિ જ ! બીલકુલ જ નહિ ! એ તો વિચાર જ મારા મગજમાં હજી સુધી આવ્યો નથી......" અરવિંદાના કપાળ ઉપર આ શબ્દો બોલતાં વિચિત્ર જાતની સ્નેહને દર્શાવનારી કરચલીયો પડી અને તેનાં ભવાં થોડાં ઉંચાં ચઢી ગયાં.

તે બોલી "ટ્રેનમાં વરસાદના પવનમાં તમને ટાઢ લાગી હરકત ન થાય તથા તમારી મુસાફરી સુખપૂર્વક થાય તેટલા માટે જ"—બોલતાં બોલતાં તેની નિર્દોષ આંખમાં ઝાકળનાં પાણી જેવાં ઝળઝળીયાં દેખાવા માંડયાં અને મી. નીલકંઠ પોતાના હોઠથી સહેજ સીસોટી વગાડી એક ઉંડો દમ ખેંચીને "વારૂ હું જાઉં છું, જય જય" એમ ધીમેથી બોલી દાદરથી નીચે ઉતરવા માંડયું.

× × × × સ્ટેશને જઇ નીલકંઠે ટીકીટ ઓફીસના પાટીયા ઉપર ટીકીટ લેવા માટે પોતાનું પાકીટ ઓવર કોટના ખીસામાંથી કાઢીને ઉઘાડયું. પોતાની દશ દશ રૂપિયાની કાટેલી નોટને ખેંચવા જતાં તેની વચમાંથી પાંચ ગીનીઓ બહાર નીકળી આવી. ટીકીટ માસ્તરને સ્ટેશનનું નામ દેતાં દેતાં પહોળું મોઢું રાખીને તે એક પળ સ્તબ્ધ જ થઇ ગયો અને વિચારવા લાગ્યો કે "મારા પાકીટમાં ગીનિઓ ક્યાંથી ! !"

# પ્રેમ પ્રભાવ.

( શ્રીયુત. ગોવર્દ્ધન ઍલ્ફિન્સ્ટન કૉલેજ મુંબાઈ. )

( મોરો વહાલો આવ્યો વેશ ધારી એ રાગ. )

અહો ! પ્રેમનો પ્રભાવ શું હું પેખું
પશુ, પક્ષિ, જીવ, ખનિજ માંહિ દેખું !
મનુષ્ય વિવિધ માંહી માત્ર એક વ્યાપી,
પ્રેમ જ્યોતિ દુઃખ તમસ દેજે કાપી !
[1]સાહચર્ય–પ્રેમ સારસો બતાવે,
ચક્રવાક વ્યથા[2] પ્રેમની જણાવે !
ભ્રમર કમળ સ્પર્શથી અધિક ફુલાયે,
પુષ્પ આકળનાં જળથી પુષ્ટ થાયે !
ફરી પ્રેમ તણી પ્રદક્ષિણા પોતે,
વેલી વૃક્ષ તણા આશ્રયને ગોતે !
ખનિજ માંહિ ક્ષાર–અર્ક[3] મિશ્ર થાતાં,
વિવિધ ધાતુ આદિ પદાર્થો બંધાતા !
તત્વ મુખ્ય બે[4] રહીને હવા માંહી,
સર્વ સૃષ્ટિ તણું કરે પોષણ આંહી !
સૂક્ષ્મ [5]તત્વ બે થકી બન્યું છે પાણી,
છે એ સર્વ તણા પ્રેમની એંધાણી !
પ્રેમ અંજનથી નેત્ર આ અંજતાં,
બધે પ્રેમનાં પ્રતીક[6] પ્રતીત થાતાં ! !

---

૧. સારસ પક્ષીનું જોડું પરસ્પરથી વિખુટું પડતું નથી તેથી સાથે જ ફર્યા કરવાનો સાહચર્ય–નિયમ કહેવાય છે.

૨. ચક્રવાક પક્ષીનું જોડું સાંજ પડયા પછી સામ સામે કિનારે એક બીજાના પ્રેમના દુઃખને જણાવતું પોકાર કર્યા કરે છે.

૩. 'Alkali' અને 'Acid' નામનાં તીક્ષ્ણ તત્વોનું જુદા જુદા સંજોગોમાં મિશ્રણ થવાથી વિવિધ ખનિજ થાય છે એમ માનવામાં આવે છે.

૪. હવામાં 'Oxygen' અને 'Nitrogen' નામનાં બે અગત્યનાં તત્વો રહેલાં છે તેથી જીવન મળે છે એમ ગણાય છે.

૫. 'Oxygen' અને 'Hydrogen' એવી બે ગેસના અમુક પ્રમાણના સંયોગથી પાણી બને છે એમ સિદ્ધ કરવામાં આવ્યું છે.

૬. ચિન્હો ( પ્રેમનું અંજન જ્યારે આંખોમાં આંજવામાં આવે છે ત્યારે બધે પ્રેમનાં જ ચિન્હો દેખાય છે. )



સદ્ગત નિઝામ સરકાર. મીર મહબુબઅલી.

જન્મ ૧૮૬૬. મૃત્યુ ૧૯૧૧.

"Lakshmi Art Byculla

ની જ ચિન્હો દેખાય છે. )

# नामदार निझाम मीर महाबुबअलीनुं मरण तथा ते परथी लेवानो बोध.

( પ્રકાશક. )

આપણી દૃષ્ટિ આગળ સ્વભાવસત્તાના ( કુદરતના ) બે વ્યતિકરો ( બનાવો ) વારંવાર બન્યા કરે છે. એક વ્યતિકર એ જન્મ છે, અને બીજો મૃત્યુ છે. આ બન્ને વ્યતિકરો મનુષ્યજીવનમાં સર્વોત્તમ ભાગ ભજવે છે.

એક વ્યતિકર હર્ષને પ્રકટાવે છે. ત્યારે બીજો શોક ઉપજાવે છે. આ સિવાય બીજા અનેક વ્યતિકરો પ્રતીત થાય છે. તે સર્વમાં પણ કોઈ જ્યારે હર્ષને પ્રકટાવનાર હોય છે, ત્યારે બીજો શોકના હેતુભૂત હોય છે. આથી વ્યતિકર માત્રનું આ બેમાંથી ગમે તે એક પરિણામ જ આપણા અંતઃકરણને સ્પર્શ કરે છે.

આ પરિણામને હર્ષ અથવા શોક કહો કે સુખ અથવા દુઃખ કહો પણ તે તે એક જ છે. એકમાં ઉત્પન્ન થાય છે—જન્મ પામે છે બીજામાં વિલોપન થાય છે, નાશ પામે છે.

જ્યારે આપણે કોઈને હર્ષ પામતો જોઈએ છીએ, હસતો જોઈએ છીએ, ત્યારે આપણે પણ હર્ષ પામીએ છીએ, હસીએ છીએ. આપણને શાથી હસવું આવે છે ! પહેલાના હસવાએ આપણામાં હાસ્ય પ્રકટાવ્યું. પહેલાના હર્ષવડે આપણામાં હર્ષ જન્મ પામ્યો. હર્ષ હમેશાં જ જન્માવનાર છે. કંઈક અનુકૂળ ભાન કરાવનાર હેતુઓને પ્રકટાવનાર હોય છે.

આથી ઉલટું જ્યારે કોઈને શોકગ્રસ્ત અને દુઃખી જોઈએ છીએ, ત્યારે આપણામાં સજાતીય ભાવ પ્રકટે છે. મૃત્યુનું અથવા તે પ્રતિ વલણ લેતા વ્યતિકરનું પરિણામ શોક હોય છે. આથી સ્પષ્ટ થાય છે કે આપણામાં શોક પરિણામ પામે છે, ત્યારે વિનાશપ્રતિ-મૃત્યુપ્રતિ વલણ લેનારા કોઈ હેતુઓ અસ્તિત્વમાં આવતા હોય છે.

જ્યાં સુધી આ બે વ્યતિકરો જે નિગૂઢ બોધને અર્પે છે તે મનુષ્યજાતિ સમજશે નહિ ત્યાં સુધી સ્વભાવસત્તા પુનઃ પુનઃ તેની દૃષ્ટિ સમીપ આ વ્યતિકરો કરશે અને તેનાં પરિણામોનો સ્પર્શ તેના અંતઃકરણને થશે. પણ જ્યારે મનુષ્ય આ વ્યતિકરોનો બોધ સમજશે ત્યારે પછી સ્વભાવસત્તા તેને આ અનુભવોથી ઉગારનાર અનુભવમાર્ગ દોરી જશે.

**ઇષ્ટકૃપાપાત્ર પ્રિય બંધુઓ !** જન્મ અને મૃત્યુ એ એક જ વાતને સમજાવે છે અને તે આટલે કે તમે અમરત્વને પ્રાપ્ત કરો. આ નિઃશબ્દ બોધ મનુષ્યના અંતઃકરણમાં સંચાર કરે છે અને જો કે તેના ખરા બોધને તે પ્રત્યક્ષ કરી શક્તો નથી તોપણ તેણી અમરતાને પ્રાપ્ત કરવી એવી ઇચ્છા સ્ફોરનારાં સહજ કાર્યો થઈ જાય છે.

એક ગામડીઓ હતો, તે યાત્રાએ ગયો ત્યાં એક ઉત્તમ પ્રકારના મંદિરમાં ગયો અને સોપારીના ખીલાથી પોતાનું નામ લખી આવ્યો. આ નામ કોતરી કરી, પછી કોઈ

મનુષ્યની દૃષ્ટિએ પડતી નથી. પણ માત્ર દિવ્યદૃષ્ટિપ્રાપ્ત મહાત્માઓ જ તેને જોઇ શકે છે. રચના દેખાતી નથી માટે શ્રદ્ધા વગરના થવું ન જોઇએ. આકાશમાં જે વાદળાંઓ દેખાય છે તે વાદળાંઓ પૂર્વે અદૃશ્ય હતાં એ ક્રિયાઓ વગર ચાલતું નથી. જો એવાં અદૃશ્ય વાદળાં પ્રથમ રચાયાં નહોત તો આ દૃશ્ય વાદળાં થવાનો કદાપિ સંભવ આવતે જ નહિ માટે કર્મપર શ્રદ્ધા રાખી સર્વ પ્રજાએ પરમાત્મામાં પ્રેમ પ્રકટાવવો જોઇએ.

એક તરફથી જ્યારે આવાં કર્મો કરવામાં આવતાં હોય ત્યારે ક્ષત્રીય અને વૈશ્ય પ્રજાએ બેસી રહેવાનું નથી. નિરાશાના પોકાર પાડવાના નથી. પણ એમણે પણ પ્રયત્ન કરવા જોઇએ. ક્ષત્રીય પ્રજાએ પ્રજાના રક્ષણના દૃશ્ય સર્વ ઉપાયો યોજવા જોઇએ અને પોતાના કાર્યમાં અવશ્ય વિજય મળશે એ પ્રકારની શ્રદ્ધા સેવતા તેમણે અત્યંત પ્રયત્ન કરવો જોઇએ. તેજ પ્રમાણે વૈશ્ય પ્રજાએ દેશ દેશાંતરથી અન્નાદિ પદાર્થો મેળવવાના, અને કુવા, તળાવ, વાવ વગેરે આમ જલાશયોનો લાભ લઇ બને તેટલું અન્ન પકવવા માટે પરિશ્રમ કરવો જોઇએ.

જો બ્રાહ્મણ પ્રજા કર્મ કરે અને ક્ષત્રીય તથા વૈશ્ય પ્રજા નિરર્થક અશ્રુપાત કર્યા કરે તો તે પોતાને માટે રચાતા વિજયને પાછો હઠાવે છે. સર્વનો પોત પોતાને પ્રાપ્ત કર્મમાં અધિકાર છે, જેનામાં જેટલી મતિ હોય, જેનામાં જેટલું બળ હોય, જેનામાં જેટલી આર્થિક શક્તિ હોય તેણે તે સર્વનો પૂરેપૂરો પ્રયત્નમાં ઉપયોગ કરવો જોઇએ. પ્રયત્નશીલ પુરુષને જ પરમાત્મા સહાય અર્પે છે. હાથ ઉપર હાથ દઇ રડનાર મનુષ્યને તે સહાય આપતા નથી એટલું જ નહિ પણ તેના પ્રતિ દયા સરખી પણ લાવતા નથી.

જેમ દૈવી પ્રયત્નો વડે દુઃખ ટાળી શકાય છે તેમ જ માનુષી પ્રયત્નો વડે પણ ઘણે ભાગે દુઃખ ઓછાં કરી શકાય છે. માટે દુઃખની નિવૃત્તિને માટે જેને જે સામર્થ્ય પ્રાપ્ત હોય તેણે તેવો પ્રયત્ન સેવવો જોઇએ.

પ્રયત્ન કરવો—કર્મ કરવાં—એનું નામ જ પુણ્ય છે. ઉદ્યમ છે. પ્રયત્ન પુણ્યના મહાસાગરને ઉભરાવે છે. પ્રમાદ દુઃખના ડુંગરોને વધારી આપે છે. વિશ્વમાં નિવાસ કરતા પ્રાણીમાત્ર પ્રતિ ન્યાય અને પ્રેમદૃષ્ટિ રાખી જ્યારે પ્રયત્ન સેવવામાં આવે છે અને પ્રયત્નનાં પરિણામો પ્રકટતાં ન્યાય અને પ્રેમથી સર્વને તેનો લાભ આપવામાં આવે છે ત્યારે સર્વને નાના પ્રકારનાં સુખો પ્રાપ્ત થાય છે.

આવા દુઃખની સ્થિતિ તો માત્ર પૂર્વે રચેલાં કર્મોનો ફળ આપનાર પરિપાક છે. માટે જ્યારે જ્યારે પ્રતિકૂળતાનું ભાન થાય ત્યારે અંતઃકરણમાં સત્ફળ પ્રકટાવનાર હેતુઓને જાગ્રત કરવા જોઇએ. જેઓને પરમાત્માના અનુગ્રહથી અંતઃકરણને સુધારવાના માર્ગો—ઉપાયો પ્રાપ્ત છે, તેમણે પોતાના કર્તવ્યમાં પ્રમાદ સેવવો યોગ્ય નથી. પ્રાપ્ત સાધનોમાં અમર્યાદ સામર્થ્ય રહેલું છે એ વાતોને સ્મૃતિપટપર હમેશાં રાખી, શ્રદ્ધાપૂર્ણ અંતઃકરણથી અધિકારીએ પોતાના ઇષ્ટ માર્ગને સેવ્યા જ કરવો જોઇએ.



જેમ બાહ્ય સૃષ્ટિ વિલાતી ગઇ તેમ તેમ મનહર મનોરમા આંતરસૃષ્ટિના રમણીય મનોરાજ્યમાં

ભારત જીવન પ્રેસ મુંબઈ.

# संसारमां सुरतरु.

( જ. લ. પંડિત. )

## પ્રકરણ. ૩.

### मनोरमानो मन मातंग.

હરિદને કંઇ કામ હતું, તેથી તે બહાર ગયો. પ્રિયવંદા પોતાના કામે વળગી પણ મનોરમા તો અગાશીમાં ગઈ અને ઉભી ઉભી આંખ તાણી તાણીને સમુદ્રનાં પાણી તેના તરંગો અને ક્ષિતિજપ્રાંત જોવા લાગી. આકાશમાં ઉંચે ચડતા પતંગની પેઠે દૂર દૂર જતી ભાસ્કરની હોડી ધીમે ધીમે નાની દેખાવા લાગી અને આખરે દૃષ્ટિમર્યાદાની બહાર નીકળી ગઈ.

હોડી દૃષ્ટિમર્યાદા બહાર ગઇ ખરી પણ ભાસ્કર મનોરમાની દૃષ્ટિની બહાર જઈ શકે એમ નહતું. સ્થુળ શરીર ચર્મચક્ષુને જણાતું અદૃશ્ય થયું, પણ મનોરમાની સ્મરણ શક્તિએ કલ્પનાવડે તેને તત્કાળ રચી કહાડ્યું.

મનુષ્યમાં કલ્પનાશક્તિ એ એક દૈવી બક્ષીસ છે. તે વડે જે કંઇ રચના કરવા ધારી હોય છે તે કરી શકાય છે. જે પદાર્થો જોયા હોય અથવા સાંભળ્યા હોય છે તે પદાર્થો જ કલ્પના વડે રચી શકાય છે એમ કંઇ નથી. જેનું અસ્તિત્વ પણ હોતું નથી, એવા અનેક પદાર્થો અને સ્થિતિઓ પણ કલ્પના વડે રચી શકાય છે. અને જ્યારે આ રચના કરવાની શક્તિ જોઇએ તેટલી ખીલેલી અથવા કેળવાયલી હોતી નથી ત્યારે મનુષ્યની અંતરદૃષ્ટિને તેની પ્રતીતિ થઇ શકતી નથી. તો સ્થુલદૃષ્ટિને તો તે ક્યાંથી જ જણાય ! પણ જ્યારે આ કલ્પનાશક્તિ અથવા સર્જનશક્તિ બરાબર ખીલી હોય છે અને કેળવાઇ હોય છે ત્યારે તો સ્થુલદૃષ્ટિથી પણ તેની આકૃતિ—વર્ણ અંગ ઉપાંગ વગેરે સર્વ જણાય છે.

મનુષ્યજીવનની વૃદ્ધિમાં અને વિકાસમાં આ શક્તિ અત્યંત ઉપકારક છે. અને તેથી મનુષ્યે તે અલક્ષ કરવા સરખી નથી. આ શક્તિને તેણે ખીલવવી જોઇએ. મનો-

---

શ્રીભક્તમાં શ્રાવણ માસના અંકમાં તથા ભાદ્રપદના અંકમાં મૂકવામાં આપેલા મનોરમાના ચિત્ર તરફ અમારા વાચકોનું ધ્યાન ખેંચવાની રજા લઇએ છીએ.

આ ચિત્રોની મૂળ કોપીઓ એટલીનો ઉત્તમ છે અને એટલીનો કારીગીરી વાળી છે કે તેનો દોરનાર મિ૦ ભેદવારની ફોટોગ્રાફિક આર્ટસ્ટુડીઓ વાળા મિ૦ તારાપોરવાળાને, અમે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપ્યા વગર રહી શકતા નથી. અમારે કબુલ કરવું પડે છે કે જે ખુબી તેમના પ્રથમ ચિત્રોમાં છે તે ઘણો પણ પ્રયત્ન કરવા છતાં આ ચિત્રોમાં આવી શકી નથી. તેથી અમારા પ્રત્યેક વાચકને ભલામણ કરીએ છીએ કે તેમણે મિ૦તારાપોરવાળાના પ્રિન્સેસ સ્ટ્રીટ પર આવેલા આર્ટસ્ટુડીઓની મુલાકાત લેવા ચૂકવું નહિ. એમની કારીગીરીના નમુના સર્વોત્તમ શબ્દોમાં તેમની કુશળતા માટે સાક્ષી પુરે છે. અમે આ કાબેલ આર્ટીસ્ટને ફતેહ ઇચ્છીએ છીએ.

( પ્રકાશક )

રમામાં આ શક્તિ ખીલેલી હતી અને તેથી જેવો ઉત્કટ દેખાતો બંધ થયો તેવીજ તેની કાલ્પનિક આકૃતિ મનોરમાની દૃષ્ટિ સમીપ તરવરવા લાગી. જે આકૃતિને દૂર દરીયાના મોજાં ઉપર તે જોતી હતી તે આકૃતિ હવે તેને પોતાની સમીપમાં જણાવા લાગી.

સમીપમાં જણાતી આકૃતિને તે ધારી ધારીને નિહાળવા લાગી. જેમ જેમ મનોહર આકૃતિ તેના મનપર વધારે ને વધારે છપાતી ગઇ તેમ તેમ તેના મગજના પુટપર આનંદ અને શાન્તિનો અધિક અધિક સંચાર થતો સમજાવા લાગ્યો. આ આનંદ અને શાન્તિ આટલેથી અટક્યાં નહિ પણ તે આગળ વધ્યાં. તેની ખુમારી તેની આંખમાં પ્રકટવા લાગી તેમને અધિક તેજસ્વી બનાવવા લાગી અને મુખપરની લાલીમાં અપૂર્વ વધારો કરવામાં વિજયી થઇ.

મુખપરથી આનંદ અને શાન્તિની છાયા ધીમે ધીમે તેના શરીરના અન્ય અવયવોમાં છવાતી જણાઇ. તેના રોમેરોમમાં આનંદ વિલસ્યો: તેનામાં નવીન ચૈતન્યરસ રેડાયો હોય તેમ સર્વ અંગો અધિક પ્રફુલ્લ, અધિક બળવાન અને અધિક તેજસ્વી થયાં. અને મનોરમાની રમણિયતામાં દિવ્ય સૌંદર્ય પ્રકાશવા લાગ્યું.

થોડી ક્ષણો તે નિશ્ચેષ્ટ ઉભી રહેતી, તો થોડી ક્ષણો ગમે તે દિશાપ્રતિ દૃષ્ટિ રાખી ધીમે પગલે તે અહિં તહિં ચાલતી. ચાલતાં ચાલતાં ગમે તેમ પગલાં નાખતી નહતી પણ ચોકસ બરાબર વ્યવસ્થા પૂર્વક કોઇ સંગીત સાથે તાલ આપતી હોય તેમ પગલાં મૂકતી. તેના શરીરના અવયવોના ચલન વલનથી તથા તેના મુખપર ચઢઉત્તર થતા ભાવોથી તે મનની અંદર કાંઇ વિચાર કરતી હોય—ગાતી હોય એમ લાગતું હતું.

વધારે ક્ષણો ગઇ નહિ એટલામાં તો તેના કંઠમાંથી મધુર શબ્દ નિકળતો સંભળાવા લાગ્યો. પ્રથમ તે અસ્પષ્ટ હતો તે ધીમે ધીમે સ્પષ્ટ થવા લાગ્યો. સ્પષ્ટ સંભળાતા શબ્દમાં અલૌકિક માર્દવ હતું. માર્દવમાં માધુર્ય ખીલી નીકળતું હતું તે પરથી તેની વાણીમાં અલૌકિકતા પ્રકટતી હતી એમ કહેવામાં બાધ આવે તેમ નહતું.

તે શું ગાતી હતી ?

( મેરી ફુલતી ફુલતી જોબનકી ડાલી—એ સદે )

*મારા ખીલતા ડોલતા પ્યારા પોપટને રીઝાવું હું મીઠા વહાલથી
ધરી હાથમાં, બાથમાં, રાખી હું સાથમાં, ચાલું ઠમકતી ચાલથી. "

ફરીથી મનોરમા આ કડીઓ ગાવા લાગી. પોતાના પ્રાણાધારના ખીલતા અને ડોલતા મનોમય ચિત્ર સાથે તે પણ ખીલવા અને ડોલવા લાગી. તેના મુખપરથી સ્પષ્ટ સમજાતું હતું કે પોતાના વહાલા પ્રભુને તે રીઝાવવાને તે વિનયથી આગ્રહ કરતી હતી. તેનો મધુર પ્રેમ તેની આંખમાં અને ગાલપર ઝળકી ઉઠતો હતો.

પોતાનો નાથ જાણે પોતાના હાથમાં હોય, જાણે પોતાની ભુજલતામાં સમાયો હોય તેમ અભિનય કરતી મનોરમા ઠમકારો કરતી ગાયનના તાલમાં ચાલતી હતી. અને પોતાનું મનોહારી ગીત ફરી ફરીને ગાતી હતી.

* આ ગીત શ્રી ઉપેન્દ્રગીરામૃત પ્રથમ પરિવાદમાંથી લીધું છે. હૃદયને દ્રવીભૂત કરે તેવાં સંસ્કારી પદોથી ભરપૂર આ ગીરામૃત વાંચવાની ભલામણ કરવામાં આવે છે. મૂલ્ય રૂ. ૧-૮-૦ લખો. વ્યવસ્થાપક મહાકાલ-વડોદરા.

" ઘડી એને હું જોઉં એક ચિત્ત,
" ઘડી ચાંપુ હું હૈયાથી હેતે,
" ઘડી સુણું કાનું જે બોલે તે,
પાછી ગાઉં હું જોઇ-જોઇ રહેતાં, નખ સુધી ટેક આસથી—
મારા૦ "

" ઘડી એને હું જોઉં એક ચિત્તે ' આ ગાનાં ગાતાં સ્થિર દૃષ્ટિ કરી તે પોતાના પતિને ટગર ટગર નિહાળતી હતી. બીજીજ ક્ષણે પોતાના હૃદય સાથે પોતાના સ્વામીને આલિંગન આપતી હતી. ઘડીમાં કાન ધરીને સાંભળતી હતી જાણે કે તેનો પતિ પ્રેમના શબ્દો સંભળાવતો ન હોય ! ! પુનઃ પુનઃ પોતાની કલ્પના વડે રચી કાઢેલા મનોહર ચિત્રને જોઇ જોઇને તે ઓવારણાં લેતી હતી. અને વળી ઠમકારાથી નૃત્ય કરતી પુનઃ ગાતી જણાતી હતી.

" કદી આવીને હીંચે હિંડોળે,
" કદી રૂઠે ચઢી એ ન બોલે,
" કદી ખોવાય તો ન જડે ખોળ્યે.
" કદી મારું ન માને, સમજે ન સાને, તો ઠપકો દઉં મીઠી ગાળથી.
મારા૦

પોતાના હૃદયનો સ્વામી ક્ષણમાં કુસુમના હૃદયના ઝુલાપર ઝોલા ખાતો જણાવા લાગ્યો. અને આનંદના પરાવધિનો અનુભવ કરાવવા લાગ્યો. પ્રેમની પરીક્ષા કરવા માટે અબોલો થતો ભાસ્યો તથા અદૃશ્ય પણ થયો. તેને મનોરમા સાને કરી સમજાવતી હોય મનાવતી હોય તેવી દેખાવા લાગી-પોતાના પ્રયત્નમાં નિષ્ફળ થઈ હોય તેમ મીઠી ગાળો દેતી, ઠપકો આપતી હોય તેવી જણાવા લાગી. પણ તેનો પ્રિયતમ દીર્ઘ સમય અદૃશ્ય રહે તેમ ન હતું. તે પાછો પ્રતીત થવા લાગ્યો અને સંગીત આગળ વધ્યું.

" કરું તનમન કુરબાન એના ઉપર;
" મારું હૃદય એ એનું છે પીંજર,
" મારો પ્રેમ એતો એનું ફળ સુંદર;
" મારા રૂપ રંગીલા એ બાળા ભોળાનું, જતન કરીશ હું સંભાળથી.
મારા૦

પોતાના સ્વામી પર વારીજવા લાગી અને તેને પ્રેમથી પોતાના હૃદયમંદિરમાં પ્રેમ રેશમી ખાટ કરાતી જતન કરવા લાગી. અને આપ્રમાણે પોતાને મનગમનો સ્વામી પ્રાપ્ત

થયો છે એ કોઈ આશ્રમ થઈ હોય તેમ આગળ ગાવા લાગી.

" રહ્યું મારે મેળવવું ન કાંઈ,
" ખેડું કુદું એની સાથે ગાંઈ,
" રહું (છું) એમાં ને એ મુજમાંહિ,

" એવા પ્યારા મારાને આજે ઉપાસીશ, બીજા ઉપાસીશ કાલથી." અહીં શબ્દ અટકેલ. અને મનોરમા પાસેના શૈલાસન પર બેઠી અને ફરીથી બોલી. " બીજા ઉપાસીશ કાલથી"

સંગીત, તેનો સુર, તાલ, લય વગેરે સર્વ જેવાં જોઈએ તેવાંજ હતાં. અને અભિનયમાં પણ કાંઈ જ કચાસ ન હતી. આ સર્વની સર્વોત્તમ અસર મનોરમામાં થઈ તેનો સ્વર **બીજા ઉપાસીશ કાલથી"** એ શબ્દને ઉચ્ચારતાની સાથે ધીમો પડતો ગયો. ધીમો થતો શબ્દ અધિક મીઠો બનતો ગયો, અને માધુર્યમાં અંતે વિલાયો. શબ્દ વિલાવાની સાથેજ મનોરમા આનંદ સમાધિમાં પડી. જેમ જેમ બાહ્ય સૃષ્ટિ વિલાતી ગઈ તેમ તેમ મનહર મનોરમા આંતર સૃષ્ટિના રમણીય મનોરાજ્યમાં રમણ કરવા લાગી.

તેની બાહ્ય ઇન્દ્રિયો જેમ નિશ્ચેષ્ટ હતી તેમ મન પણ ધીમે ધીમે અધિક શાન્ત થતું ગયું. આકાશમાં સૂર્ય પ્રકાશતો હતો તે મનોરમાનાં મીંચેલાં નેત્રમાંથી જે આનંદાશ્રુ પ્રેમ ઝરતાં હતાં તે સૂકવી નાખતો હતો. બહાર પવનની લહરીઓ ચાલુ જ હતી પણ મનોરમાનો શ્વાસ પ્રશ્વાસ મંદ પડ્યો હતો. તેણે ધારણ કરેલાં વસ્ત્ર અવ્યવસ્થ જણાતાં હતાં પણ તેનું મન અને શરીર વાસ્તવ સ્વસ્થપણાનાં સુખને અનુભવતાં હતાં.

મનોરમા હમણાં ક્યાં હતી ? શું કરતી હતી ? તેને કેવા સુખનો અનુભવ થતો હતો ! આ વગેરે પ્રશ્નોનો આપણે ઉત્તર આપી શકીએ તેમ નથી. માત્ર અનુભવીઓ જ તે સમજી શકે એમ છે. જેમને આવા અથવા તેને મળતા પ્રસંગ પ્રાપ્ત થયા હોય તેમણે પોતાના તે ભૂતકાળના અનુભવની ભૂમિકાપ્રતિ દૃષ્ટિ નાખવી, અને પોતે અનુભવેલા સુખની પુનઃ એકવાર ઝાંખી કરી લેવી. જો આટલું કરવામાં સફળ થવાશે તો મનોરમાના મનહર સુખનો સહજ ખ્યાલ આવ્યા વગર રહેશે નહિ.

મનોરમા અત્ર આનંદ સમાધિમાં લીન છે તેથી એના સંબંધમાં આપણે વધારે જાણી શકીએ તેમ નથી. માટે ચાલો આપણે તેની ભગિની માલિની પાસે ભીમ હીંદોલ બાગમાં જઈએ અને ભગવાન કામદેવ તથા ભગવતી રતિદેવી સ્ત્રી પુરુષના યોગ કેવા ઉત્તમ પ્રકારે રચી આપે છે તેનું દીગ્દર્શન કરીએ.

કેમ ! જવું ગમતું નથી ? તમારે મનોરમાની સાથેજ તેની આંતરસૃષ્ટિમાં ઉતરવું છે ! ભલે, ત્યારે આવો અમારી પાછળ પાછળ.



नडियाद हिंदु अनाथाश्रम.

भारत जीवन प्रेस मुंबई.

# नडीयाद अनाथाश्रम.

( પ્રકાશક. )

આપણી પૃથ્વી ઉપર નિવાસ કરતી સર્વ પ્રજાઓમાં હિન્દુસ્તાનની પ્રજા દયા, દાન, અને નમ્રતા માટે ઘણું ઉંચું સ્થાન ભોગવે છે. અને વળી આ વાર્તા સર્વત્ર સ્વિકારવામાં આવી છે, કે પોતાને હાનિ ઉપજાવનાર પ્રાણીનું પણ રક્ષણ કરવા માટે હિન્દપ્રજા—તેમાં પણ ખાસ કરીને હિન્દુપ્રજા હમેશાં તત્પર હોય છે. રસ્તે જતા કોઇ મનુષ્યના પગમાં કાંટો વાગે તો તેને જોનારનું અતઃકરણ કંપારી ખાય છે, અને દુઃખીના દુઃખપ્રતિ નજર પડતાં દયા લાવે છે.

આપણી પ્રજા માત્ર દયા ખાઇને બેસી રહેતી નથી, પણ દુઃખીનાં દુઃખ ટાળવા માટે યથા શક્તિ, તન, મન અને ધન વડે સહાય પણ અર્પેછે. પોતાનાથી સહાય આપી શકાતી હોતી નથી એવાં મનુષ્યો જ્યાંથી સહાય મળી શકે તેમ હોય તેવાં સ્થાનો બતાવેછે અથવા પોતે આગળ થઇ દુખીના દુઃખની નિવૃત્તિ અર્થે પ્રયત્ન પણ સેવે છે. નાના, મોટા, ગરીબ, તવંગર સર્વ પોત પોતાની શક્તિ પ્રમાણે દાન આપે છે.

ઉપર લખ્યા પ્રમાણે જેમ આપણી પ્રજા દયાની લાગણી વાળી અને દાન આપવાના સદ્દગુણ વાળી છે તેમજ તેનામાં નમ્રતા—નમનતાઇ પણ જોવામાં આવે છે. આ નમનતાના સદ્દગુણ વડે તેઓ ગમેતેવા વિરોધીઓને પણ પોતાને વશ કરી શકેછે. પોતે વેંત નમી અન્યને હાથ કેમ નમાવવો એ તે સમજે છે. જે જાતે અક્કડ રહેછે, તેના પ્રતિ અન્યનો નમ્ર ભાવ પ્રકટતો નથી. આ વાર્તાને આપણી પ્રજા સારી પેઠે સમજેછે.

આ પ્રમાણે આપણી પ્રજામાં દયા, દાન, અને નમ્રતા આ ત્રણ સર્વોત્તમ સદ્દગુણો હોવા છતાં દુઃખીઓનાં દુઃખો નિવૃત્ત કરવાનાં કાર્યો આપણે ધારીએ તેટલાં વિજયપ્રદ નિવડેલાં જણાતાં નથી. આનું કારણ શું હોવું જોઇએ તે પ્રશ્ન પ્રત્યેક હિતચિંતકે વિચારવા યોગ્ય છે.

મનુષ્યની પાસે સાધનો અને સદ્દગુણો હોય પણ તેમનો ઉપયોગ કરવામાં ન આવે તો જોઇએ તેવાં પરિણામો પ્રકટાવી શકાતાં નથી. માટે મનુષ્ય જાતિનાં દુઃખ નિવૃત્તિ કરવા માટેના ઉત્તમ સદ્દગુણો ( દયા, દાન, અને નમ્રતા ) નો ઉપયોગ કરવો જોઇએ.

આપણા દેશમાં જ્યારે પ્રાચિન પદ્ધતિથી શિક્ષણ આપવામાં આવતું અને બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય વગેરે પ્રજા પોતાનાં બાળકોને શિક્ષણ આપવા માટે તીર્થસ્થળોમાં, ગુરૂસ્થાનોમાં મુકવામાં આવતાં ત્યારે, ગરીબ, તવંગર, સર્વનાં બાળકોને વિદ્યાભ્યાસ કરવાના તથા ઉત્તમ સંસ્કાર પ્રાપ્ત કરવાના સર્વોત્તમ યોગ પ્રાપ્ત થતા હતા. પરંતુ અર્વાચિન કાળમાં તેવી સંસ્થાઓ ઘણી ઓછી છે અને જે થોડી છે ત્યાં નિરાધાર બાળકો માટે જોઇએ તેટલા પ્રમાણમાં વ્યવસ્થા હોતી નથી તેથી બીચારાં આવાં અનાથ બાળકો વિદ્યાભ્યાસ વગર રખડી જાય છે.

ગરીબોનાં બાળકો માટે વિદ્યાભ્યાસ કરવાનાં તથા ઉત્તમ સંસ્કાર પ્રાપ્ત કરવાના [illegible] નોની જેટલી આવશ્યકતા છે તે કરતાં માબાપ વગરનાં નિરાધાર થઇ [illegible] વ્યવસ્થા કરવાની અનિવાર્ય અગત્ય છે.

આ કાર્યને માટે ભિન્નભિન્ન સ્થળે અનાથાલયો ઉઘાડવામાં આવ્યાં છે અને શ્રીમંતો તરફથી એમને આશ્રમ પણ આપવામાં આવે છે, તેમ છતાં દુષ્કાળ, તથા ભૂખમરાના સમયમાં નિરાધાર થઇ પડતાં સેંકડો બાળકોને પહોંચી વળે એવું એક પણ ખાતું પ્રસિદ્ધિમાં આવ્યું નથી.

વિદેશીય પ્રજા આપણા દેશમાં આવી આવા સમયે ઘણા બાળકોને પોતાના આશ્રયમાં લે છે અને તેમના રક્ષણ તથા પોષણને માટે લાખો રૂપીયાનો ખર્ચ કરે છે. તેમનાં રક્ષણમાં આવતાં બાળકો જોકે ભૂખમરાથી બચે છે, પણ તેમનામાં હિંદુસંસ્કાર સ્થાપવામાં આવતા નથી અને તેથી હજારો બાળકો સંસ્કાર વગરનાં થઇ રહે છે. જો આપણાં દેશમાં મોટા પાયાપર અનાથો માટે સંસ્થાઓ ઉઘાડવામાં આવે અને આવાં બાળકોને આશ્રય આપવામાં આવે તો યોગ્ય નિયંત્રણા નીચે આવી સંસ્થાઓ આપણી પ્રજાને અત્યંત ઉપકારક નીવડે. એ વાર્તા સાચી છે કે આપણા દેશમાં જોઇએ તેવાં અનાથો માટે આશ્રમો અસ્તિત્વમાં નથી. તેમ છતાં એથી છેક નિરાશ થવા સરખું નથી. ભવિષ્યમાં મોટા પાયાપર આવે અને હજારો બાળકોને આશિર્વાદ રૂપ થઇ પડે એવી થોડી સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે, અને જો પ્રજા તેવી બાળક સંસ્થાઓ પ્રતિ પોતાની દયાની લાગણી દર્શાવશે અને ઉદારતાથી સહાય આપશે, તો પાસેના ભવિષ્યમાં આપણે ઇચ્છીએ છીએ તે ખોટ પૂરી પડેલી જોઇશું.

**ધી નડીઆદ અનાથાશ્રમ,** ઉપર જણાવી તે ખોટ ભવિષ્યમાં પુરી પાડે એવી એક સંસ્થા છે. અમદાવાદ જતાં રેલવે ટ્રેનમાંથી તે જોઇ શકાય છે. આ સાથેના ચિત્રથી તેનો સહજ જ ખ્યાલ આવશે. પરધર્મમાં વટલાઇ જતાં-તથા ભૂખમરાથી નાશ પામતાં કેટલાએ બાળકોને આ સંસ્થા આશ્રય આપેછે. તેમના શિક્ષણપ્રતિ ધ્યાન આપેછે. અને જેમ બને તેમ તેના કાર્યમાં વિજય મળે તેને માટે લાગતા વળગતાઓ અથાગ શ્રમ લેછે. ખરેખર જ તે સ્તુતિપાત્ર છે.

આરંભતો સારો થયો છે. હવે તેને ઉચ્ચત્તર સ્થાન પ્રાપ્ત કરાવવાની જરૂર છે. આવાં કાર્યોમાં ધન વગર ચાલતું નથી. પ્રત્યેક મનુષ્ય ધારે તો કંઇ કંઇ આ સંસ્થા માટે બચાવી શકે તેમ છે અને તેનો અનાથ બાળકોના લાભ માટે ઉપયોગ કરીશકે એમ છે. ખાસ કરીને આવાં કાર્યો માટે આપણા શ્રીમાન વર્ગ પ્રતિ દષ્ટિ જાય છે. આપણા શ્રીમાનો દાન કરવામાં કોઈ પણ પ્રજા કરતાં પાછળ નથી. જુદાં જુદાં હજારો કાર્યોમાં તેઓ ઉદાર અંતઃકરણથી દાન આપે છે. પ્રતિવર્ષ કરોડો રૂપીઆ ધર્મ ખાતાંઓમાં ખર્ચાય છે. તેથી આપણે વાજબી રીતે આશા રાખી શકીએ છીએ કે આપણો શ્રીમાન વર્ગ આ કાર્ય માટે સારી રકમો આપવા કૃપા કરશે. અને બનતું એક સારૂં ભંડોળ એકત્ર કરશે કે જેથી આ આશ્રમની અભિવૃદ્ધિને કોઇ પણ પ્રકારની અડચણ રહેશે નહિ. પરમાત્મા આવાં પુણ્યનાં કાર્ય માટે સર્વના અંતઃકરણમાં પ્રેમ પ્રકટાવો એવી નમ્ર પ્રાર્થના છે.

# સાયન્સની શોધો.

### જળ ઉપર આનંદ.

જર્મનીનું પ્રખ્યાત શહેર જે સ્પ્રીનદી ઉપર આવેલું છે તેમાં એક આશ્ચર્યકારક અખતરો કરવામાં આવ્યો હતો. એક શોધકે એવી જાતનાં કપડાંની શોધ કરી છે કે જે પહેરવાથી માણસ પાણી ઉપર અદ્ધર-રહી શકે છે તથા જાતજાતની રમતો પણ રમી શકે છે. થોડા દિવસો પહેલાં એક લશ્કરી ટુકડી, ઉપર જણાવેલી જાતના કપડાનાં અસ્તર નાંખેલા ડ્રેસ પહેરીને સ્પ્રીનદીમાં રમવા માટે ઉતરી હતી. તેઓ બધા પાણીમાં પગર ઇચ્છામાં સ્થિર રહી શકતા હતા. પરસ્પર બધુંકો તાકી શકતા હતા તથા એક જગ્યાએથી બીજી જગ્યાએ ધાર્યા પ્રમાણે માર્ચ કરી શકતા હતા. તેજ વખતે ચાર પાંચ સ્ત્રી પુરૂષો પાણીમાં તરતા ટેબલ ઉપર-ચારે બાજુએ છાતી સુધી તરતા પાનાનાની રમત રમતાં હતાં તથા એક બટલર સારાં કપડાં પહેરી પાણીમાં અદ્ધર ચાલીને તેમને કોશી પાવા માટે બધું સાહિત્ય હાથમાં લઇ તેમની પાસે જતો હતો. એક પ્રખ્યાત અઠવાડીક પુત્રમાં આ અખતરાનું મોટું ચિત્ર આપવામાં આવ્યું છે જે જોતાં ખાત્રી થાય છે કે મનુષ્ય કે જે હાલ પૃથ્વીનું પ્રાણી ગણાય છે અને હવાઇ વિમાન વગેરેની શોધોથી જેણે હવામાં હરવા ફરવાનો તથા મુસાફરી કરવાનો કિસ્સો હમણાં જ શોધી કાઢ્યો છે, તે જળ ઉપર પણ પોતાનું સામ્રાજ્ય લંબાવવા પોતાની શક્તિ ચલાવે છે. હવે માત્ર અગ્નિ ઉપર કાબુ મેળવવાની શોધ જ બાકી રહેલી હોય એમ જણાય છે. કોઇ અદ્ભુત શોધક તેવી પણ શોધ કરીને જગતને આશ્ચર્યથી ચકીત કર્યો વિના નહિ રહે.

જ્યારે દુનીયાના વિવિધ દેશોમાં વિવિધ શોધકો નવીન અખતરાઓ આપણી પાસે મુકે છે અને તેમને વિજ્ઞાનના નિયમોથી સર્વને સમજાવે છે ત્યારે આપણે તે અખતરાને સમજી શકાય તેટલું મગજ કેળવવા તો તત્પર થવું જ જોઇએ. !

**૨. હવાઈ વિમાન.** કમાન્ડર રકવાન નામના શોધકે પૃથ્વી ઉપર ચાલી શકે, હવામાં ઉડી શકે તથા પાણી ઉપર પણ તરી શકે એવું હવાઇ વિમાન બનાવ્યું છે અને થોડા દિવસ ઉપર તેણે તે શોધનો અખતરો સર્વ જોનારા સમક્ષ કરી બતાવ્યો હતો.

ફ્રેન્ચ શોધક મી. બ્લેરીયટ કે જેણે ઉત્તમ જાતનાં મોનોપ્લેનની શોધ કરી છે તેણે હમણાં એક આનંદદાયક ખાસ વિમાન બનાવ્યું છે. જમીન ઉપર તે પૈડાથી ચાલે છે અને હોડી જેવો તેને ઉંચો શઢ બાંધવામાં આવે છે, આ જાતને તેણે એરોપ્લેજ ( Aroplage ) એવું નામ આપ્યું છે. આ યંત્ર તેણે માત્ર પોતાના આનંદ માટે જ હાલ બનાવ્યું છે. તેની સ્ત્રી તથા પાંચ બાળકોને રેતી ઉપર મુસાફરી કરવાનો ઘણો શોખ હોવાથી આ શોધકે તેની સગવડ સાચવવા માટે એક વિચિત્ર આકારનું યંત્ર તૈયાર કર્યું છે. ઘણી જ ઝડપથી આ યંત્ર રેતી ઉપર દોડે છે અને તેમાં બેસનાર કુટુંબનાં માણસો તેને સરળતાથી કાબુમાં રાખી ધાર્યા પ્રમાણે દોરવી શકે છે. સારો પવન હોય છે તો તે યંત્ર કલાકના સાઠ માઇલ જેટલી ઝડપથી રેતી ઉપર દોડે છે અને તેમાં બેઠેલાં સર્વ બાળકો નિર્ભયતાથી તેનો આનંદ લે છે !

**૩. ફોટોગ્રાફીની શોધ.** ઈંગ્લાંડમાં કીનોરા નામનું ફોટોગ્રાફ પાડવાનું યંત્ર શોધવામાં આવ્યું છે. આ યંત્રનો આકાર ટેબલ ઉપર મુકવામાં આવતા સ્ટીરીયોસ્કોપ જેવો છે. આ

યંત્રમાં પોતાની મેળેજ જુદી જુદી જાતના દેખાવોની છબી પડી જાય છે. જે છબીઓ પડે છે તે કાયમ રહે તેવી ગ્રામાફેડની જાતની હોય છે. દોડવાની સરતો, ઘોડાની સરતો, જુદી જુદી જાતની રમતો, રેલ્વેની મુસાફરીમાંથી દેખાતા કુદરતના દેખાવો વગેરે બનાવોની જુદી જુદી સ્થિતિની છબીઓ એક પછી એક આ યંત્રમાં પડે જાય છે; અને જ્યારે બધી છબીઓ અનુક્રમમાં જોવામાં આવે છે ત્યારે સીનેમેટોગ્રાફની પેઠે કલ્પનામાં સઘળા બનાવોનું આબેહુબ ચિત્ર રચાય છે. આ યંત્રની ખાસ ખુબી એ છે કે તે બહુ જ સરળ છે. ફોટોગ્રાફી નહિ જાણનાર માણસ પણ તેના ઉપયોગથી સ્પષ્ટ છબીઓ પાડી શકે છે.

---

# સ્ત્રીઓની ઉન્નતિ.

( વ્યાખ્યાતા સૌ. જમના બહેન—મુંબઈ. )

પ્રિય બહેનો,

આપણી સ્ત્રી જાતિની ઉન્નતિ કેવી રીતે થાય? એ જો હાલના જમાનાની કેળવણી લીધેલી સ્ત્રીઓ વિચારી કાઢી તે પ્રમાણે વર્તન કરે તો ઘણો લાભ થાય એમ છે. આ કારણથીજ આપણા વિષયનું નામ " સ્ત્રીઓની ઉન્નતિ " એવું રાખેલું છે. જેમ એક ટેબલ કેમ બને છે તેનો પુરતો વિચાર કરવો હોયતો તેનાં છુટાં છુટાં પાટીયાં તથા કારીગીરીના તરફ ધ્યાન આપીને વિચાર કરવો પડેછે, તેમ સ્ત્રીઓની ઉન્નતિ એ વિષય માટે જે જે બાબતો સંબંધમાં આવતી હોય તે બધીનો વિચાર કરવાની જરૂર છે. સ્ત્રીઓની પુરી ઉન્નતિ થવા માટે ત્રણ બાબતો લક્ષમાં રાખવાની છે જેમ (૧) એન્જીનનું ખોખું (૨) સાંચા કામ, તથા (૩) વરાળ. એ ત્રણે સાધન બરાબર હોય છે તો ગાડી ચાલેછે તેમ (૧) શરીરની (૨) મનની તથા (૩) ધર્મની એમ ત્રણે ઉન્નતિ કરવામાં આવે તો સ્ત્રીઓની ઉન્નતિની ગાડી વેગથી ચાલે છે

પ્રિય બહેનો! શરીરની ઉન્નતિ તરફ આપણે પહેલું ધ્યાન આપીએ. ઘણી સ્ત્રીયો શરીર સાચવવામાં લક્ષ આપતી નથી. અનિયમિત ખાવા પીવાથી તથા નુકસાન કરનાર ખોટા દવામથી ઘણી સ્ત્રીઓ પોતાનું શરીર બગાડે છે. હાલના સુધરેલા જમાનામાં સ્ત્રીઓ ખાવા પીવાના તથા આરોગ્યના ઘણા થોડા નિયમો પાળે છે, ગમે ત્યારે ગમે તેવું ખાવું તથા મોડા સુવું વગેરે ટેવો પડવાથી જીંદગી ટુંકી થાય છે એ હાલના ડાક્ટરો તથા યુરોપના વિદ્વાનો પ્રયોગથી સાબીત કરે છે. જ્યારે ભણેલી બહેનો કેળવણી પામીને હાલનાં જમાનાની શોધોનો લાભ નહિ લઇ શકે ત્યારે હિંદનું કમનસીબજ ઉન્નતિ અટકાવે છે એમ કહેવાશે.

બીજી બાબત કપડાં પહેરવાની છે. ફેશનમાં હદપાર ફસી પડનાર ઘણી સ્ત્રીઓ શરીરના કુદરતી આરોગ્યરૂપી અમૃતમાં ઝેરનાં ટીપાં ભેળવી જીંદગી ટુંકી કરે છે. આપણી વિદ્વાન બહેનોએ આવી હદપાર નુકસાન કરનારી રીતભાતોથી સંભાળવું ઘણું જરૂરનું છે,

હવે આપણે આપણી મનની ઉન્નતિ તરફ ધ્યાન આપીએ છીએ. વાંચવાથી તથા લખવાથી આપણા મનની વિચારશક્તિ ખીલે છે અને જ્ઞાન વધતું જાય છે. ઘણી સ્ત્રીઓ એક જાતની ચોપડીઓ વાંચે છે પણ તેથી મનની એક જ જાતની શક્તિ ખીલે છે તેથી જુદી જુદી જાતની સારી ચોપડીઓ વાંચવી એ જ સ્ત્રીઓની પહેલી ફરજ છે.

વાંચ્યા પછી તેના સ્વતંત્ર રીતે મગજમાં વિચારો કરવાની ટેવ પાડવાથી મનને વ્યવસ્થાથી દરેક કામ કરવાની ટેવ પડે છે. આવી ટેવ પડવાથી હાલની સ્ત્રીઓ જે જરા જરા બાબતમાં ગભરાઇ જાય છે તથા ભયભીત થઈ જાય છે તેમ થતું નથી. કારણ કે ગભરાટમાં મન વ્યવસ્થાથી વિચાર કરી શકતું નથી. મનની શક્તિ ખીલવવા માટે તથા ઉન્નતિ વધુ ઝડપી થાય તે માટે એક અમેરિકન સ્ત્રી એલીનોર સરળ યુક્તિ પોતાના લેખોમાં જણાવે છે. તે લખે છે કે રાત્રે સુતી વખતે સવારથી ઉઠ્યા પછી જે જે કામો કર્યાં હોય તેનો એક પછી એક વિચાર કરી જવો. ઉપરાંત રાત્રિ સુધી જે જે માણસો મળ્યાં હોય તથા જે જે વાતચિત થઇ હોય તેની ટુંકી બાબતોનો વિચાર કરવો. આમ કરવું પહેલા ચાર દિવસ કઠણ લાગે છે પણ પછી મનને ટેવ પડતાં તેની યાદદાસ્ત ખીલે છે અને લાંબા વિચાર કરવાની ટેવ પડે છે.

મને આશા છે કે મારી દરેક બહેન આ સહેલી યુક્તિ અજમાવી તેના લાભ પામી સ્ત્રીઓની ઉન્નતિની મુસાફરી કરતી ટ્રેનમાં પોતાના સ્ટેશનથી પોતાનો ડબ્બો જોડી દેશે.

( અપૂર્ણ. )

---

## પ્રભુની લીલા.

( શ્રીભક્ત માટે ખાસ લખનાર )

" મી. ફીરોજગર. "

રાગ દરબારી કાહનરો.

( જગથળમેં તોહે પલ પલમે તોહે દાતા... એ રાહ. )

પળે તુંજ દરશને તુંજ દાતા તું ત્રાતા લીલા તારી ન્યારી,
નાથ જગમાહન જગ, 'શીંગાર નશ' દેખી વંદે (તે) હિતકારી.

' શેઅર '

માટીનું પુતળું સરજાવ્યુ તુજ ગેહ કાજ,
બાગ રચ્યોય વનમાળી ફુલ દેવા પ્રાણીને;
નદીનાળા પહાડ પ્રગટ બાયુચ તુજથી.
ઝાડ જમીન રચના રચીય, આધારે દેના વાહણને,
વિનંતી હમારી દેવો વિસારી દયુક્તે જગધારી, દરપળે.

---

## જાપાનીઓ મનોનિગ્રહ માટે શું કરે છે ?

( પ્રકાશક )

જાપાનમાં શરીરબળ વધારવાના આશયથી જે કેળવણી આપવામાં આવે છે તે સર્વમાં માનસ શક્તિઓને પ્રથમ પદ આપવામાં આવેલું જણાય છે. એક જાપાનીને આખી પૃથ્વીપરના માનસશક્તિ સંપન્ન મનુષ્યોમાં પ્રથમ પંક્તિમાં મૂકીએ તો અયોગ્ય નહિ લેખાય. નાના કદવાળા શરીરમાં તેઓએ માનસ શક્તિઓ વડે કેટલું બધું શરીરબળ પ્રકટાવ્યું છે ! મનોબળ વડે શરીર બળમાં વધારો કરનાર એકલા જાપાનીઓ જ છે એમ કહીએ તો તે બરોબર નથી. તેઓ યુરોપના પહેલવાનો ને પણ આ બાબતમાં નથી જાય છે.

ન્યુ ઇસ્ટયુની કસરત એ બીજું કાંઈ જ નથી પણ મનની શક્તિઓની ખીલવણી છે. અને ન્યુ થ્રસ્ટયુની કસરત શરીરબળ વધારવા માટે કરવામાં આવે છે તે કરતાં મન ઉપર કાબુ રાખતાં શીખવા માટે વધારે કરવામાં આવે છે.

જાપાની વિદ્યાર્થીને જે પ્રથમ પાઠ શીખવાનો હોય છે તે આજ હોય છે કે તેણે મનને કાબુમાં રાખતાં શીખવું. જાપાની પ્રજાના ઘણો જ તેજ અને આવેશાત્મક હતો. તે તેમણે સેંકડો વર્ષના અભ્યાસ વડે પોતાના કાબુમાં લીધો છે. અને આ મનને સ્વાધિન રાખવાના સદ્ગુણને વધારવાને માટે તેમણે બાળકોની પ્રત્યેક રમતોને એવીતો બનાવી છે કે રમુજમાં અને રમતમાં પણ તેમને મનને કાબુમાં રાખવાના અનેક પ્રસંગ આવે.

આર્યાવર્તના મહાન ઋષિ મુનિઓ મનોનિગ્રહ સંબંધમાં અને તે સંબંધાં દૈવિ શક્તિઓ અને અદ્ભુત સામર્થ્યો કેવી રીતે પ્રકટે છે તે સંબંધમાં ઘણું કહ્યું છે તે વાતોનું સત્ય આ જમાનામાં કોઇ અંશે હવે પ્રકટ થતું જોવામાં આવે છે. હવેની પ્રજા શીખતી જાય છે કે મનુષ્ય ને પ્રાપ્ત મન એ એવી તો આશ્ચર્ય જનક વસ્તુ કે તે વડે મનુષ્ય પોતાને ધારે તેવો કરી શકે છે. માત્ર તેને મન પાસે કામ લેતાં આવડવું જોઇએ. મનને કાબુમાં લઇ તેની પાસે પોતાના ઇપ્સિતાર્થ સિદ્ધ કરાવી લેવાની કલા પ્રાપ્ત કરવી એ મહા પરિશ્રમની અપેક્ષા રાખે છે.

આપણી આસપાસ જે પદાર્થો હોય છે તે સર્વની આપણા મન ઉપર સારી કે માઠી અસર થાય છે. આસપાસના પદાર્થો, સમાચારો, ક્રિયાઓ અને સૃષ્ટિઓ–ટુંકામાં હજારો ચીજો જેના સંબંધમાં આપણે આવીએ છીએ તે આપણાં મન ઉપર અસર કરે છે. સૌથી વધારે અસર કરનાર ઋતુઓ છે. આપણને વસંતમાં પરમ ઉલ્લાસ પ્રકટે છે, ઉન્હાળામાં સુસ્તી જણાય છે, પાનખર ઋતુ ઓછી પ્રસન્નતા વાળી હોય છે ત્યારે શીત ઋતુ અધિક પરિશ્રમ કરાવે છે.

હવે જે ઋતુમાં ઓછી પ્રસન્નતા રહેવાના સંભવો હોય તે ઋતુઓમાં પ્રસન્નતા પ્રકટાવવા માટે મનનો–મનની પ્રસન્ન કળાનો ઉપયોગ કરવો જોઇએ. જો મનને આપણા સ્વાધિન વર્તાવતાં આપણને આવડતું ન હોય તો આપણે પ્રસન્નતા પ્રકટાવવામાં નિષ્ફળ થઇએ છીએ.

કુદરત આપણને મનને કેમ ખુશ રાખવું તે શીખવે છે આપણા આનંદ ખાતર વસંતમાં તે નાના પ્રકારનાં સુરમ્ય પુષ્પો અને સુગંધીવાળા મોર ઉત્પન્ન કરે છે. ઉન્હાળામાં પાણીમાં તરવાથી અને પર્વતપર નિવાસ કરવાથી પ્રસન્નતા જણાય છે અને શિયાળામાં ઠંડ આવે તેવી રમત ગમતો કરવાથી પ્રસન્નતા પ્રકટે છે.

જાપાનના એક શિક્ષકે એવું શોધી કહાડયું છે કે પાનખર ઋતુમાં પ્રસન્નતા જાળવવાનાં સાધનો ઓછાં છે. વળી એ ઋતુમાં આપઘાત કરનારાની સંખ્યા પ્રમાણમાં વધારે હોય છે, માટે બાળકોને પોતાનાં મન પ્રસન્ન રાખવા માટે મનને સ્વાધિન રાખતાં શીખવવાની ખાસ જરુર છે. આટલા માટે તેઓ બાળકનું મનમાં ચિંતા ન રહે અને ભય આવતાં છતાં સ્થિરતા ન પ્રકટે તેવા ઉપાયો યોજે છે. જાપાનના લોક આટલા માટે જ પાનખર ઋતુમાં પર્વતોપર ભમવાનો અને વિનોદ કરવાનો રીવાજ રાખે છે.

# રમુજી ટુચકાઓ.

( વિનોદી. )

ઉપરી—મી. તહેસીલદાર ! તમારા હાથ નીચેના માણસો ફરીયાદ કરે છે કે તમે તેમની સાથે અસભ્ય વર્તન રાખો છો.

તહેસીલદાર—મારા વિરૂદ્ધ કોણ કોણ ફરીયાદ કરે છે ? તે ખરેખર ગધેડોજ હોવો જોઇએ.

ઉપરી—તે એક નથી પણ ઘણા છે. આ બધા જ તમારી આગળ હાજર જ છે.

તહેસીલદાર—બેશરમ ! હરામ...ખોરો ! મેં તમારી સાથે ક્યારે અસભ્ય વર્તન ચલાવ્યું.

( ઉપરીએ તત્કાલ તહેસીલદારને ડમી કર્યો. )

---

શેઠાણી—કેમરે ભટ ! પેલો તમને દરરોજ મળવા કોણ આવે છે ?

ભટ—એતો મારો છોકરો છે, બાઇ સાહેબ.

શેઠાણી—( ચીડાઇને ) તમે તેને દરરોજ રસોડામાં બેસાડીને જમાડો છો એ કાંઇ સારૂં નહિ. સમજ્યાને.

ભટ—હાજી. એ છોકરો મૂર્ખ છે. હજારવાર કહ્યું કે તારે શેઠજી સાથે ભોજનશાળામાં બેસી જમવું પણ તે એટલો તો શરમાળ છે કે તેમ કરતો નથી.

---

માસ્તર—અક્ષા માણેક ! સમજ કે તારા બાપ આજ તારી માને પચીસ રૂપીયા આપે અને કાલે પંચોતેર આપે તો તેનો સરવાળો શું આવે ?

માણેક—એનો સરવાળો એ આવે કે મારી મા હરખથી ગાંડી થઇ જાય સાહેબ !

---

મંદમતિ—( એક ભિખારીને ) અલ્યા તું તદ્દન મૂર્ખ લાગે છે ! પૈસાને બદલે મારી પાસેથી થોડી અક્કલ માગી હોત તો તે વડે તું ઘણા પૈસા મેળવી શકતે !

ભીખારી—સાહેબ ! આપની પાસે જે વધારે છે તે મેં માગ્યું છે.

---

ડાક્તર—બાઇ ! તમને ઉધરસ થઇ છે તે કેવી છે તે પ્રથમ મારે જાણવું છે.

શ્રીમાન્ ફફી—હાલ ઉધરસ ખાવાની મારી ઇચ્છા નથી નહિતો તમને ખાંખા કરી બતાવતે કે મને કેવી ઉધરસ થઇછે. તેમ છતાં તમારે જાણવુંજ છે તો મારી સકુ તે તમને બતાવશે. ( દાસી તરફ જોઇને ) સકુ ! મને સવારે ખાંસી આવી હતી તેવી ખાંસી ખા જોઇએ !

---

ફફી—વૈદરાજ ! તમારી પાસે મરનકડાળ માટે કેઇ દવા છે !

વૈદરાજ—હા ! અમારી પાસે દેવું રામબાણ ઔષધ છે. લો પૂછો આ મણિશંકર કાકાને ! તેઓ કાંઇ નહિતો સોળ વરસથી આ રામબાણ દવા વાપરે છે ને આભાર માન્યા કરે છે !

**ડાકતર**—( પોતાની પુત્ર સ્ત્રીને ) સાંભળ્યું કે ! થોડી વાર અંદર જતાં રહો. લક્ષ્ત વિનાશક પેટન્ટ દવાનો ગ્રાહક આવે છે તે જો તમને જોશે તો પાછો ચાલ્યો જશે.

( વિનોદી )

---

**ચાકર**—સાહેબ ! હજામ આવ્યો છે. આપને હજામત કરાવવી છે ?

**શેઠ**—( દાઢીપર હાથ ફેરવીને ) હમણાં કંઇ નકી નથી. એને કહીએ કે મોડેથી આવીને ખબર કાઢી જજે. પછી જોઇશું. ( જાણે પા અર્ધી કલાકમાં શેઠની દાઢી વધી જવાની હશે ! )

“ નવનીત ”

---

**મહેતાજી**—અલ્યા દયાળ ! ગુંદર એટલે શું ? અને તે શા કામમાં આવે છે ?

**દયાળ**—ગુંદર એક ચીકણો પદાર્થ છે. અનેતે ચોંટાડવાના કામમાં આવે છે.

**મહેતાજી**—દાખલો આપીને સમજાવ જોઇએ.

**દયાળ**—સાહેબ ! તમે મારે ઘેર આવો છો ત્યારે કલાકના કલાક ખુરસીપર બેઠા બેઠા બગાસાં પર બગાસાં ખાધા કરો છો. એનો અર્થ એ કે તમે ગુંદર લઇને આવો છો અને ખુરસીપર ચોંટ્યા રહો છો.

---

**ન્યાયાધિશ**—( આરોપીને ) પહેલાં તને ચોરી માટે સજા કરી હતી તે તું ભૂલી ગયો કે !

**આરોપી**—સાહેબ ! એતો તાંબાનો લોટો ચોરવા માટે સજા કરી હતી. રૂપાનો લોટો લેવામાં ચોરી કહેવાય તે હું જાણતો ન હતો. હું તો નિર્દોષ છું સાહેબ !

“ ફીરોઝગર ”

---

**ઇશ્વરી**—મેં સાંભળ્યું છે તમે મહાબળેશ્વર જાઓ છો. કોણ કોણ જાઓ છો ?

**રશ્મીબાલા**—હા. હું જવાની છું અને સાથે મારો સામો, મારો છોકરો, મારી આયા, મારો કુતરો અને મારો પોપટ એટલાં જવાનાં છીએ. જો ખર્ચ વધી નહિ જાય તો મારા ધણીને પણ સાથે લઇ જઇશ.

“ નવનીત ”

---